શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૨૪ મું

# રાજા છબીલારામ બહાદુર



લેખક

**માનશંકર પીતાંબરદાસ મહેતા,**

નાગરોત્પત્તિ', 'અહુનવર', 'કાઠિયાવાડનું વડનગર' : મેવાડના ગુહિલો' વગેરેના લેખક.

ભાવનગર.

[ ઇ. ૧૯૩૩ ]

આવૃત્તિ પહેલી

સંવત ૧૯૯૦



કિંમત ૧-૧૪-૦ પાકું પૂંઠું.






આર્ય સુધારક પ્રિ. પ્રેસમાં
મણિભાઇ મ. ગુપ્તે
છાપી પ્રકટ કર્યું.
તા. ૧-૧-૩૪

શ્રી.

# વિજ્ઞાપન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન શ્રીમંત સરકાર મહારાજાસાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ, સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી. એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે, તેના વ્યાજમાંથી, "શ્રી સયાજી સાહિત્યમાળા" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

તદનુસાર **'રાજા છબીલારામ બહાદુર'** એ નામનું પુસ્તક **માનશંકર પીતાંબરદાસ મહેતા,** એમની પાસે તૈયાર કરાવી તેને ઉક્ત માળામાં ૨૨૪મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા,<br>પ્રાચ્યવિદ્યામંદિર,<br>વડોદરા.<br>તા. ૧-૧૨-૩૩ | મં. ર.<br>મજમુદાર,<br>ભાષાંતર<br>મદદનીશ | ભા. કા. ભાટે<br>રાજ્ય<br>વિદ્યાધિકારી;<br>વડોદરા રાજ્ય. |

# શ્રીસયાજી બાલજ્ઞાનમાલા

## ઐતિહાસિક ચરિત્રો

| | | | |
|---|---|---|---|
| ૧ | (૪) | મહારાણા પ્રતાપ. રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ. (૧૯૧૯–૧૯૨૨) | ૦–૬–૦ |
| ૨ | (૮) | ઔરંગઝેબ. મનસુખરામ મોહનલાલ પોટા બી. એ. (૧૯૧૯–૧૯૨૨) | ૦–૬–૦ |
| ૩ | (૧૦) | રણજિંતસિંહ. ભરતરામ ભાનુસુખરામ મહેતા, બી. ટી. સી. ઇ. (૧૯૨૦–૧૯૨૩) | ૦–૬–૦ |
| ૪ | (૧૨) | શ્રીહર્ષ. ભરતરામ ભાનુસુખરામ મહેતા, (૧૯૨૦–૧૯૨૨) | ૦–૬–૦ |
| ૫ | (૧૬) | બોનાપાર્ટ નેપોલિયન. દિનકરરાય પુરુષોત્તમરાય જોષીપુરા (૧૯૧૯–૧૯૨૫) | ૦–૬–૦ |
| ૬ | (૧૯) | શ્રીહર્ષ. આનંદપ્રિય આત્મારામજી બી. એ. એલએલ. બી. [ हिन्दी ] (૧૯૨૧) | ૦–૮–૦ |
| ૭ | (૨૪) | લૉર્ડ વિલિયમ બેન્ટિક. હીરાલાલ હરજીવન ગણાત્રા બી. એ. એલએલ. બી, સોલીસીટર (૧૯૨૨) | ૦–૬–૦ |
| ૮ | (૨૫) | નાના ફડનવીસ. રમણલાલ વસંતલાલ દેસાઈ. એમ. એ. (૧૯૨૨) | ૦–૬–૦ |
| ૯ | (૨૮) | મહાદજી સિંધિયા. વલ્લભરાય લાભશંકર છાયા, બી. એ (૧૯૨૧) | ૦–૬–૦ |
| ૧૦ | (૩૪) | બાલ બાબર. મનસુખલાલ મોહનલાલ પોટા, બી. એ. (૧૯૨૩) | ૦–૬–૦ |
| ૧૧ | (૪૧) | વિલિયમ યુવર્ટ ગ્લૅડસ્ટન. હીરાલાલ હરજીવન ગણાત્રા બી. એ. એલએલ. બી. સોલીસીટર (૧૯૨૪) | ૦–૬–૦ |

૧૨ (૪૨) શૂરવીર શિવાજી. ભરતરામ ભાનુસુખરામ મહેતા
એ. ટી. સી. ઈ. ( ૧૯૨૪ ) ૦—૬—૦
૧૩ (૪૭) છત્રપતિ સંભાજી મહારાજ. કેશવ મંગેશ રાંગણેકર
બી. એ. [ મરાઠી ] ( ૧૯૨૪ ) ૦—૬—૦
૧૪ (૪૮) મહારાણા પ્રતાપ. પરશુરામ ગોવિંદ કાટદરે
બી. એ. [ મરાઠી ] ( ૧૯૨૪ ) ૦—૬—૦
૧૫ (૫૧) ડ્યુક ઑફ વેલિંગ્ટન. હીરાલાલ હરજીવન ગણાત્રા
બી. એ. એલએલ. બી. સોલીસીટર ( ૧૯૨૪ ) ૦—૬—૦
૧૬ (૬૪) ઔરંગઝેબ. આનંદપ્રિય આત્મારામ પંડિત
બી. એ. એલએલ. બી. [ હિન્દી ] ( ૧૯૨૬ ) ૦—૮—૦
૧૭ (૬૬) ચક્રવર્તી અશોક. હરિરાય ભગવતરાય બુચ
( ૧૯૨૬ ) ૦—૬—૦
૧૮ (૬૭) બાલ બાબર. વિષ્ણુ પાંડુરંગ નેને બી. એ.
[ મરાઠી ] ( ૧૯૨૬ ) ૦—૬—૦
૧૯ (૭૧) વિલ્યમ એવર્ટ ગ્લૅડસ્ટન. વિષ્ણુ પાંડુરંગ નેને
બી. એ. (મરાઠી) (૧૯૨૭) ૦—૬—૦
૨૦ (૮૯) અશોક. વિષ્ણુ પાંડુરંગ નેને
બી. એ. (મરાઠી) (૧૯૩૨) ૦—૫—૦
૨૧ (૯૭) આપણા મહારાજા. ચંદ્રશંકર મ. ભટ્ટ ૦—૬—૦
૨૨ (૯૮) કોલમ્બસ ,, ( સચિત્ર ) ૦—૬—૦
૨૩ (૧૦૩) કર્ણ ( મરાઠી સચિત્ર ) કવિ રામરાવ માર્તંડ
ભાંબુરકર ( ૧૯૩૩ ) ૦—૬—૦
૨૪ (૧૦૫) રામદાસ. કવિ રામરાવ માર્તંડ ભાંબુરકર
( મરાઠી સચિત્ર ) ( ૧૯૩૩ ) ૦—૬—૦

# ઐતિહાસિક ચરિત્ર

## સાહિત્ય માળા

૧ (૧૬) **વીર પુરુષો.** ભરતરામ ભાનુસુખરામ મહેતા, ઓ. ટી. સી. ઇ. Charles Kingsley કૃત The Heroes ઉપરથી Many Macgregor એમણે લખેલા અંગ્રેજી લઘુ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર (૧૯૧૮) ૦–૧૨–૦

૨ (૪૨) **મહારાજા શિવાજી** સીતારામ વાસુદેવ પેંડસે. બી. એ. એક. આર. સી. આઇ; એસ. સી. પી. મરાઠી (૧૯૧૯) ૧–૬–૦

૩ (૪૯) **વીર શિવાજી.** સ્વ. મુકુંદરાય નિત્યારામ મહેતા, બી. એ. Rawlinson કૃત "Shivaji, the Maratha" નો ગુજરાતી અનુવાદ. (૧૯૨૦) ૧–૦–૦

૪ (૫૩) **મણિશંકર કીકાણી.** જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપુરા, એમ. એ. (૧૯૨૦) ૧–૬–૦

૫ (૫૬) **નેપોલિયન બોનાપાર્ટ ભાગ પહેલો.** ગોકળદાસ મથુરાંદાસ શાહ, બી. એ., એલએલ. બી. Abbott કૃત "Napoleon Bonaparte" નો ગુજરાતી અનુવાદ. (૧૯૨૪) ૨–૧૨–૦

૬ (૫૭) **નેપોલિયન બોનાપાર્ટ ભાગ બીજો.** ઉપર પ્રમાણે. (૧૯૨૪) ૨–૧૦–૦

૭ (૫૮) **નેપોલિયન બોનાપાર્ટ, ભાગ ત્રીજો.** ઉપર પ્રમાણે. (૧૯૨૬) ૨–૧૨–૦

૮ (૫૯) **નેપોલિયન બોનાપાર્ટ ભાગ ચોથો.** ઉપર પ્રમાણે. (૧૯૨૬) ૩–૦–૦

૯ (૭૨) **સમુદ્રગુપ્ત.** ભરતરામ ભાનુસુખરામ મહેતા, ઓ. ટી. સી. ઇ. (૧૯૨૧) ૦–૧૩–૦

૧૦ (૭૭) **ચક્રવર્તી અશોક.** હરિરાય ભગવંતરાય બુચ.
(૧૯૨૩) ૦-૧૪-૦

૧૧ (૭૮) **समुद्रगुप्त** રવિશંકર અંબારામ છાયા. બી. એ. એલએલ.બી.
हिन्दी (૧૯૨૨) ૦-૧૦-૦

૧૨ (૧૦૭) **અકબ્બર.** બાપુભાઇ જાદવરાય વૈષ્ણવ. બી. એ.
(૧૯૨૬-૧૯૨૭) ૦-૧૦-૦

૧૩ (૧૩૯) **ચંદ્રગુપ્ત મૌર્ય**-જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરાએમ. એ.
(૧૯૨૮) ૦-૧૦-૦

૧૪ (૧૪૧) **નેલ્સનનું જીવનચરિત્ર.** હીરાલાલ હરજીવન ગણાત્રા, બી. એ; એલએલ બી; સોલીસીટર. Robert Southey કૃત "Life of Nelson"નો ગુજરાતી અનુવાદ. (૧૯૨૮) ૧-૦-૦



# પ્રસ્તાવના

રાજા છબીલા રામ, જીજિયો માફ કરાવ્યો;
જન હિતેચ્છુ તેહ, પ્રજાને મન બહુ ભાવ્યો.
સુબા માળવા માંહ્ય, અમલ રાજા ગિરધરનો;
શૂરો નાગર આજ, કહાં છે ઉંચા ઘરનો ?
જુદ્ધ મરાઠા સાથ, દયાએ ખૂબ મચાવ્યું;
નામ તવારીખ માંહ્ય, શૂરવીરોમાં રાખ્યૂં,

( નર્મ કવિતા, હિંદુઓની પડતી,
વિભાગ ૨ જો, પૃ. ૩૭૩ )

આજથી લગભગ સીતેર વર્ષ ઉપર ગુજરાતી સાહિત્યના વર્તમાન યુગના આદ્ય કવિશ્રી નર્મદાશંકરે ઉપરની પંક્તિઓ રચીને પ્રસિદ્ધ કરી, ત્યારપછી તે વિષે વિશેષ અન્નવેષણ કરવાની ગુજરાતના કોઈપણ વિદ્વાનના અંતઃકરણમાં સ્ફૂર્તિ થઇ નથી, તે ખરેખર આશ્ચર્યજનક છે. આશ્ચર્યનું ખાસ કારણ તો એ છે કે—નર્મદ કવિએ તે પંક્તિઓના પાદ ટિપ્પણુમાં જે હકિકત લખી છે, તેની ઉપર પણ કોઇનું લક્ષ ખેંચાયું નથી. કવિશ્રી પાદટિપ્પણુમાં કહે છે કે—"વડનગરા નાગરો છબીલારામને પોતાની જ્ઞાતિના કહે છે; ચોર્યાસી પ્રગણાના મામલતદાર, જે વિસલનગરા નાગર છે, તે કહે છે કે—એણે મૈસોરમાં પરાક્રમ કર્યું છે, ને તેના વંશજો હજી ત્યાં છે, ને તેઓ વિસલનગરા હતા." ગિરિધર બહાદુરના સંબંધમાં કંઈ હકીકત આપી નથી. તેઓ ઈ. સ. ૧૭૨૪ માં મરાયા, તેટલીજ નોંધ કરી છે. દયા બહાદુરના સંબંધમાં કહ્યું છે કે—"તે રાજા ગિરધર બહાદુરનો કાકો; એને પણ બહાદુરનો ખિતાબ હતો; સને ૧૭૨૪."

અર્થાત્ તેઓના જેવા આજથી માત્ર બસેં વર્ષ ઉપર થઈ ગયેલા વીરપુરૂષોના સંબંધમાં વાસ્તવિક રીતે કંઈ પણ હકીકત આપી નથી, જેટલી આપી છે, તે પણ પરસ્પર વિરૂદ્ધ અને સંદિગ્ધ જ છે. વડનગરા નાગરો આજ પણ તે વીરપુરૂષોના નામથી આખી જ્ઞાતિનું ગૌરવ સમજે છે. તેજ પ્રમાણે વિસલનગરાઓ તેઓની ઉપર પોતાનો દાવો રાખે છે. કવિ નર્મદે ઉપરની પંક્તિઓ લખ્યા પછી લગભગ ત્રેપન વર્ષે જૂનાગઢના નાગર ગૃહસ્થ સાક્ષરશ્રી જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરાએ અમરજી દીવાનનું પુસ્તક રચ્યું છે. તે પુસ્તકમાં તે ત્રણે નાગરવીરોના સંબંધમાં મુસલમાન ઈતિહાસકારોના ઇતિહાસોમાંથી બની શકયા તેટલા ઉલ્લેખો શોધી કાઢી, તે ઉલ્લેખો પ્રસિદ્ધ કર્યા છે. પરંતુ તે ઉલ્લેખો ઉપરથી પણ તેઓના સંબંધમાં જોઇએ તેટલો પ્રકાશ પડી શકતો નથી.

મુસલમાન રાજ્યકર્ત્તાઓના ઇતિહાસો તે તે સમયના મુમલમાન તેમજ હિંદુ ઇતિહાસકારોએ તત્કાલીન ફારસી ભાષામાં રચ્યા છે. છબીલા-રામ અને તેઓના કુટુંબીઓ ઔરંગજેબના અંતના સમયથી મહમદ-શાહ બાદશાહના મધ્ય સમય સુધીમાં થઈ ગયા છે. તે સમયના સઘળા ઇતિહાસકારોએ રાજકીય પ્રસંગોમાં તે તે વીરોએ જે ભાગ લીધો છે, તેની નોંધ માત્ર કરી છે. છબીલારામ, ગિરિધર બહાદુર અને દયા બહાદુર જ્ઞાતિએ નાગર હતા, એમ તો તેઓએ પોતાની નોંધમાં દર્શાવ્યું છે. પરંતુ તેઓ નાગર જ્ઞાતિની કઇ ઉપજ્ઞાતિના હતા, કયાંના મૂલ નિવાસી હતા, કોના આશ્રયથી તેઓએ સુબેદાર જેટલી ઉચ્ચ પદવી પ્રાપ્ત કરી શકયા, વગેરે બાબતોની કંઈ પણ હકીકત આપી નથી. છતાં આ પુસ્તકના બીજા પ્રકરણમાં તે બાબતમાં યથાપ્રાપ્ત ખુલાસો કરવામાં આવ્યો છે, તે ઉપરથી સઘળા પ્રશ્નોનું સમાધાન થઇ જશે.

કવિ નર્મદાશંકરને ચોર્યાસી પ્રગણાના મામલતદારે તેઓ—રાજા છબીલારામ—વિસલનગરાનાગરજ્ઞાતિના હતા, એમ કહેલું છે. વિશેષમાં

એમ પણ કહ્યું છે કે—રાજા છબીલારામે મહીસોરમાં પરાક્રમ કર્યું હતું, અને તેના વંશજો હજુ પણ તે દેશમાં છે. કોઈ પણ ઇતિહાસમાં એમ નથી નીકળતું કે છબીલારામજી આગ્રા, દિલ્હી અને અલ્હાબાદની મર્યાદા છોડી દક્ષિણમાં ગયા હોય; તેઓ કદી પણ દક્ષિણમાં ગયા ન હતા, તેમજ ત્યાં વસ્યા પણ ન હતા. છતાં મહીસુરના કોઇ વિસલનગરા નાગરો પોતે છબીલારામના વંશના છે, એમ કહેતા હોય, તો તે તેઓનો ભ્રમ માત્ર હોવો જોઇએ, અથવા છબીલારામ નામનો કોઇ બીજો પુરૂષ હોવો જોઇએ, ગિરિધર બહાદુર અને દયા બહાદુર પણ માળવાની હદ ઓળંગીને કદી પણ દક્ષિણમાં ગયાનું મરાઠી ઇતિહાસોમાંથી પણ પ્રાપ્ત થતું નથી. તેથી ઉલટું, પૃ. ૩૫ મે છબીલારામના સંબંધમાં જે ઉલ્લેખો આપવામાં આવ્યા છે, તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે— તેઓ જ્ઞાતિએ વડનગરા હતા, અને તીર્થરાજ પ્રયાગ એટલે અલ્હાબાદના સુબેદાર હતા. છબીલારામના પુત્ર દયાબહાદુરની પુત્રી વેણીકુંવરનાં જૂનાગઢના સુપ્રસિધ્ધ વડનગરા નાગર ગૃહસ્થ અમરજી દીવાનના પિતા કુંવરજી મહેતા સાથે લગ્ન થયાં હતાં. તેમજ છબીલારામને ફરૂખસીયર બાદશાહ તરફથી મળેલું બુઢ્ઢાબાવા નામનું શિવલિંગ દયાબહાદુરે પોતાની પુત્રીને કન્યાદાનમાં આપ્યું હતું, એમ અમરજી દીવાનના પુત્ર રણછોડજી દીવાને પોતાના સોરઠની તવારીખનામના પુસ્તકમાં નોંધ્યું છે. ( જુઓ પૃ. ૪૦–૪૪ ) તે બુઢ્ઢાબાવા નામનું શિવલિંગ જૂનાગઢમાં લક્ષ્મીશંકર દિવાનના કુટુંબના મકાનમાં આજ પણ છે; તે બુઢ્ઢેશ્વરના નામથી ઓળખાય છે, અને તેનું પૂજનઅર્ચન તેઓ તરફથી બહુ ભક્તિભાવથી કરવામાં આવે છે. તે સઘળાં પ્રમાણો ઉપરથી છબીલારામ અને તેઓના કુટુંબીઓ વડનગરા નાગર હતા, એમ નિઃસંદેહ સિદ્ધ થાય છે.

તેમ છતાં તે વિષય ઉપર વિશેષ પ્રકાશ તો કાશીના સુપ્રસિદ્ધ વડનગરા નાગર ગૃહસ્થ રાજા માધવલાલ મુનશીના જામાતા બલદેવદાસના પત્રો ઉપરથી પડે છે. " છબીલારામના સંબંધમાં કંઇ હકીકત તે તર-

ફના ભાગમાંથી પ્રાપ્ત થઇ શકે તેમ છે કે કેમ ?'–તે વિષે પુછાવતાં, તેઓએ તા. ૧–૧૦–૧૯૨૬ ના પત્ર સાથે તેઓની વંશાવલિ મોકલી આપી હતી. તે વંશાવલિ પૃ. ૨૮–૩૨ મે આપવામાં આવી છે. તેજ પ્રમાણે મુસલમાન ઇતિહાસકારોએ નોંધેલી હકીકતો ઉપરથી જે વંશાવલિ ઉપજાવી કાઢવામાં આવી છે, તે પૃ. ૨૭ મે આપેલ છે. તેની સાથે ઉપરની વંશાવલિમાં મુદ્દાની બાબતોમાં ભિન્નતા આવે છે.

તે ઉપર તેઓનું લક્ષ ખેંચતાં, છેવટે તેઓએ ફરીથી મુનશીજીનાં જૂનાં દફતરોમાંથી શોધખોળ કરીને બીજી વંશાવલિ તા. ૧–૯–૧૯૩૩ ના પત્ર સાથે મોકલી છે. તે પત્રમાં તેઓ લખે છે કે–" સદરહુ વંશાવલિ છબીલારામના પિતા ભગવતીદાસે, ત્યાર પછી છબીલારામે પોતે અને ત્યાર પછી ગિરિધરબહાદુરના પુત્ર વેણીબહાદુરે કાશીના ગોરોના ચોપડાઓ ઉપરથી તૈયાર કરી છે. પાછલી બે વંશાવલિઓ ઉપર છબીલારામ તથા વેણીબહાદુરની મુદ્રાઓ પણ છે. તે કારણથી તે વંશાવલિના પ્રામાણ્યમાં શંકાને આવકાશ રહેતો નથી " પૃ. ૨૮–૩૨ મે જે વંશાવલિ આપી છે, તેમાં તેમજ છેવટ મોકલેલી વંશાવલિમાં મૂલપુરૂષ આશાધરથી ભગવતીદાસ સુધીના વંશજોમાં કંઇ તફાવત આવતો નથી. ભગવતીદાસથી તફાવત આવે છે, અને તે બહુ મુદ્દાનો છે. તેથી તેટલો ભાગ અત્ર આપવામાં આવે છે.


હરિકૃષ્ણજી
ભગવતીદાસ
હૃદયરામ
( તેઓએ કાશીના કલશેશ્વર મોહોલ્લામાં બ્રહ્મપુરી
આપ્યાનું દાનપત્ર અસ્તિત્વમાં છે )
વેણીદાસ
કાશીદાસ
દયારામ
છબીલારામ
( ગોર, શંકરજી. સં. ૧૭૫૯ )
ગિરિધર બહાદુર
કેવલરામ
જન્મ, સં. ૧૭૪૪
મૃત્યુ, સં. ૧૭૫૬
વ્રજલાલ
જન્મ, સં. ૧૭૫૮
મૃત્યુ, સં. ૧૭૬૫
રંગીલદાસ
ઉર્ફે
ચિમનરાજા
જન્મ, સં. ૧૭૭૬
મૃત્યુ, સં. ૧૭૯૧
રાજા વેણીરામ બહાદુર
જન્મ, સં. ૧૭૭૧
રાજા વિજય બહાદુર
જન્મ, સં. ૧૭૭૬
રા. શંભુ બહાદુર
જન્મ, સં. ૧૭૭૯
કૃષ્ણલાલ
જન્મ, સં. ૧૭૯૮

તેજ પત્રમાં શ્રીયુત બલદેવદાસજી લખે છે કે—" હાલમાં છબીલા-રામના પોતાના વંશમાં કોઇ પણ વંશજ હયાત નથી, પરંતુ તેઓના વ્હેવાઇના વંશજો હજુ પણ કાશીમાં રહે છે. છબીલારામના ભાઇ હૃદયરામે કાશીના નાગરબ્રાહ્મણોને આપેલી બ્રહ્મપુરી અને તેનું દાનપત્ર–બન્ને મોજુદ છે. તેજ પ્રમાણે લકનૌમાં 'રાણીકા કત્રા' નામની એક બજાર છે, તે છબીલારામનાં પત્નીએ બંધાવી હતી, એમ કહેવામાં આવે છે." એ સઘળી હકીકતો ઉપરથી છબીલારામની જ્ઞાતિ વિષે હવે કંઇ પણ શંકા રહેતી નથી.

ઉપર નિર્દિષ્ટ બીજી વંશાવલિથી છબીલારામના ભાઇ દયારામ બહાદુર હતા, અને તેઓના પુત્ર ગિરિધર બહાદુર હતા, એટલું તો સ્પષ્ટ થાય છે. અર્વિનકૃત 'ઉત્તર મુગલો'માં તેઓને દયાળ બહાદુર કહ્યા છે, તે દયાળ બહાદુર અને વંશાવલિમાં કહેલ દયારામ બહાદુરના નામોમાં કંઇ વિશેષ તફાવત આવતો નથી. પરંતુ ગિરિધર બહાદુરના પુત્ર ભવાનીરામ અને છબીલારામના પુત્ર દયાબહાદુરનાં નામો આ બીજી વંશાવલિમાં પણ જોવામાં આવતા નથી.

રાજા છબીલારામ, રાજા ગિરિધર બહાદુર અને રાજા ભવાનીરામ બહાદુરનો ફારસી ભાષામાં લખાયેલો 'અજાઇબ–ઉલ–આફાક' નામનો પત્રસંગ્રહ છે. તે પત્રસંગ્રહ લંડનના બ્રિટિશ મ્યુઝીયમમાં સુરક્ષિત રાખવામાં આવ્યો છે. ઉત્તર મુગલોના સંપાદક સુવિખ્યાત ઇતિહાસ-વિશારદ જદુનાથ સરકારે તે પુસ્તકમાં તે પત્રસંગ્રહ ઉપરથી ભવાનીરામનું પ્રકરણ ઉમેર્યું છે. ( જુઓ, Later Mughals by W. Irvine Vol II, pp. 245–247 ). તેમજ સર દેસાઇકૃત મરાઠી રિયાસતના મધ્યમ વિભાગ ઉપરથી દયાબહાદુરનો ઇતિહાસ પણ આપવામાં આવ્યો છે ( pp. 247–249 ).

મુસલમાન ઇતિહાસકારોએ ભવાનીરામના સંબંધમાં કંઇ પણ હકીકત નોંધી નથી. આ પુસ્તકના પ્રકરણ ૧૧માં અજાઇબ-ઉલ-આફાકના પત્રો ઉપરથી તેમજ પેશવાદફતરપત્રસંગ્રહના ૧૩મા વિભાગના ૫૧માના પત્ર ઉપરથી ગિરિધર બહાદુર ઇ. સ. ૧૭૨૮માં સારંગપુરના યુદ્ધમાં મરાયા પછી મહમદશાહ બાદશાહે તેઓના પુત્ર ભવાનીરામને ચિમ્ન બહાદુરના ઇલ્કાબ સાથે માળવાની સુબેદારી આપી હતી, તેનું સવિસ્તર વિવેચન કરવામાં આવ્યું છે. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે-ગિરિધર બહાદુરના પુત્રનું નામ ભવાનીરામ હતું અને તેઓનેજ ચિમ્નબહાદુરનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.

ઉપર લિખિત વંશાવલિમાં છબીલરામના પુત્ર રંગીલદાસને ચિમ્ન રાજા કહેવામાં આવેલ છે, તે રંગીલદાસ અને ભવાનીરામ એક હોવાનો કદી પણ સંભવ નથી. રંગીલદાસની જન્મસાલ વિ. સં. ૧૭૭૬ (ઇ. સ. ૧૭૧૯) અને મૃત્યુસાલ વિ. સં. ૧૭૯૧ (ઇ. સ. ૧૭૩૪) આપેલ છે. તે હીસાબે ઇ. સ. ૧૭૨૮ માં રંગીલદાસનું વય માત્ર નવ વર્ષનું હોવું જોઇએ. તેટલી વયનું બાળક સુબેદારની જગ્યોએ નીમાય અને મરાઠાઓની સાથે લડીને તેઓને મારી હઠાવે, તે બિલકુલ સંભવિત નથી.

શ્રીયુત બલદેવદાસજી લખે છે કે-ભવાનીરામ અને વેણીરામબહાદુર એકજ હતા. વેણીરામબહાદુરે અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાના નાયબ સુબા તરીકે ઇ. સ. ૧૭૪૪ માં રઘુજી ભોંસલે સામે યુદ્ધ કરીને તેને હરાવ્યો હતો, એમ સીયર-ઉલ-મુતખેરીન નામના ફારસી ઇતિહાસમાં નોંધાયું છે. કાશીવાસી તેઓના ગોર કૃષ્ણાજીના દફતરમાંથી શ્રીયુત બલદેવદાસજીને વિ. સં. ૧૮૦૧ (ઇ. સ. ૧૭૪૪) ના ચૈત્ર શુદી ૧ વાર રવિનો પત્ર પ્રાપ્ત થયો છે. તે પત્ર ઉપરથી જણાય છે કે-તે સમયે વેણીરામબહાદુર અને તેના ભાઇઓ દિલ્હીમાં હતા. કદાચ ઉપર્યુક્ત

વિજય મેળવ્યા પછી તેઓ દિલ્હીમાં ગયા હોય, એમ અનુમાન થઇ શકે છે. આ વેણીરામ અને ભવાનીરામને એક માનવામાં માત્ર વેણીરામની જન્મસાલનોજ વાંધો આવે છે. વંશાવલિમાં તેઓની જન્મસાલ વિ. સં. ૧૭૭૫ (ઇ. સ. ૧૭૧૮) ની આપવામાં આવી છે; તે ખરી માનવામાં આવે તો ગિરિધરબહાદુરના અવસાન સમયે તેઓનું વય માત્ર દશજ વર્ષનું હોવું જોઇએ. તેટલી વયના બાળકને સુબાગિરિની જોખમદાર જગ્યોએ નીમવાનું અસંભવિત છે. પરંતુ આ પુસ્તકના પૃ. ૨૭ માં દર્શાવ્યા મુજબ તેઓની જન્મસાલ વિ. સં. ૧૭૬૭ ( ઇ. સ. ૧૭૧૦ માં હોય તો પછી કંઇ વાંધો આવતો નથી.

' દયાબહાદુરના સંબંધમ મુસલમાન ઇતિહાસકારોએ જે છૂટી છવાઇ હકિકતો નોંધી છે, તે ઉપરથી એમ તો સ્પષ્ટ થાય છે કે- દયાબહાદુર રાજા છબીલારામના પુત્ર હતા. ( જુઓ, આ પુસ્તકનાં પૃષ્ઠો ૧૫-૧૬ તેમ છતાં દયાબહાદુરનો વિશેષ ઇતિહાસ તો પેશવાદફતરના પત્ર સંગ્રહમાંથીજ તથા સરદેસાઇએ મરાઠીરિયાસતના મધ્યમ વિભાગમાં તેઓએ લખેલા પત્રોની નકલો આપી છે, તે ઉપરથીજ પ્રાપ્ત થાય છે.

તે સઘળા પત્રોનાં ભાષાંતરો પરિશિષ્ટ પૃ. ૩૦૮-૩૧૩ મે આપવામાં આવેલ છે. પેશવા દફતર સંગ્રહના ૧૩ મા વિભાગના નવમા પત્રનું ભાષાંતર પણ પરિશિષ્ટ પૃ. ૩૧૭-૩૨૧ મે આપવામાં આવેલ છે. તે સર્વ પ્રમાણોથી એટલું તો સ્પષ્ટ સિદ્ધ થાય છે કે-ગિરિધરબહાદુરની હયાતીમાંજ દયાબહાદુર નર્મદા નદીના ઘાટોનું રક્ષણ કરવામાં રોકાયા હતા. તેઓનો પ્રતાપ એટલો બધો પ્રખર હતો કે-બાજીરાવના તેમજ શાહુ રાજાના સરદારો માળવામાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાને બ્હાને ઉતરી આવતા હતા, છતાં દયાબહાદુરથી ભય પામીને તેઓની ખુશામદ કરતા હતા. ગિરિધરબહાદુરની જગ્યોએ બાદશાહે તેઓના પુત્ર ભવાનીરામની નિમણુંક કરી, તેની સામે તેઓએ વાંધો લીધો ન હતો, પરંતુ જ્યારે

ભવાનીરામને રદ કરી તેઓની જગ્યાએ જયપુરના મહારાજા જયસિંહ સવાઇને નીમવામાં આવ્યા, ત્યારે ગિરિધરબહાદુરના ભાઇ તરીકે તેમજ તેઓએ અને પોતે પણ મરાઠાઓની સામે જે ટક્કર ઝીલી હતી, તેનું સ્મરણ કરાવી, મજબૂત વાંધો રજુ કર્યો હતો. બાદશાહે તેઓની વાંધા અરજી સ્વીકારી અને જયસિંહ સવાઇની નિમણુંકનો હુકમ રદ કરી, ભવાનીરામની જગ્યાએ તેઓને નીમ્યા હતા. ( Later Mughals, Vol. II, p. 247 ). સત્તરમા પ્રકરણમાં આ સર્વ પ્રસંગોની સવિસ્તર ચર્ચા કરવામાં આવી છે. તે સ્થળે સિદ્ધ કરવામાં આવ્યું છે કે ભવાનીરામની જગ્યાએ દયા બહાદુર નીમાયા હતા, અને તેઓ ધાર અને અંજાર વચ્ચે આવેલ તિરલાના યુદ્ધમાં મરાયા હતા.

નેત્રવ્યાધિને લીધે મારાથી પ્રૂફો તપાસવાનું બની શક્યું નથી, એટલુંજ નહિ પણ છેલ્લાં ચાર પ્રકરણો પણ તેવીજ સ્થિતિમાં લખાયાં છે. સાથેના પૃષ્ઠો ઉપર ફરી દષ્ટિપાત કરી જતાં, અનેક અશુદ્ધિઓ રહી ગયેલી જણાય છે. વાચકો તે સુધારીને વાંચશે, એમ આશા રાખું, તો તે અયુક્ત ગણાશે નહિ. છતાં માત્ર એક મહત્વની અશુદ્ધિ તરફ વાચકોનું લક્ષ ખેંચ્યા વિના ચાલે તેમ નથી. તે અશુદ્ધિ તિરલાના યુદ્ધના સબંધમાં છે.

ફારસી અથવા મરાઠી કોઇપણ ઇતિહાસકારે તેની ચોકકસ તારીખ આપી નથી. અર્વિને તેજ કારણથી તે વિષે મૌન્ય ધારણ કર્યું છે; પરંતુ જદુનાથ સરકારે પ્રાપ્ત પ્રમાણો ઉપરથી તે બનાવની તા. ૨૨–૧૦–૧૭૩૧ની આપી છે. આ સર્વ પ્રમાણોનો ઊહાપોહ આ પુસ્તકમાં પૃ. ૨૯૭–૨૯૮ માં કરવામાં આવ્યો છે. તે સ્થળે દર્શાવવામાં આવ્યું છે કે–દયા બહાદુરના વધ પછી મહમદખાન બંગસને માળવાનો સુબેદાર નીમવામાં આવ્યો હતો, અને તેણે તા. ૩૦–૧–૧૭૩૧ ને રોજ ઉજ્જયિનીનો કબજો લીધો હતો, મહમદખાનબંગસની નિમણુકના

હુકુમની તારીખ અર્વિને ફારસી ઇતિહાસો ઉપરથી તા. ૨૯–૯–૧૭૩૧ ની આપી છે. ( અર્વિન, ઉત્તરમુગલો, પુ. ૨ પૃ. ૨૪૯ ). દયાબહાદુરનો વધ તે પહેલાં એકમાસ પૂર્વે એટલે તા. ૨૯–૮–૧૭૩૧ ની આસપાસ થવો જોઇએ. તેથી પૃ ૨૯૮ ની પંક્તિ ૨–૨૦ અને ૨૧ માં ઇ. સ. ૧૭૩૧ ની સાલ આપી છે, તે ભૂલથીજ લખાઇ છે. ભૂલ થવાનું કારણ પણ સ્પષ્ટ થાય છે. દયા બહાદુરે રણક્ષેત્રમાંથી નંદલાલ મંડલોઇ ઉપર જે પત્ર લખ્યો છે, તેમાં લખેલ ફારસી તારીખ ઉપરથી ભાલેરાવે તે પત્રની તારીખ ૧૦–૧૦–૧૭૩૧ ની આપી છે. તે તારીખ જ ભૂલ ભરેલી છે, એમ મહમદખાનના સંબંધમાં આપેલી તારીખ ઉપરથી સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. અર્થાત્ તિરલાનું યુદ્ધ અને દયાબહાદુરનો વધ ઈ. સ. ૧૭૩૧ ના આક્ટોબરમાં નહિ, પણ ઇ. સ. ૧૭૩૦ ના ઑગષ્ટમાં થયાનું સબળ અનુમાન થાય છે.

કવિ નર્મદાશંકરે માત્ર છબીલારામ, ગિરિધર બહાદુર અને દયારામ–એ ત્રણ વીરપુરૂષોનાં નામોજ આપ્યાં છે. પરંતુ છબીલારામના ભાઇ અને ગિરિધર બહાદુરના પિતા દયાળ બહાદુર, ગિરિધર બહાદુરના પુત્ર ભવાનીરામ, છબીલારામનાં જમાતા ગુલાબરાય તથા રાજા આનંદરાય બહાદુર સંબંધી કંઇ પણ ઉલ્લેખ કર્યો નથી. દયાળબહાદુરે લાહોરના યુદ્ધમાં અપૂર્વ વીરતા દર્શાવી પોતાના સ્વામી–અર્થે પ્રાણાહુતિ આપી છે. ( જુઓ, પ્રકરણ ૩, પૃ. ૪૫–૫૦ ) ભવાનીરામ, રાય ગુલાબરાય અને રાજા આનંદરાય માળવામાં ગિરિધર બહાદુર અને દયા બહાદુરની સાથે રહીને મરાઠાઓની સામે વીર સુભટોની જેમ ઝઝુમ્યા હતા. ગુલાબરાય અને આનંદરાયે તો સારંગપુરના યુદ્ધમાં ગિરિધર બહાદુરની પડખે ઉભાં રહીને આત્મભોગો આપ્યા છે. ( પૃ. ૨૬૩ ). રાય ગુલાબરાયની વીરતા તો આગ્રાના યુદ્ધથી જ ઝળકી રહી હતી. (પૃ ૭૧-૭૨). તેવા સાત વીરોના પરાક્રમો ઇતિહાસને અભાવે અંધકારાચ્છન્ન જ હતાં.

સદ્ભાગ્યે વિલ્યમ અર્વિને તે સમયના ફારસી ભાષામાં લખાયેલા સઘળા ઇતિહાસોનો તલસ્પર્શી અભ્યાસ કરીને "ઉત્તર મુગલો" નામનાં બે દળદાર પુસ્તકો હિંદી પ્રજાને અર્પણ કર્યાં છે. તે પહેલાં કોઇ પણ ઇતિહાસકારે એટલી બધી ઝીણવટથી સઘળા બનાવોનું સવિસ્તર વર્ણન કોઇ પણ સ્થળે કર્યું નથી. બંગાલા અને બિહારમાં ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ અને કલેકટરની જગ્યાએ હોવા છતાં તેમજ તે તે હુદ્દાઓના કાર્યભારથી દબાઇ જવા છતાં, તેમાંથી અવકાશ લઇને તેઓએ એટલો બધો શ્રમ લીધો છે કે—તેઓની પૂર્વે કોઇ પણ વિદ્વાને તેટલો શ્રમ લીધાનું જણાતું નથી. તેઓએ જે જે ફારસી ઇતિહાસોના આધારો ટાંકયા છે, તે સર્વની સૂચી પૃ ૬—૯ મે આપેલ છે. તે સઘળા ગ્રંથોમાંથી માત્ર સીયર-ઉલ-મુતખેરીન અને માસીર-ઉલ-ઉમરાનાં ઇંગ્રેજી ભાષાંતરો થયાં છે. ફારસી ભાષાથી અનભિજ્ઞને અવશિષ્ટ સર્વ પુસ્તકો દુર્ગમ્ય છે. યદ્યપિ સર એચ. ઇલીયટે હિંદુસ્થાનના ઇતિહાસ નામનાં આઠ પુસ્તકોમાં મુસલમાન સામ્રાજ્ય કાળના સંબંધમાં લખાયેલા સઘળા ફારસી ઇતિહાસોમાંથી કોઇ કોઇ ભાગો તારવી કાઢીને તેનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે, પરંતુ તેથી ઇતિહાસના અભ્યાસીઓની જિજ્ઞાસા તૃપ્ત થઇ શકે તેમ નથી. તે પુસ્તકોના સંપાદક ડાઉસને ઔરંગજેબનો વિસ્તૃત ઇતિહાસ લખનાર ખાફીખાનના પુસ્તકોમાંથી ઘણા ઉપયોગી ભાગોનું ભાષાંતર સાત વિભાગમાં પ્રસિદ્ધ કર્યું છે, છતાં જ્યાં સુધી તે આખા ગ્રંથનું ભાષાંતર પ્રકટ ન થાય, ત્યાં સુધી ઔરંગજેબના સમકાલીન ખાફીખાન જેવા સમર્થ ઇતિહાસકારના યથાર્થ ભાવ સમજી શકાય તેમ નથી.

તે સિવાય પૂર્વોક્ત અજાઇબ-ઉલ-આફાક નામના પત્રસંગ્રહની પ્રતિબિંબિત નકલ ભાવનગર સામળદાસ કૉલેજના પ્રોફેસર ડૉ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકે મેળવી છે. તેનું ભાષાન્તર કરાવી પ્રસિદ્ધ કરવામાં આવે તો તે ત્રણે પુરૂષોના રાજકીય ઇતિહાસ ઉપર બહુ સારો પ્રકાશ પડી

શકે. હાલ તુરત તે સંગ્રહમાંથી યથાપ્રાપ્ત ભાગનો અત્ર ઉપયોગ કરવામાં આવ્યો છે.

તે વીર પુરૂષોના સંબંધમાં બની શકે તેટલી વિશેષ માહિતી મેળવવા પ્રયાસો કર્યા છતાં, તેનું યથેચ્છ ફલ પ્રાપ્ત થયું નથી. તો પણ આ વીર પુરૂષોએ કેવા સમયમાં, અને કેવા કેવા પ્રસંગોમાં અને કેવા સ્થિતિ સંયોગોમાં પોતાનાં જીવનોને અમર બનાવ્યા છે, તેનો ખરો ખ્યાલ તે સમયનો સવિસ્તર ઇતિહાસ જાણ્યા વિના આવી શકે નહિ. તેજ કારણથી અત્ર યથાપ્રાપ્ય પુસ્તકોનું અવલોકન કરીને, તે સમયના ઇતિહાસનું વિગતવાર વિવેચન કરવામાં આવ્યું છે. વ્યક્તિગત ઇતિહાસમાં જેઓને રસ ન પડતો હોય, તેમજ દેશની તત્કાલીન રાજકીય પરિસ્થિતિ જાણવાની ઇચ્છા હોય, તેઓની જિજ્ઞાસા પણ તૃપ્ત થઇ શકે, તેવો હેતુ ધ્યાનમાં રાખીને આ પુસ્તકની રચના કરવામાં આવી છે. તેથી ઇતિહાસના અભ્યાસીઓને થોડે ઘણે અંશે પણ ઉપયોગી થઇ શકશે, તો લેખકનો તદર્થ લીધેલો શ્રમ સફલ થશે.

છેવટે, આ પુસ્તક છપાવીને પ્રસિદ્ધ કરવામાં શ્રીમંત ગાયકવાડ સરકારના પ્રાચ્ય વિદ્યામંદિરની ભાષાન્તર શાખાના ખાતાએ જે ઔદાર્ય દર્શાવ્યું છે, તે માટે તે ખાતાનો તેમજ તે ખાતાના અધિકારી સાહેબોનો, તથા પ્રૂફો તપાસવામાં જે જે મિત્રોએ મદદ કરી છે, તેઓનો અને કાશીવાસી મહેતા બલદેવદાસ વ્યાસજીએ જૂનાં દફતરો તપાસીને તેમાંથી જે જે હકીકતો પૂરી પાડી છે, તેઓ સર્વનો આ સ્થળે અંતઃકરણથી આભાર માનું છું

ભાવનગર, નીલકંઠ
મહાદેવની શેરી
તા. ૧-૧૨-૧૯૩૩

માનશંકર પીતાંબરદાસ મહેતા.

———

# રાજા છબીલારામ બહાદુર

અને

# નાગરવીરસપ્તક.

---

## પ્રકરણ ૧ લું.

### ઐતિહાસિક સામગ્રીઓ.

વિદેશીય વિદ્વાનો હિંદુઓ ઉપર ઐતિહાસિક વૃત્યભાવનો આરોપ મૂકે છે, તેમાં ઘણે અંશે સત્ય છે, એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. આપણા દેશના રાજકીય, ધાર્મિક તેમજ વાઙ્મયના શૃંખલાબદ્ધ ઇતિહાસો પાશ્ચાત્ય પંડિતોએ જ નિર્મિત કર્યા છે. તેઓને પગલે ચાલી ચાલી આપણા દેશના વિદ્વાનો પણ હવે આત્મપ્રભા દર્શાવતા જાય છે. તો પણ ગુજરાત તો તે બાબતમાં સર્વ પ્રાંતોથી પાછળ છે, એમ કબુલ કરવું પડશે. જ્યારે બીજા એકેએક પ્રાંતમાં ઐતિહાસિક સંશોધન કરવા માટે

# રાજા છબીલારામ બહાદુર

અને

# નાગરવીરસપ્તક.

---

## પ્રકરણ ૧ લું.

### ઐતિહાસિક સામગ્રીઓ.

વિદેશીય વિદ્વાનો હિંદુઓ ઉપર ઐતિહાસિક વૃત્યભાવનો આરોપ મૂકે છે, તેમાં ઘણે અંશે સત્ય છે, એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. આપણા દેશના રાજકીય, ધાર્મિક તેમજ વાઙ્મયના શૃંખલાબદ્ધ ઇતિહાસો પાશ્ચાત્ય પંડિતોએ જ નિર્મિત કર્યા છે. તેઓને પગલે ચાલી ચાલી આપણા દેશના વિદ્વાનો પણ હવે આત્મપ્રભા દર્શાવતા જાય છે. તો પણ ગુજરાત તો તે બાબતમાં સર્વ પ્રાંતોથી પાછળ છે, એમ કબુલ કરવું પડશે. જ્યારે બીજા એકેએક પ્રાંતમાં ઐતિહાસિક સંશોધન કરવા માટે

ખાસ મંડળો સ્થપાયાં છે, અને સંશોધનનાં પરિણામો પ્રસિદ્ધ કરવા માટે માસિક કે ત્રૈમાસિક પત્રો અસ્ખલિતપણે પ્રસિદ્ધ કરવામાં આવે છે, ત્યારે ગુજરાતના પુરાતત્ત્વમંદિર પ્રતિ કે તેના તરફથી પ્રકટ થતા પુરાતત્ત્વપત્રપ્રતિ વિદ્વાનોનો કે જનતાનો સહૃદય સહકાર હોય, એમ જણાતું નથી. ગુજરાતી ભાષામાં ગુજરાતનો સાંગોપાંગ સંપૂર્ણ ઇતિહાસ ક્યારે લખાશે, તેનાં કશાં ચિન્હો જણાતાં નથી. ગુજરાત કાઠિયાવાડમાં ઐતિહાસિક સામગ્રીની અથવા ગુજરાતી સાક્ષરોની ઊણપ હોય, એમ તો નથી જ. પરંતુ શક્યભાવ કહો કે રૂચ્યભાવ કહો, ગમે તે કારણને લીધે સાક્ષરોનું તે તરફ લક્ષ ખેંચાતું હોય, એમ જણાતું નથી. હાલમાં તો ગુજરાતના સાક્ષરો રસસાહિત્યની રેલછેલમાં એટલા બધા તરબોળ થઈ ગયા છે કે, રસસાહિત્ય સિવાય વાઙ્મયની બીજી કોઇપણ શાખાનો સ્પર્શ કરતાં પણ તેઓ સંકોચ પામે છે. ગુજરાતી વાઙ્મયને સુસમૃદ્ધ કરવું હોય તો તેની એકેએક શાખાને જૂદા જૂદા અભ્યાસીઓએ પોતાના જીવનનું કેન્દ્ર કરવું જોઇએ; ત્યારે જ ગુજરાતી સાહિત્ય મરાઠી કે બંગાલી સાહિત્યની કક્ષામાં આવવાને સમર્થ થશે.

આખા પ્રાંતના ઇતિહાસની જ્યારે એવી વલે છે, ત્યારે તેમાં વસતી જૂદી જૂદી જ્ઞાતિઓના ઇતિહાસની તો આશા શી રીતે રાખી શકાય? ઈ. સ. ૧૯૨૨ માં પ્રસિદ્ધ થયેલ ‘નાગરોત્પત્તિ’ નામના પુસ્તકના ઉપસંહારમાં નાગરજ્ઞાતિનાં છેલ્લાં અઢારસેં વર્ષોના ઇતિહાસનું ઝાંખું દિગ્દર્શન કરાવ્યું છે; તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે–તે દિશામાં વિશેષ અન્વેષણ કરવામાં આવે તો તે જ્ઞાતિના સવિસ્તર ઇતિહાસ માટે વિપુલ સામગ્રી મળી આવે તેમ છે. ઔરંગજેબે કુટિલ રાજનીતિ અને અમાનુષી અત્યાચારોથી મુગલબાદશાહીની ઘોર પોતાને હાથે પોતાના જીવન કાલમાં જ ખોદી રાખી હતી. તેના મૃત્યુ પછી આખા દેશમાં અશાંતિ, ખટપટ અને વિગ્રહની જ્વાલા પ્રસરી ગઈ. તેવા સમયમાં નાગરજ્ઞાતિના પુરૂષોએ જે સ્વામીભક્તિ દર્શાવી છે, રણક્ષેત્રો ઉપર

શૂરવીર યોદ્ધાઓની પેઠે ઝઝુમી જે પરાક્રમો કર્યાં છે, તેમ જ રાજકાર્યમાં જે વિશાલ દષ્ટિ અને ઉદાત્ત કૌશલ્ય દાખવ્યું છે, તેવા દષ્ટાંતો હિંદુસ્થાનના ઇતિહાસમાં બહુ વિરલ માલુમ પડશે. રાજા છબીલારામ અને તેઓના વીર કુટુંબીઓએ મુગલ પાદશાહીના પ્રજળી રહેલા દાવાનલમાં પોતાનાં શરીરોને ઝંપલાવીને પાદશાહીને થંભાવી રાખી હતી.[1] તેવા વીર પુરૂષોના વીરચરિત સંબંધી જોઇએ તેટલી સામગ્રી મળી શકે, છતાં તે મેળવવાને માટે પરિશ્રમ લેવાની કોઇને ઉત્કંઠા જ થઇ નથી !

આજથી આશરે ત્રીશ વર્ષ ઉપર એટલે ઈ. સ. ૧૮૯૬–૯૮ ના બંગાળાની સોસાઇટીના જર્નલના અંકોમાં હિંદુસ્થાનના ગિબનનું ઉપનામ મેળવેલા વિલ્યમ અર્વિને 'ઉત્તર મુગલો'ના લેખમાં બહાદુરશાહ બાદશાહથી આરંભી ફરૂખસીયર બાદશાહ સુધીના ઇતિહાસનો કેટલોક ભાગ પ્રસિદ્ધ કર્યો હતો. તે ઇતિહાસમાં રાજા છબીલારામના રાજકીય ઇતિહાસના ઘણા ભાગનો સમાવેશ થાય છે. છતાં તેની તરફ કોઇ પણ સાક્ષરનું લક્ષ ગયું હોય, એમ જણાતું નથી. ઇ. સ. ૧૯૦૬ માં શ્રીયુત જોષીપુરાએ 'પોતાના અસરજી દીવાન' નામના પુસ્તકમાં રાજા છબીલારામ અને તેઓના કુટુંબીઓ સંબંધી મુસલમાની ઇતિહાસો, સીયર–ઉલ–મુત ખેરીન અને માસીર–ઉલ–ઉમરાના ઇંગ્રેજી ભાષાન્તરોમાંથી જેટલી હકીકતો મળી આવી, તે સર્વનો સંગ્રહ કર્યો છે. તે ઉપરથી પણ અદ્યાવધિ વિશેષ અન્વેષણ કરવાને કોઇનું અંતઃકરણ આકર્ષાયું નથી. વિ. સં. ૧૯૭૦ એટલે ઇ. સ. ૧૯૧૪ ના નાગર ત્રિમાસિકના અંકોમાં રાજકોટ મ્યુઝીયમના કયુરેટર આચાર્ય વલ્લભજી હરિદત્તે પોતાના જૂનાં પુસ્તકોમાં તેઓ સંબંધી જે નોંધો નોંધાઇ હતી, તે પ્રસિદ્ધ કરેલ છે. તે ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે–ગુજરાત

---

[1] अब गिरिधरलाल बहादुर वीर समसेर गहि कर पातसाहोको पनाह मो !

કવિ શ્રીધર.

કાઠિયાવાડમાં નાગરગૃહસ્થોનાં જૂનાં દફતરો શોધવામાં આવે તો તેમાંથી તેઓ વિષે કંઈક સારો પ્રકાશ પડી શકે. કાશીનિવાસી શ્રીયુત બળદેવદાસ વ્યાસજીએ રાજા માધોલાલનાં જૂનાં દફતરોમાંથી તેઓનું વંશવૃક્ષ શોધી કાઢી મોકલાવ્યું છે, તે પરિશિષ્ટ અંક ૩ માં આ સાથે સામેલ રાખવામાં આવેલ છે. તેઓના દફતરમાંથી વિશેષ શોધ કરવામાં આવે, તેમજ અયોધ્યા, લકનૌ વગેરે શહેરોમાં વસતા નાગરગૃહસ્થોનાં જૂનાં દફતરો શોધવામાં આવે તો તેથી પણ વધારે પ્રકાશ પડવાનો સંભવ છે.

વિલ્યમ અર્વિન ના 'ઉત્તરમુગલો' ના ઈતિહાસનો જેટલો ભાગ પ્રસિદ્ધ થયો હતો, તદુપરાંત જેટલો ભાગ તેઓએ લખી રાખ્યો હતો, તે સઘળાનો સંગ્રહ કરીને તેમજ તેમાં યોગ્ય સુધારો વધારો કરીને સુપ્રસિદ્ધ ઐતિહાસિક વિદ્વાન્ પ્રોફેસર જદુનાથ સરકારે ઈ. સ. ૧૯૨૧-૨૨ માં 'Later Mughals' ( ઉત્તર મુગલો ) નાં બે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. તે પુસ્તકો પ્રસિદ્ધ થયાં ન હોત તો આજે આ પુસ્તકમાં રાજા છબીલારામ અને તેઓના કુટુંબીઓનો જે કંઈ યત્કિંચિત્ પરિચય કરાવવામાં આવ્યો છે, તે કદી પણ થઈ શકત નહિ. મુસલમાની ઈતિહાસો પૈકી સીયર-ઉલ-મુતખેરીન અને માસીર-ઉલ-ઉમરા-એ બે પુસ્તકો ઈ. સ. ૧૭૮૧-૮૩ સુધીમાં રચાયાં હતાં. પરંતુ ખાફીખાને મુન્તખબ-ઉલ-લુબ્ક નામનો ઈતિહાસ ઈ. સ. ૧૭૨૫ માં પૂરો કર્યો છે. ખાફીખાન ઔરંગજેબ, ફરૂખસીયર અને મહમદશાહના સમયમાં બહુ ઉંચા અધિકારની જગ્યોએ હતો. તે ઉપરથી રાજા છબીલારામની સાથે તે નિકટના સંબંધમાં આવ્યો હતો. તેણે રાજા છબીલારામ અને રાજા ગિરિધર બહાદુર વિષે ઘણી વિગતવાર હકીકતો આપી છે. પરંતુ તે આખા પુસ્તકનું ઇંગ્રેજી ભાષાંતર હજુ સુધી થયું નથી. ઇલિયટના હિંદુસ્થાનના ઇતિહાસના સંપાદક પ્રોફેસર જહોન ડાઉસને તે પુસ્તકના કેટલાક ભાગોનું ભાષાંતર કરીને તે ઐતિહાસિક ગ્રંથના સાતમા પુસ્તકમાં પ્રસિદ્ધ કરેલ છે. તે ભાગોમાંથી જોઈતી હકીકતો પ્રાપ્ત થઈ

શકતી નથી. ભવિષ્યમાં રાજા છબીલારામનું ચરિત્ર લખવાની ઇચ્છા કરનારે ખાફીખાનનું અસલ ફારસી પુસ્તકનું અવલોકન કર્યા વિના ચાલે તેમ નથી. તે સિવાય કામવારખાન, તુરૂદ્દીન અને શિવદાસ વગેરેનાં જે જે ફારસી પુસ્તકો અવશ્ય ઉપયોગી છે. તેની યાદી આ સાથે સામેલ રાખેલ પરિશિષ્ટ અંક ૧ માં આવેલ છે. તે યાદીમાં લખ્યા મુજબ અજાઇબ-ઉલ-આફાક ( જગતનાં આશ્ચર્યો )નામનો રાજા છબીલારામ અને રાજાગિરિધર બહાદુર તથા રાજા ભવાનીરામ સાથે ચાલેલા બાદશાહી પત્રવ્યવહારનો સંગ્રહ છે. તે સંગ્રહ બ્રિટિશ મ્યુઝીયમમાં સુરક્ષિત રાખવામાં આવ્યો છે. તેની નકલ પ્રાપ્ત થઇ છે, તેનું ભાષાંતર કરવામાં આવે તો તેઓના રાજકીય ઇતિહાસમાં પણ અનેક ત્રુટિઓ જોવામાં આવે છે અને કેટલીક શંકાઓ ઉપસ્થિત થાય છે, તેનું સમાધાન થઇ જાય.* રાજા છબીલારામના જ્યેષ્ટ ભ્રાતા રાજા દયાળ બહાદુર સંબંધી ઘણી થોડી જ વિગતો જાણવામાં આવે છે. પરંતુ તેજ બ્રિટિશ મ્યુઝીયમમાં નં. ૧૬૯૦ નો સંગ્રહ છે.* તે સંગ્રહમાંથી રાજા દયાળબહાદુરના ઇતિહાસ વિષે તેમજ રાજા છબીલારામે જીઝયાવેરો માફ કરાવ્યો એમ કહેવામાં આવે છે, તેનો નિઃસંશય ખુલાસો મળી શકે. તે સિવાય હિંદી કવિ શ્રીધર અથવા મુરલીધરે જંગનામા નામનું હિંદીકાવ્ય રચ્યું છે. તે કવિ અલ્હાબાદનો નિવાસી હતો; તેને રાજા છબીલારામ બહાદુર તથા રાજા ગિરિધર બહાદુરે આશ્રય પણ આપ્યો હતો. ફરૂખસીયર અને જહાંદારશાહ વચ્ચે આગ્રાનું યુદ્ધ થયું, તેનું તેણે બહુ વીરરસ ભરેલું વર્ણન કર્યું છે. તે કવિના લખવાથી જણાય છે કે આગ્રાના યુદ્ધના વિજયનું કારણ રાજા છબીલારામ અને તેઓના ભત્રિજા ગિરિધર બહાદુર હતા. અલ્હાબાદનિવાસી સાહિત્યરત્ન, તેમજ ઐતિહાસિક સંશોધક લાલા સીતારામજીએ જહાંદારશાહ અને ફરૂખસીયરના વિગ્રહના વર્ણનમાં તે હિંદીકાવ્ય ઉપરથી રાજા છબીલા-

---

* જુઓ પરિશિષ્ટ અંક ૧૯ નું ટિપ્પણ.

રામનાં પરાક્રમો ઉપર બહુ સારો પ્રકાશ પાડ્યો છે. તે ઉપરથી તે દિશામાં પણ મંડ્યા રહેવાની કેટલી બધી આવશ્યકતા છે, તે સહજ લક્ષમાં આવશે. પરંતુ પ્રાપ્ત થયેલી સામગ્રીઓ ગમે તેટલી વિવિધ અને વિપુલ હોવા છતાં, હજુ તેમાં પણ ઘણી અપૂર્ણતા છે. તે સામગ્રીઓ ઉપરથી તેઓના ઇ. સ. ૧૭૦૮ થી ઇ. સ. ૧૭૩૧ સુધી ૨૫ વર્ષના રણ શૌર્યનું ઝાંખું ચિત્ર ખડું થાય છે; અને હાલમાં તો આપણને તેટલાથીજ સંતોષ માનવાની જરૂર પડે છે.

## પરિશિષ્ટ અંક ૨

## પુસ્તકાવલિ.

## રાજા છબીલારામની સીધી રીતે હકીકત દર્શાવનારી

## મુખ્ય પુસ્તકાવલિ.



૧ Later Mughals by W. Irvine, Vol. I & II.
૨ History of India by Sir H. Elliot Vol. VII & VIII.
૩ સરદેસાઈ કૃત મરાઠી રીયાસત–મધ્યમ વિભાગ–ભાગ ૨ (મરાઠી).
૪ Siyar-ul-Mutakherin by Mir Gulam Husainkhan (Persian), Translated into English by John Briggs in four volumes.

૫. Maasir-ul-Umara by Shah Nawazkhan and his son Abdul Haqq (Persian), Translated into English by H. Beveridge B. C. S.

૬ Memoir of Central India and Malwa by Sir John Malcolm 4th ed. Vol. I.

૭ હિંદી કવિ શ્રીધર અથવા મુરલીધર કૃત જંગનામા (હિંદી કાવ્ય), નાગરી પ્રચારિણી સભા તરફથી પ્રકાશિત.

૮ રા. રા. જોષીપુરા કૃત " અમરજી દીવાન ".

૯ The Struggle between Farukh Siyar and Jahandar Shah by Lala Sitarama, B. A. LL. R. A. S.

૧૦ સ્વ. ગણપતરામ વેણીલાલ ઓઝા પ્રકાશિત " રણછોડજી દીવાન કૃત ચંડી પાઠના ગરબા "-રણછોડજી દીવાનનું જીવન ચરિત્ર.

૧૧ Tarikh-i-Soratha by Ranchodji Dewan (Persian), Translated into English by J. Burjess.

૧૨ Extracts from Muntakhub-ul-Lubab by Muhmmad Hasim Khaphi-khan (Persian), Translated by Professor John Dowson M. R. A. S. in Elliot's History of India, Vol. VII pp. 207-533.

૧૩ Note on an Inscribed Picture of the Emperor Farukh Siyar by R. Burn in the journal of the United Provinces Historical Society, Vol. III. May 1922, part I, pp. 56-59.

૧૪ Modern Review—Rise of the Nizam Dynasty, Vol. 16, November 1914, pp. 523–529.

૧૫ ટોટ કૃત રાજસ્થાનનો ઇતિહાસ, ભાગ ૧ ( ગુજરાતી ભાષાંતર ), સસ્તું સાહિત્ય વર્ધક સંસ્કરણ. તેમજ ભાગ ૨.

## ૨ દુષ્પ્રાપ્ય પુસ્તકાવલિ.

૧ Ajaib-ul-Afaq—A Collection of letters from and to Chhabilaram Nagar and his nephew Girdhar Bahadur, British Musuem Collection, No. 177. ( Elliot Mss. ) ( Persian ).

૨ British Musuem Collection No. 1690 (fol. 156 a) ( Persian ).

૩ મહમદ હાદી કામવારખાન કૃત ' તારીખ–ઇ–છગટાઇ, (ફારસી) ઇલિયટ કૃત હિંદુસ્તાનનો ઇતિહાસ, પુ. ૮. પૃ. ૮૭

૪ મહમદશફી તેહેરાની વારિદ કૃત તારીખ–ઇ–છગટાઇ, તેજ, (ફારસી) પૃ. ૮૮.

૫ નુરૂદ્દીન ફારૂકી કૃત " જહાનદારનામા " (ફારસી)

૬ મહમદ કાસીમ કૃત 'ઇબ્રતનામા' (ફારસી)–ઇલીયટ કૃત હિંદુસ્થાનનો ઇતિહાસ, પુ. ૭ પૃ. ૮૩.

૭ નવાબ ઇબ્રાહીમખાન કૃત 'તારીખ–ઇ–ઇબ્રાહીમખાન' ( ફારસી ) તેજ, પુ ૮ પૃ. ૧૨૧.

૮ મહમદ ઉમર ખિજખાન કૃત "સિવાનિહ–ઇ–ખીજરી" ( ફારસી ) આશરે હિજરી સન ૧૨૧૩–૧૪ માં પટણામાં તેણે તે પુસ્તક લખ્યું હતું.

૯ શિવદાસ કૃત ' શાહનામા ' ( ફારસી ), ઇલિયટ કૃત હિંદુસ્થાનનો ઇતિહાસ. પુ. ૮ પૃ. ૧૨૯,

૧૦ ખુશાલચંદ કૃત નાદીર–ઉસ–જમાની. (ફારસી)

૧૧ અબદુલ કરીમ કાશ્મીરી કૃત બયાન–ઇ–વકાઇ–Lahore Public Library Ms. ( ફારસી ).

૧૨ મહમદ હાસીમ ખાફીખાન કૃત મુન્તખબ–ઉલ–લુબાબ ઇલીયટ કૃત હિંદુસ્થાનનો ઇતિહાસ, પુ. ૭ પૃ. ૨૦૭–૫૩૩ ( ફારસી ).

## પ્રકરણ ૨ જું.

### પૂર્વ વૃત્તાંત.

અત્યાશ્ચર્ય જેવું છે કે–રાજા છબીલારામ બહાદુર, રાજા ગિરિધર બહાદુર અને રાજા દયા બહાદુર–એ ત્રણે નાગર વીરોનાં નામો હિંદુસ્થાન, ગુજરાત, કાઠિયાવાડ અને માળવામાં અદ્યાવધિ સુપ્રસિદ્ધ હોવા છતાં, તેઓને વિષે મુસલમાની ઇતિહાસકારોને મુગલોના રાજકીય ઇતિહાસ સાથે અનિવાર્ય સંબંધો ધરાવનારા પ્રસંગોમાં જે કંઇ વૃત્તાંતો નોંધવાની જરૂર પડી છે, તે સિવાય ઇતર કોઇપણ સ્થલેથી કંઇપણ વિશ્વસનીય હકીકત પ્રાપ્ત થઇ શકતી નથી. આ પ્રકરણ સાથે સામેલ રાખેલ પરિશિષ્ટ અંક ૫ ઉપરથી જણાશે કે–કાઠિયાવાડ પ્રાંતમાં આવેલ જુનાગઢ અને ઉનાના નાગરબ્રાહ્મણો તે વીરોના અધિકારકાળમાં અલ્હાબાદ, દિલ્હી, આગ્રા અને ઉજ્જયિનીમાં તેઓની સાથે લાંબા વખત સુધી રહ્યા હતા, અને તે હકીકત તેઓએ પોતાની હસ્તલિખિત પોથીઓમાં નોંધી છે; છતાં ત્યાર પછી તે કુટુંબ સાથે નિકટનો સંબંધ ધરાવનાર જુનાગઢના સુવિખ્યાત રણછોડજી દીવાન જેવા નિષ્ણાત ઇતિહાસકારે પણ તે કુટુંબનો કંઇ પણ પરિચય કરાવ્યો નથી, એમ કહેવું પડે છે. સાથે આપેલ પરિશિષ્ટ અંક ૬ થી જણાશે કે–રાજા છબીલારામને

તેઓએ દિલ્હીના બાદશાહના વજીર અને દક્ષિણમાં વિજયો મેળવનાર કહ્યા છે. પરંતુ ઇતિહાસોનાં પૃષ્ઠો ઉપરથી તે ખેમાંની એક પણ હકિકત વાસ્તવિક ઠરી શકતી નથી. દિલ્લીના બાદશાહ અકબરને દિલ્હીના મેદાનના પુરાણા કુવામાંથી બે શિવલિંગો મળી આવ્યાં હતાં; ફરૂખસીયર બાદશાહે તે બન્ને શિવલિંગો રાજા છબીલારામને આપ્યાં હતાં; રાજા છબીલારામે તેમાંનું બુઢ્ઢાબાવાના નામથી ઓળખાતું શિવલિંગ દયારામ નાગરને આપ્યું હતું; અને દયારામે પોતાની પુત્રી કુંવરજી મહેતાને પરણાવી, તે સમયે તે શિવલિંગ તેમને કન્યાદાનમાં આપ્યું હતું; વગેરે પ્રસંગોની તેઓએ સ્વવિરચિત તારીખ–ઇ–સોરઠ નામના પુસ્તકમાં સવિસ્તર દંતકથા આપી છે, છતાં તે દયારામ નાગર અને છબીલારામને પરસ્પર શો સંબંધ હતો, તે પણ જણાવ્યું નથી. તારીખ–ઇ સોરઠનો ગ્રંથ તેઓએ છેક ઉત્તરાવસ્થામાં લખવો શરૂ કર્યો હશે. પરંતુ બાલ્યકાલમાં પોતાના એક પ્રતાપી પૂર્વજનો ઇતિહાસ પોતાના પિતા અમરજી દીવાન પાસેથી જાણવાની તેઓને ઇચ્છા જ નહિ થઇ હોય, એમ શી રીતે માની શકાય? અમરજી દીવાનના પિતા તેમજ દયારામ નાગરના જામાતા કુંવરજી મહેતાનો સ્વર્ગવાસ ઇ. સ. ૧૭૭૦ માં થયો, ત્યારે અમરજી દીવાનનું વય ૨૯ વર્ષનું હતું. ઇ. સ. ૧૭૮૪ માં અમરજી દીવાન મરાયા, ત્યારે રણછોડજી દીવાનનું વય ૧૪ વર્ષનું હતું. તે ત્રણે પુત્ર, પિતા, અને પિતામહને દયારામ નાગર અને છબીલારામ બહાદુરનો યથાર્થ અને સંપૂર્ણ ઇતિહાસ જાણવાની જોઇએ તેટલી સગવડતા હતી. છતાં તે સગવડતાનું તેઓએ દુર્લક્ષ્ય કર્યું હોય, એમ પણ માની શકાતું નથી. છતાં એ તો સ્પષ્ટ છે કે–રણછોડજી દીવાને તેઓને વિષે યત્કિંચિત્ પણ માહિતી આપી નથી.

ત્યારપછી ભાવનગરના સુવિખ્યાત દીવાન ગૌરીશંકર ઉદયશંકર ઓઝાના ભત્રીજા સ્વ. ગણપતરામ વેણીલાલ ઓઝાએ રણછોડજી દીવાનના રચેલા ચંડીપાઠના ગરબાનો સંગ્રહ કરી, ઇ. સ. ૧૮૮૬ માં તે

સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે. તેની પ્રસ્તાવનામાં તેઓએ રણછોડજી દીવાનનું જન્મચરિત્ર આપવાનો પ્રયાસ કર્યો છે. સ્વ. ગણપતરામ ભાઇ એ તે સમયે જુનાગઢના દીવાન મણિશંકર નિર્ભયરામ તથા વિદ્યાવિલાસી નાગરગૃહસ્થ મણિશંકર જટાશંકર કીકાણી પાસેથી તે વિષે યથાપ્રાપ્ય સામગ્રીઓ પ્રાપ્ત કરી હતી. તે ગૃહસ્થોએ પણ પ્રસ્તુત વિષય વિષે કંઇપણ હકીકત પુરી પાડી જણાતી નથી. વિશેષમાં માત્ર એટલું જ જણાવ્યું છે કે–દયારામ નાગરની પુત્રીનું નામ વેણીકુંવર હતું, અને કુંવરજી મહેતાને તેઓએ આપેલું બુદ્ધાબાવા નામનું શિવલિંગ તેઓના વંશજ લક્ષ્મીશંકર દીવાનના ઘરમાં છે.[1]

ત્યારપછી જુનાગઢ નિવાસી શ્રીયુત જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરાએ ઇ. સ. ૧૯૧૬ માં " અમરજી દીવાન " નામનું પુસ્તક રચીને પ્રસિદ્ધ કર્યું છે. તેમાં તેઓએ માત્ર એકજ બાબતની વિશેષ માહિતી આપવા પ્રયત્ન કર્યો છે. કુંવરજી મહેતાનાં પત્ની વેણીકુંવરના પિતા દયારામ ગિરિધર બહાદુરના ભત્રીજા હતા એમ તેઓએ જણાવ્યું છે. ( પૃ. ૧૧ ). પરંતુ પોતાના એ વિશેષ પરિચયને માટે તેઓએ કંઇપણ પ્રમાણ આપ્યું નથી. છતાં પાદટિપ્પણમાં તેઓએ મુસલમાની ઇતિહાસોમાંથી તે કુટુંબ વિષે પ્રાપ્ત થતી હકીકતો શોધી કાઢી જે અવતરણો આપ્યાં છે, તે ઓછાં મૂલ્યવાન્ નથી.

કાશીના સુપ્રસિદ્ધ જમીનદાર રાજા માધોલાલ વેણીલાલ મુનશીના જામાતા શ્રીયુત બલદેવદાસ વ્યાસના પત્ર ઉપરથી જણાય છે કે–કાશીની વડનગરા નાગરજ્ઞાતિમાં છબીલારામ અને તેઓનાં કુટુંબીઓનાં નામો પ્રચલિત છે. નાગરજ્ઞાતિના વિવાહનાં ગીતોમાં તે વીર પુરૂષોનાં તેમજ ગિરિધર બહાદુરના પુત્ર રાજા વેણીબહાદુરનાં પરાક્રમો હજુ પણ

---

૧ રણછોડજી દીવાનકૃત ચંડીપાઠના ગરબા, સંપાદક ઓઝા ગણપતરામ વેણીલાલ ઇ. સ. ૧૮૮૯, પૃ, ૧૦–૧૨

ગવાય છે. રાજા માધોલાલ મુનશીનાં જૂનાં ફારસી દફતરોમાં તેઓનો ઇતિહાસ સાચવી રાખ્યો છે. છતાં વર્ષ બે વર્ષના પત્રવ્યવહારને અંતે તેઓ તરફથી તે કુટુંબનું એક વંશવૃક્ષ અને રાજા છબીલારામ તથા રાજા દયાબહાદુરની છબીઓ સિવાય બીજું કંઇ પ્રાપ્ત થઇ શક્યું નથી. છબીઓ આ પુસ્તકના આરંભમાં અને વંશાવલિ પરિશિષ્ટ અંક ૩ મે આપવામાં આવેલ છે. તે વંશાવલિ ઉપરથી જણાશે કે–મૂલ પુરૂષ આશાધર અને છબીલારામ સુધીમાં આઠ પેઢીઓ થઇ છે, એક પેઢીનાં વીશ વર્ષને હિસાબે તે નવ પેઢીનો સમયાન્તર ૧૬૦ વર્ષનો થાય છે. ત્યારે વંશાવલિમાં આશાધરનો કાળ વિ. સં. ૧૫૦૨ અને છબીલારામનો જન્મકાળ વિ. સં. ૧૭૨૨ નો આપ્યો છે; તે બેનો અંતર ૨૨૦ વર્ષનો થાય છે. તે બે ગણના વચ્ચે લગભગ ૬૦ વર્ષનો ફેર આવે છે; તેટલા દીર્ઘ સમયનો બિલકૂલ પરિહાર થઇ શકે નહિ. કાળગણનાના હીસાબે પણ તે વંશવૃક્ષ ઉપર બહુ વિશ્વાસ રાખી શકાતો નથી.

છેવટે, મુસલમાની ઇતિહાસકારોએ તેઓના સંબંધમાં જે કંઇ હકીકતો આપી છે, તે ઉપર વિશ્વાસ રાખ્યા વિના છૂટકો નથી. માસીર–ઉલ–ઉમરા એટલે 'અમીરોનો ચરિત્રકોષ'–એ નામના ગ્રંથમાં રાજા છબીલારામને ગુજરાતના નાગર કહ્યા છે.[૨] પરંતુ ગુજરાતમાં તે સમયે એક નાગરજ્ઞાતિના જૂદા જૂદા વિભાગો હતા. તે વિભાગો પૈકી રાજા છબીલારામ કયા વિભાગના હતા, તે વિષે તો કોઇ પણ ઇતિહાસકારે કંઇપણ ઉલ્લેખ કર્યો નથી; છતાં તે બાબતમાં એક અતિ સબલ પ્રમાણ મળી આવ્યું છે.

આ પ્રકરણ સાથે જે પરિશિષ્ટો ટાંકયાં છે, તે પૈકી પાંચમા પરિશિષ્ટમાં રાજા છબીલારામ., ગિરિધર બહાદુર અને ચમન બહાદુર

---

૨ Maasir-ul-Umara, translated by H. Beveridge, p. 429.

ભવાનીરામના સંબંધમાં હસ્તલિખિત પ્રતોમાંથી ઉલ્લેખો આપ્યા છે. તે ઉલ્લેખો રાજકોટમ્યુઝીયમના ક્યુરેટર સ્વ. આચાર્ય વલ્લભજી હરિદત્તે પોતાના પુસ્તકાલયમાંથી મળી આવેલાં પુસ્તકોમાંથી એકઠાં કરીને નાગર ત્રિમાસિકમાં પ્રસિદ્ધ કર્યાં હતાં; તે પૈકી પહેલો ઉલ્લેખ રાજા છબીલારામ બહાદુરનો છે. તેઓ તે વિષે नागरज्ञातिवृद्धे च वास्तव्याभ्यन्तरेति । અર્થાત્ વડનગરા અભ્યંતર નાગરજ્ઞાતિના તેઓ હતા, એમ કહેવામાં આવ્યું છે. બીજા ઉલ્લેખો ગિરિધર બહાદુર અને ભવાનીરામ બહાદુરના છે. તે સઘળી નોંધો જૂનાગઢ અને ઉના ગામના નિવાસી વડનગરાભ્યંતરનાગરબ્રાહ્મણોએ કરી છે. તે નાગરબ્રાહ્મણો તેઓની સાથે રહેતા હતા, તેથી તેઓના પુરોહિતો હશે, એમ અનુમાન થઇ શકે છે.

બીજું પ્રમાણ કાશીના સુપ્રસિદ્ધ રાજા માધોલાલના દફતરમાંથી મળી આવ્યું છે. રાજા માધોલાલના જામાતા બલદેવદાસજીએ જૂના દફતરોમાંથી રાજા છબીલારામની મળી આવેલી વંશાવલીની નકલ કરીને મોકલાવી છે. તે વંશાવલિ પરિશિષ્ટ અંક ૩ મે આપવામાં આવી છે. શ્રીયુત બલદેવદાસજી પોતાના પત્રમાં લખે છે કે–રાજા છબીલારામ વડનગરાભ્યંતરનાગર હતા, તેઓના ભત્રીજા ગિરધર બહાદુરના પુત્ર વેણી બહાદુરનું નામ તો હજુ પણ કાશીમાં નાગરજ્ઞાતિના વિવાહના ગીતોમાં ગવાય છે, એટલુંજ નહિ પણ રાજા છબીલારામના કાકા હૃદયરામે કાશીમાં નાગર બ્રાહ્મણોને બ્રહ્મપુરી આપેલ છે, તે મકાન હજુપણ તેઓના કબજા ભોગવટામાં છે.

ત્રીજું પ્રમાણ પરિશિષ્ટ અંક ૪ મે જૂનાગઢના સુવિખ્યાત અમરજી દીવાનની વંશાવલિ આપી છે, તેમાંથી મળી આવે છે. તે વંશાવલિમાં રાજા છબીલારામના પુત્ર દયાબહાદુરે પોતાની પુત્રી વેણીકુંવરને અમરજી દીવાનના પિતા કુંવરજી મહેતાની પરણાવી હતી, એમ લખ્યું છે. અમ-

રજી દીવાન માંગરોલના વડનગરાભ્યંતરજ્ઞાતિના હતા. તે ઉપરથી પણ છબીલારામ વડનગરાભ્યંતરનાગરજ્ઞાતિના હતા, એમ સ્પષ્ટ થાય છે.

ઉપર્યુક્ત સઘળાં પ્રમાણોથી તેઓ વડનગરા નાગર હતા, એમ નિઃસંશય સિદ્ધ થાય છે.

ખાફીખાન, સીયર-ઉલ-મુતખેરીન, માસીર-ઉલ-ઉમરા, બ્રિટિશ-મ્યુઝીયમનો ઓરિયન્ટલ સંગ્રહ, અજાઇબ-ઉલ-આફાક એટલે રાજા છબીલારામ અને તેઓના કુટુંબીઓનો પત્ર સંગ્રહ, ઇજદ, મહમદ કૈસરકૃત શિવનિહ તથા ખુશાલચંદ.[3] એ ગ્રંથો ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે-રાજાદયાલબહાદુર અને રાજા છબીલારામ બહાદુર-એ બે

---

૩ ખાફીખાન ( ફારસી, પૃ. ૯૩૬-૪૮ ) માટે જુઓ ઇલિયટનો હિંદુસ્થાનનો ઇતિહાસ પુ. ૭, પૃ. ૪૩૬-૪૮; સીયર-ઉલ-મુતખેરીન ( Brigg's translation ) પ્ર. ૨ પૃ. ૧૯૯ તથા પ્ર. ૩, પૃ. ૩૫૪; પરંતુ તેજ અસલ પુસ્તકના ભાગ ૨૨, પૃ. ૫૦-૮૫ માં રાજા દયારામ બહાદુરને રાજા ગિરિધર બહાદુરના ભત્રીજા કહ્યા છે, તે કદાચ નકલ કરનારી ભુલ થઇ હશે. માસીર--ઉલ-ઉમરા ઇંગ્રેજી ભાષાંતર, પૃ. ૪૨૯; તે બન્ને ઉલ્લેખો માટે જુઓ જોષીપુરા કૃત ' અમરજી દીવાન ' ( ગુજરાતી વિભાગ ) પૃ. ૧૧-૨૪ નાં પાદટિપ્પણો; બ્રિટિશ મ્યુઝીયમના ઓરિયંટલ સંગ્રહ નં. ૧૬૯૦ માટે જુઓ અર્વિનનો ' ઉત્તરમુગલો ' નામનો ઇતિહાસ, પુ. ૧, પૃ. ૧૭૧ નું પાદ ટિપ્પણ; અજાઇબ-ઉલ-આફાક માટે જુઓ તેજ પુસ્તક પૃ. ૨૪૩; ઇજદ પૃ. ૮ માટે જુઓ તેજ પુ. ૧ પૃ ૨૧૫; મહમદ ઉમર કૃત શિવનિહ માટે જુઓ તેજ પુ. ૨, પૃ. ૭; તથા ખુશાલચંદ મૂળ પૃ. ૯૯૯ માટે જુઓ તેજ પુ. ૨, પૃ. ૭૦.

કેટલાક મુસલમાન ઇતિહાસકારોએ એ દયાળ બહાદુર કાકા અને દયા બહાદુર ભત્રીજાનાં નામો લગભગ સરખાં હોવાથી એક બીજાને બદલે એક બીજાનાં નામો વાપરી ગુંચવણ કરી નાંખી છે. મહમદ કાસીમે પોતાના ઇબ્રાત નામામાં ગિરિધર બહાદુરને છબીલારામના ભાઇ કહ્યા છે. ( જુઓ ઇલિયટનો ઇતિહાસ, પુ. ૭, પૃ. ૫૭૧ ); તે કદાચ તેની સમજફેર થઇ હશે.

ભાઇઓ થતા હતા; રાજા ગિરિધરબહાદુર રાજા દયાલબહાદુરના, દયાબહાદુર છબીલારામ બહાદુરના અને ચમન બહાદુર ભવાનીરામ રાજા ગિરધર બહાદુરના પુત્રો થતા હતા.

'ઉત્તર મુગલો' નો રચનાર વિલ્યમ અર્વિન, તેજ પુસ્તકના સંપાદક જદુનાથ સરકાર, મરાઠી રીયાસતના રચનાર સરદેસાઇ તથા મધ્ય હિંદુસ્થાનનો ઇતિહાસ રચનાર સર જહોન માલ્કમ જેવા સમર્થ ઇતિહાસ-કારોએ પણ તેજ વંશાવલિનો સ્વીકાર કર્યો છે.

તે પાંચ વીર નરો સિવાય આગ્રાના યુદ્ધમાં શત્રુઓને હંફાવનાર તેમજ સારંગપુરના યુદ્ધમાં રાજા ગિરિધર બહાદુર સાથે પોતાના સ્વામી માટે પ્રાણાર્પણ કરનાર રાય ગુલાબરાય રાજા છબીલારામના જામાતા થતા હતા, એમ મીરતના જમીનદાર તથા હિંદુ યુનિવર્સિટીની કાઉન્સીલના સભાસદ રાયબહાદુર લાલા સીતારામે જણાવ્યું છે.[૪] તે વીર પુરૂષોનાં પરાક્રમોમાં ભાગ પડાવનાર રાજા આનંદરાયે પણ સારંગ-પુરના યુદ્ધમાં મરાઠાઓ સાથે ઝઝુમીને પોતાના સ્વામી માટે આત્મ બલિદાન આપ્યું હતું.[૫] રાજા આનંદરાયનો તે વીર કુટુંબ સાથે શો સંબંધ હતો, તે જાણવામાં આવ્યું નથી. પરંતુ રાજા ગિરિધર બહાદુર સાથે તેઓનો નિકટનો સંબંધ જણાયો છે, તેથી તેઓ પણ તે વીર કુટુંબના એક નિકટના સંબધી હશે, એમ અનુમાન થઇ શકે છે.

મુસલમાની ઇતિહાસકારોએ પ્રસંગોપાત્ત તે વીર સમૂહની મરણ તિથિઓ નોંધી છે; તે સહિત તેઓની એક વંશાવલિ ઉપજાવી કાઢી પરિશિષ્ટ અંક ૨ મે આપેલ છે. તે સાથે સરખામણી કરવાના હેતુથી

---

૪ The Struggle between Farrukh Syiar and Jahandar Shah by Lala Sitaram, B. A, M. R. A. S., p. 32.

૫ Later Mughals by W. Irvine Vol. II, p. 243.

રણછોડજી દીવાનની વંશાવલિ તેઓનાં રચેલાં પુસ્તકોમાંથી એકત્ર કરી, અંક ૪ માં આપવામાં આવી છે. એ રીતે શ્રીયુત બલદેવદાસ વ્યાસજી તરફથી મળેલી વંશાવલિ સહિત ત્રણે વંશાવલિઓ વાચકોને પોતાનાં અનુમાનો ઉપજાવવામાં અને ભાવી અન્વેષકોને વિશેષ અન્વેષણ કરવામાં અવશ્ય ઉપયોગી થઇ પડશે.

એ તો વીરસપ્તકના પરસ્પર સંબંધોનો ઉહાપોહ થયો. પરંતુ રાજા દયાળ બહાદુર તથા રાજા છબીલારામ મૂલ ક્યાંના નિવાસી હતા, તેઓના જન્મો કઇ કઇ સાલોમાં થયા હતા, જન્મભૂમિ છોડી ઉત્તર હિંદુસ્થાનમાં તેઓ કઇ સાલમાં ગયા હતા, ત્યાં પ્રથમ તેઓને કોણે આશ્રય આપ્યો હતો, તેઓને સ્વમનોરથો સફલ કરતાં કેવાં અને કેટલાં વિઘ્નો નડયાં હતાં, તે વિઘ્નોમાંથી તેઓ શી રીતે પ્રસાર થયા હતા, વગેરે અત્યુપયોગી હકીકતો કાળના પડદામાં પ્રચ્છન્ન રહેવાની.

પરંપરા પ્રાપ્ત દંતકથા ઉપરથી જણાય છે કે—તેઓ કાઠિયાવાડમાં આવેલ માંગરોલ બંદરના મૂલ નિવાસી હતા. રણછોડજી દીવાનની વંશાવલિ ઉપરથી જણાય છે કે ઇ. સ. ના સત્તરમાં સૈકાના પૂર્વાર્દ્ધમાં તેઓના પૂર્વજ લાલામાંડણ વડનગરથી તળાજે આવીને વસ્યા હતા, અને તેઓના વંશજો ત્યાંથી માંગરોલ જઇને રહ્યા હતા. અર્થાત્ સોળમા સત્તરમા સૈકામાં વડનગરથી ઘણાં નાગરકુટુંબો કાઠિયાવાડમાં આવીને વસ્યાં હતાં, એમ તે પ્રાંતનાં જૂદાં જૂદાં રાજ્યોના ઇતિહાસો જોતાં જણાય છે. પરંતું છેક ઇ. સ. ૧૧૬૯ થી ઇ. સ. ૧૪૮૦ સુધીના જૂનાગઢ, પ્રભાસપાટણ, પોરબંદર, વંથળી, બડુલા વગેરે સૌરાષ્ટ્ર પ્રાંતનાં ગામોમાંથી કેટલાંક શિલા લેખો પ્રાપ્ત થયા છે, તે ઉપરથી દિલ્હીના બાદશાહ કુતુબુદ્દિને ઇ. સ. ૧૧૯૬ માં વડનગરને લુંટી તેનો નાશ કર્યો, તે પહેલાંથી ત્યાંના નાગરો કાઠિયાવાડમાં જઇને વસતા હતા, એમ સિદ્ધ થાય છે.[૬] કદાચ તે અરસામાં છબીલારામનો કોઇ પૂર્વજ

૬ જુઓ, નાગરોત્પત્તિ, પૃ, ૮૫–૮૭ તથા ૯૯–૧૦૨.

૨

વડનગરમાંથી માંગરોળ જઇ વસેલ હશે. પરંતુ તે દંતકથા સત્ય હોય તો રણછોડજી દીવાને તે હકીકત પોતાનાં ઇતિહાસમાં કેમ નોંધી નથી ? તેઓએ તો તે વિષયમાં છેક અજ્ઞાન જ દર્શાવ્યું છે. તેમ છતાં તેઓની જન્મભૂમિ માંગરોલ હોવાની પુષ્ટિમાં બે હકીકતો મળી આવે છે. માંગરોલ પાસે આવેલ ઉના અને જુનાગઢના વડનગરાભ્યંતર નાગર બ્રાહ્મણો તેઓની સાથે રહેતા હતા; તેથી તે નાગરબ્રાહ્મણો તેઓના પુરોહિતો હશે, એવું અનુમાન થઇ શકે છે. તે અનુમાન યથાર્થ હોય તો યજમાનો પોતે પણ તે પ્રદેશના નિવાસી હોવા જોઇએ, એમ પણ કહી શકાય. બીજી હકીકત એ છે કે—રણછોડજી દીવાનના પિતામહ કુંવરજી મહેતાને દયારામનાગર પોતાની પુત્રી વેણીકુંવરને પરણાવવા કાશીથી ચાલી માંગરોલ આવ્યા હતા, એમ ખુદ રણછોડજી દીવાને નોંધ્યું છે. દયારામ નાગર માંગરોલના નિવાસી હોય તો જ પોતાની પુત્રીનાં લગ્ન કરવાને તેઓને માંગરોલ આવવું પડે. પરંતુ તે દયારામ નાગર અને છબીલારામના પુત્ર દયા બહાદુર એક હતા, એમ સ્પષ્ટ સિદ્ધ થઇ શકતું નથી. માંગરોલ જન્મભૂમિ હોવાની દંત કથાની વિરૂદ્ધ શ્રીયુત બલદેવદાસ વ્યાસજી તરફથી મળેલી વંશાવલિ છે. તે વંશાવલિના મૂલ પુરૂષ આશાધર કદાચ ઉત્તર હિંદુસ્થાન અથવા કાશીના નિવાસી ન હોય, પરંતુ તેના વંશજો કાશીમાં રહેતા હશે, એવું અનુમાન થઇ શકે છે. રાજા છબીલારામના કાકા હૃદયરામે કાશીના વડનગરા નાગર બ્રાહ્મણોને બ્રહ્મપુરી આપ્યાની હકીકત નોંધાઇ છે. હજુ પણ તે બ્રહ્મપુરી ત્યાંના નાગર બ્રાહ્મણોના કબજા ભોગવટામાં છે. અલબત, તે વંશાવલિમાં છબીલારામના ભાઇનું નામ લખ્યું નથી; દયાબહાદુરને છબીલારામના ભાઇનો પુત્ર કહેલ છે; ગિરિધર બહાદુરના પુત્રોમાં ખુદ ભવાનીરામનું જ નામ આપવામાં આવ્યું નથી. તે ત્રુટિઓ એવી છે કે તે વંશાવલિ ઉપર કંઇપણ આધાર રાખી શકાય નહિ. તેમ છતાં હૃદયરામે બ્રહ્મપુરી આપ્યાની હકીકતને તેથી કંઇ અસર થતી નથી. તે એક જ હકીકતથી

રાજા આનંદરામનું વિ. સં. ૧૭૩૨ ઇ. સ. ૧૬૭૫ નું અટકળ્યું છે. કદાચ તે અનુમાનમાં તફાવત હોય તો બહુજ થોડો તફાવત હોવાનો સંભવ છે.

એ રીતે એ વીર પુરૂષોની વ્યવહારલીલાની ભૂમિકા તૈયાર થઇ. પરંતુ તેઓએ વ્યવહારના અંગણમાં શી રીતે પ્રવેશ કર્યો તે જાણવાને સાધન નથી. સૌથી પ્રથમ વિશ્વસનીય સાધન બ્રિટિશ મ્યુઝીયમના ઓરીયંટલ સંગ્રહ નં. ૧૬૯૦ ( પત્ર ૧૫૬ એ ) નું છે. તે પુસ્તકમાં નોંધાયું છે કે—ઇ. સ. ૧૭૧૦—૧૧ માં રાજા દયાળબહાદુર અલ્હાબાદ પ્રાંતમાં આવેલ કોરા થાણા[૯] ના ફોજદાર હતા; ઔરંગઝેબના પૌત્ર બહાદુરશાહના પુત્ર અઝીમ—ઉશ—શાને તેઓને રાજધાનીમાં બોલાવીને હજુરકાર્યભારમંડલમાં ઉંચા દરજ્જાની જગ્યોએ નીમાવ્યા. અને છબીલારામને કોરાની ફોજદારી અપાવી. સીયર—ઉલ—મુતખેરીન અને માસીર—ઉલ—ઉમરા—એ બન્ને ગ્રંથોમાંથી તે હકીકતને થોડાક ફેરફાર સાથે પુષ્ટિ મળે છે.[૧૧] ઇ. સ. ૧૭૧૦ માં દયાળબહાદુરની ઉમ્મર ૫૦ વર્ષની અને છબીલારામની ૪૫ વર્ષની હતી. અર્થાત્ તે પેહેલાં લાંબા વખતથી તેઓ બાદશાહી નોકરીમાં જોડાયા હશે. ઔરંગઝેબ બાદશાહે રજપુત રાજાઓ સિવાય બીજા કોઇ હિંદુને ઉચ્ચ અધિકારની જગ્યોએ નીમ્યાનું નોંધાયું નથી. જોધપુરના મહારાજા યશવંતસિંહનું ઇ. સ. ૧૬૧૮ માં મૃત્યુ થયું, ત્યાર પછી જોધપુરનું

---

૯ કોરા પ્રગણું અલ્હાબાદ પ્રાંતમાં આવેલ ફતેપુર જિલ્લાનું એક પ્રગણું હતું. આગ્રાથી અલ્હાબાદ જતાં કોરાગામ ખાસ મથકનું ગામ છે. Imperial Gazetteer, Vol VIII pp. 294–295.

૧૦ Later Mughals. Vol. I, p. 171.

૧૧ સીયર—ઉલ મુતખેરીન, પુ. ૨ પૃ. ૧૦ તથા માસીર—ઉલ—ઉમરા પુ. ૨ પૃ. ૩૨૮, ઇંગ્રેજીભાષાંતર પૃ, ૪૨૯ તેને માટે જુઓ ' અમરજી દીવાન ' પૃ. ૨૦—૨૧ પાદટિપ્પણ—

રાજ્ય તેણે ખાલસે કર્યું હતું. ત્યારપછી ઔરંગઝેબના રાજ્યનો ફારસીમાં ઇતિહાસ રચનાર પાટણના નાગરગૃહસ્થ ઇશ્વરદાસને ગુજરાતના સુબેદાર સુજાતખાને ઇ. સ. ૧૬૮૪–૮૫ માં જોધપુર પ્રાંતના વસુલાતિ અધિકારી નીમીને મોકલાવ્યો હતો. ઇ. સ. ૧૬૯૪ માં તેઓએ દુર્ગાદાસ રાઠોડને સમજાવી બાદશાહને શરણે આણ્યો હતો. તેના બદલામાં ઔરંગઝેબે તેઓને ૨૫૦ અશ્વારોનો સેનાપતિ બનાવ્યો હતો અને અજમેર પ્રાંતમાં આવેલ મૈર્થ પ્રગણામાં જાગીર આપી હતી.[૧૨] કદાચ તે અરસામાં દયાળબહાદુરને પણ ઔરંજેબના સમયમાં જ ઉચ્ચ અધિકારની જગ્યો મળી હોય. ટોડ રાજસ્થાનમાં કહેવામાં આવ્યું છે કે–ગિરિધરબહાદુર રાજા રતનચંદ્રના કર્મચારી હતા.[૧૩] પરંતુ તે હકીકતને કંઇ ઐતિહાસિક ટેકો મળતો નથી. રતનચંદ જ્ઞાતિએ અગરવાલ વાણીઓ હતો અને મીરત પાસે અવેલ જાંસથ ગામનો રહીશ હતો. ઇતિહાસપ્રસિદ્ધ સૈયદ ભાઇઓ અબદલાખાન અને હુસેનઅલીખાનની તે જાંસથ અને તેની આસપાસના પ્રદેશમાં જાગીરો હતી.[૧૪] રતનચંદ તે સૈયદોનો વિશ્વાસુ તેમજ પ્રીતિપાત્ર નોકર હતો. ગિરિધર બહાદુરને તેણે સૈયદોની જાગીરના વહીવટના કામમાં પ્રથમ નોકરી આપી હોય, તો તે સંભવિત છે. પરંતુ જ્યાં સુધી બહાદુરશાહના પુત્ર અઝીમ–ઉશ–શાને તે સૈયદભાઇઓનું કાંડુ પકડયું નહતું, ત્યાં સુધી રાજ્યમાં તેઓની ગણત્રી નહતી. ઇ. સ. ૧૬૯૮ માં જ્યારે તેઓનો ભાવી પ્રતિસ્પર્ધી ઝુલ્ફીકરખાન નસરતજંગ દક્ષિણમાં

---

૧૨ Modern Review, August 1915, pp. 137–9

૧૩ ટોડ રાજસ્થાન, સસ્તું સાહિત્ય વર્ધકમંડળનું સંસ્કરણ, પૃ. ૨૬૩, પાદટિપ્પણ

૧૪ સયુંકત પ્રાંતમાં મુજફ્ફર નગર જિલ્લાનું એક ગામ. ઇ. સ. ૧૭૩૭ માં મહમદશાહાના વજીર કમરૂદ્દીનખાનના હુકમથી રોહીલાઓએ તેનો નાશ કર્યો. Imperial Gazetteer, Vol. VII p. 142.

ઔરંગઝેબની સેનાનો સેનાપતિ હતો, ત્યારે વડો ભાઇ અબદલાખાન ખાનદેશ પ્રાંતમાં આવેલ સુલતાનપુરનો ફોજદાર હતો અને છોટો ભાઇ હુસેનઅલીખાન અજમેર પ્રાંતમાં આવેલ રણથંભોરનો ફોજદાર હતો. તે પ્રસંગે તે ભાઇઓએ કરેલાં પરાક્રમોના બદલામાં તેઓનો દરજ્જો વધારવાની ઝુલ્ફીકરખાને બાદશાહને અરજપત્ર લખી મોકલ્યો હતો. તેનો એવા આશયમાં બાદશાહે પ્રત્યુત્તર લખી મોકલ્યો હતો કે "બારા સૈયદો ઉપર વધારે પડતી મેહેરબાની દર્શાવનારનો આલોક અને પરલોક એમ બન્ને લોકો ભ્રષ્ટ થાય છે. તેઓ બહુ ગર્વિષ્ટ હોય છે, સાબાશી આપવાથી અથવા દરજ્જો વધારવાથી, તેઓ ફુલાઈ જાય છે અને આખા જગતને તુચ્છકારી કાઢે છે. તેઓની સાથે બહુ સાવધતાથી કામ લેવું જોઇએ, વગેરે"[૧૫] અર્થાત્ ઔરંગઝેબ જેવો વિચક્ષણ બાદશાહ તેઓને પૂરેપૂરો સમજી ગયો હતો. ઈ સ. ૧૭૦૭ માં જાજઉના રણસંગ્રામમાં બન્ને ભાઇઓએ બહાદુરશાહના પક્ષમાં જીવજાન સેવા કરી હતી. તે કારણથી શાહજાદા અઝીમ–ઉશ–શાને તેનો બદલો આપવાના હેતુથી ઇ. સ. ૧૭૦૮ માં વડા ભાઇને અજમેરના સુબેદારની અને છોટાભાઈ હુસેનઅલીખાનને બિહાર પ્રાંતના નાયબ સુબેદારની જગ્યા અપાવી હતી. ત્યારપછી ઇ. સ. ૧૭૧૧ માં અબદલાખાનની અજમેરથી અલ્હાબાદ પ્રાંતમાં બદલી કરાવી હતી.[૧૬] તે પ્રસંગે સૈયદ અબદલાખાને રતનચંદને પોતાની પાસે દીવાન-ઇ-ખાલસાની એટલે નાણાંપ્રકરણી તેમજ મહેસુલપ્રકરણી કાર્યભારીની જગ્યા આપી હશે. પરંતુ દયાળબહાદુર તો પહેલાંથી કોરાના ફોજદાર હતા. કદાચ અઝીમ-ઉશ-શાનેજ ઇ. સ. ૧૭૦૮ માં તેઓએ તે જગ્યો ઉપર નીમાવ્યા હશે. એ રીતે બન્ને ભાઇઓ–રાજા દયાળબહાદુર તેમજ રાજા છબીલારામ બહાદુરને ખરો આશ્રય

---

૧૫ Later Mughals, by W. Irvine. Vol. II, p. 97.

૧૬ તેજ, પુ. ૧ પૃ. ૨૦૫

આપનાર અને ઉંચે દરજ્જે ચઢાવનાર શાહજાદો અઝીમ-ઉશ-શાન જ હતો. તેઓની નસોમાં શુદ્ધ નાગરત્વનું રક્ત વહતું હતું; શુદ્ધ નાગરની પેઠે તેઓએ તેનો બદલો માત્ર પોતાના જ પ્રાણાર્પણથી નહિ પણ પોતાના કુટુંબીઓના બલિદાનથી ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ચૂકવી આપ્યો હતો. તેમ કરીને તેઓએ હિંદુસ્થાનના ઇતિહાસનાં પૃષ્ઠો ઉપર નાગર નામને અમર કર્યું છે.

ઇ. સ. ૧૭૧૨ માં બહાદુરશાહ બાદશાહના મરણ પછી તેના જ્યેષ્ઠ પુત્ર જહાંદારશાહ અને બીજા પુત્ર અઝીમ–ઉશ–શાન વચ્ચે લાહોર પાસે દારૂણ યુદ્ધ થયું, તેમાં દયાળ બહાદુર પોતાના સ્વામીના પક્ષમાં લડતાં મરાયા પછી, અઝીમ–ઉશ–શાનનો પુત્ર ફરૂખસીયર બિહાર પ્રાંતમાંથી પોતાના પિતાનું વૈર લેવાને દિલ્હી તરફ આવતો હતો, તે પ્રસંગે રાજા છબીલારામ કોરેથી પ્રયાણ કરીને ફરૂખસીયરને ખજુઆ[17] પાસે મળી ગયા. તે પ્રસંગે તેઓને કોરા અને કરા બન્ને થાણાઓની ફોજદારી હતી, એમ ખાફીખાને ( પુ. ૨ પૃ. ૭૧૫ ) નોંધ્યું છે.[18] ઇર્વિન ( પત્ર ૫૯ બી. ૬૦ એ ) કહે છે કે–તેઓ કરા અને માણેકપુરના તેમજ કોરાના ફોજદાર હતા.[19] માસીર–ઉલ–ઉમરા ( પુ. ૨ પૃ. ૩૨૮ ) માં કહ્યું છે કે–દયાળ બહાદુર મરાયા પછી છબીલારામ કરા અને જહાનાબાદ (કોરા) ના ફોજદાર નીમાયા હતા.[20] તે ઉપરથી મરાઠી રીયાસતમાં સરદેસાઇ કહે છે કે–દયાળ બહાદુરના મરાયા પછી છબીલારામ જહાંદારશાહના પક્ષમાં ભળી ગયા, અને તેણે તેઓને કોરાની ફોજદારી ઉપરાંત કરા

---

૧૭ ખજુઆ નામનું ગામ કોરા અને ફતેહપુર વચ્ચે ઇટાવેથી આગ્રે જતાં આવે છે. અઢારમા સૈકામાં તે બહુ અગત્યનું મથક હતું. Imperial Gazetteer, Vol. VIII p. 139-140.

૧૮ History of India, by Sir H. Elliot, Vol. VII p. 435.

૧૯ અર્વિનના ઇતિહાસ, પુ. ૧, પૃ. ૨૦૧ તથા ૨૧૪.

૨૦ બિવરીજનું ઇંગ્રેજી ભાષાંતર, પૃ. ૪૨૯.

અને માણેકપુરની ફોજદારી આપી હતી.[૨૧] પરંતુ લાહોરના યુદ્ધમાં છબીલારામે ભાગ લીધો હોય, એમ કોઇ પણ ઇતિહાસકાર કહેતો નથી. જહાંદારશાહે વિજય મેળવ્યા પછી ઉંચા અધિકારીઓનો ફેરફાર કર્યો હતો, પરંતુ તાબાના અધિકારીઓ તરફ તેની દૃષ્ટિ ગઇ ન હતી. છબીલારામ જહાંદારશાહની મહેરબાની મેળવવા દિલ્હી ગયા હોય, એમ પણ પ્રાપ્ત થતું નથી. તે ઉપરથી એ જ અનુમાન થઇ શકે છે કે-ગિરિધર બહાદુર અને રાય ગુલાબરાયનો સમાસ કરવાના હેતુથી અઝીમ-ઉશ-શાને જ છબીલારામની અરજ ઉપરથી કરા અને માણેકપુરની[૨૨] ફોજદારી આપી હશે. ગમે તેમ હોય, પણ ઇ. સ. ૧૭૧૨ માં તેઓના તાબામાં કોરા (જહાનાબાદ), કરા અને માણેકપુર-એ ત્રણે થાણાં હતાં, તેમાં કંઇ સંદેહ નથી.

દયાબહાદુરનું સૌથી પ્રથમ નામ અર્વિનના ઇતિહાસ (પુ. ૨, પૃ. ૬૫-૬૭) માં ઇ. સ. ૧૭૨૦ ની સાલમાં મહમદ અમીખાનના પ્રતિનિધિ તરીકે નોંધાયેલું મળી આવે છે. આગ્રાના યુદ્ધ સમયે તેઓનું વય ૧૭ વર્ષનું હતું; તેજ કારણથી તે યુદ્ધના પ્રસંગમાં તેઓનું નામ કોઇ પણ પુસ્તકમાંથી પ્રાપ્ત થતું નથી. ઇ. સ. ૧૭૨૦ માં સૈયદ હુસેન અલીખાન મહમદશાહ બાદશાહને લઇને દક્ષિણમાં નિઝામ-ઉલ-મુલ્કને શિક્ષા કરવા જતો હતો, ત્યારે મહમદ અમીનખાન સેનાપતિ તરીકે તેઓની સાથે હતો. તે પ્રસંગે રાજા દયારામ તેનો પ્રતિનિધિ હતો. એમ

---

૨૧ મરાઠી રીયાસત મધ્યમ વિભાગ, (મરાઠી) પૃ. ૩૫૭. શ્રીયુત જોષીપુરાએ પણ માસીર-ઉલ-ઉમરાનું અવતરણ અમરજી દીવાન (પૃ. ૨૦ પાદ ટિપ્પણ) માં આપ્યું છે, ત્યાં તેવીજ ભુલ કરી છે.

૨૨ કરા નામનું શહેર અલ્હાબાદથી વાયવ્ય કોણમાં ગંગા નદીને કિનારે ૪૨ માઇલ દૂર આવ્યું છે. Imperial Gazetteer, VIII, p. 48. માણેકપુર પણ અલ્હાબાદ પ્રાંતનું એક પ્રગણું હતું. અલ્હાબાદથી ૩૬ માઇલ દૂર ગંગા તીરે તે શહેર આવ્યું છે. તેજ, પુ. ૯, પૃ. ૩૨૧.

કહેવામાં આવ્યું છે. મરાઠી રીયાસત (મધ્યમ વિભાગ, મરાઠી, પૃ. ૧૮૫) માં સરદેસાઇએ તે પ્રસંગે દયારામને ગિરિધર બહાદુરનો પિતા કહ્યો છે. પરંતુ ગિરિધર બહાદુરના પિતા દયાલબહાદુર તો તે પહેલાં આઠ વર્ષ અગાઉ સ્વર્ગવાસી થયા હતા. તેથી ખરી રીતે ઉપર્યુક્ત રાજા દયારામ ગિરિધર બહાદુરના પિતા નહિ પણ પિત્રાઇ ભાઇ એટલે છબીલારામના પુત્ર હતા. ફરૂખસીયરના દરબારમાં એક તરફ મુગલો અને બીજી તરફ પઠાણો તથા હિંદુસ્થાની મુસલમાનો—એમ બે પક્ષો પડી ગયા હતા. એ બે પક્ષો વચ્ચે કટ્ટર ખટપટો ચાલતી હતી. સૈયદો હિંદુસ્થાની મુસલમાન વર્ગના હતા, બાદશાહ ફરૂખસીયર અને તેના પિતા અઝીમ-ઉશ-શાનની મહેરબાનીથી જ તેઓ અગ્ર અધિકારે ચઢયા હતા; છતાં બાદશાહ પ્રતિ તેઓનું વૈમનસ્ય એટલું બધું વધી ગયું હતું કે–તેને પરિણામે મુગલ બાદશાહીના પાયા ગગડી ગયા હતા. બાદશાહ પોતે મુગલ હતો, તેથી આખો મુગલવર્ગ બાદશાહના પક્ષમાં હતો. છબીલરામ તેજ કારણથી મુગલ અમીરોના પ્રીતિપાત્ર થઇ પડયા હતા. ઇ. સ. ૧૭૧૮ માં મહમદ અમીનખાન મુગલ હોવાથી, તેને સૈયદ અબદલ્લાખાને હજુર બક્ષીની જગ્યાએથી ખસેડીને માળવાના સુબેદારની જગ્યાએ નીમ્યો. તે પ્રસંગે કદાચ છબીલરામની માગણીથી મહમદ અમીખાને દયાબહાદુરને દિલ્હી દરબારમાં પોતાના પ્રતિનિધિ એટલે વકીલ નીમેલ હોય, તો તે સંભવિત છે. રણછોડજી દીવાને પોતાના પિતામહ કુંવરજી મહેતાના શ્વસુર દયારામ નાગર મેવાતજિલ્લામાં આવેલ નગીનાપુરના જાગીરદાર હતા, એમ કહ્યું છે;[૨૩] અને ત્યારપછી ઇ. સ. ૧૭૩૯ માં નાદીરશાહના

---

૨૩. મેવાત પ્રગણું દિલ્હીની દક્ષિણે આવ્યું છે. મથુરા, ગુર્ગામ અને અલવર શહેરો તેમાં આવ્યાં હતાં. મુગલોના વખતમાં તે આગ્રા પ્રાંતનું પ્રગણું હતું. મહમદશાહ બાદશાહના સમયમાં જાટોએ ઇ. સ. ૧૭૨૪ થી ૧૭૬૩ સુધી તે પ્રગણામાં લુંટ ચલાવી, આખો પ્રદેશ ઉજડ કરી નાંખ્યો હતો. ઇ. સ. ૧૭૫૫ માં રાજા પ્રતાપસિંહે અલવરનો કિલ્લો જીતી લઇ, ત્યાં રાજગાદી સ્થાપી.

આક્રમણ પછી તેઓ કાશીએ જઇને વસ્યા હતા, એમ કહ્યું છે. તે દયારામનાગર અને છબીલારામના પુત્ર દયાબહાદુર એક હોવાનો બિલકુલ સંભવ નથી. દયાબહાદુર તો ઇ. સ. ૧૭૩૦ માં મરાઠાઓ સામે લડતાં તિરલાના યુદ્ધમાં મરાયા હતા. રણછોડજી દીવાનના સંબંધીજન દયારામ વિષે કોઇપણ ઇતિહાસમાંથી કંઇપણ હકીકત મળી આવતી નથી.

તેવીજ રીતે રાય ગુલાબરાય અને રાજા આનંદરામના પૂર્વવૃત્તાંતમાં આપણને કંઇપણ હકીકત પ્રાપ્ત થતી નથી. રાયગુલાબરાયનું નામ આગ્રાના યુદ્ધના પ્રસંગમાં અલ્હાબાદના હિંદી કવિ શ્રીધર ઉર્ફે મુરલીધરે નોંધ્યું છે ( જુઓ, પ્રકરણ ૫ ). આનંદરામનું નામ તો પેહેલી અને છેલી વખતે એટલે સારંગપુરના યુદ્ધ પ્રસંગે જ મળી આવે છે.

યદ્યપિ તે સપ્ત નાગરવીરોના પૂર્વ વૃત્ત વિષે અતિ સ્વલ્પ હકીકત મળી આવે છે, તથાપિ જે હકીકત મળી આવે છે, તે એટલી બધી ઉજ્જવલ અને યશસ્વી છે કે-મુસલમાની ઇતિહાસકારોને પણ તેઓની પ્રશંસા કર્યા વિના ચાલ્યું નથી. યોગ્ય સ્થળે તે વિષયના સઘળા ઉલ્લેખો કરવામાં આવશે. અત્ર તો એટલીજ વિવક્ષા છે કે-છબીલારામબહાદુર જેવા વિશાલહૃદય અને કાર્યદક્ષ તેમજ ગિરિધર બહાદુર જેવા ધીર, વીર, સાહસિક તેમજ રાજકાર્યકુશલ પુરૂષો નાગર જ્ઞાતિમાં તો શું, પણ કોઇપણજ્ઞાતિ અથવા સમાજમાં બહુ વિરલ જ ઉત્પન્ન થયા છે. દયાબહાદુરના જેવી તીવ્ર-સ્વામીનિષ્ઠાના ઇતર દૃષ્ટાંતો મળવાં મુશ્કેલ છે. અખિલ વિરસપ્તક માત્ર નાગરજ્ઞાતિને જ નહિ પણ હરકોઇ પુરૂષને આદર્શનીય અને અનુકરણીય છે, એમાં કંઇ સંશય નથી.

---

જુઓ. તેજ પુ. ૯ પૃ. ૪૧૮-૯ નગીના નામનું યુક્ત પ્રદેશમાં બિજનોર જિલ્લાનું એક પ્રગણું છે. તેનું મુખ્ય શહેર નગીનાપુર છે. મુગલબાદશાહના વખતમાં તે મેવાત પ્રગણાનું મુખ્ય શહેર હતું. ઇ. સ. ના ૧૮ મા સૈકામાં ત્યાં એક કિલ્લો બંધાવ્યો હતો. હિંદી વિશ્વકોષ પુ. ૧૧ પૃ. ૩૩૯

# પરિશિષ્ટ અંક ૨

## રાજા છબીલારામ બહાદુરની વંશાવલિ.

( નાગરવીરસપ્તક )

[ મુસલમાન ઇતિહાસકારોની નોંધ મુજબ ]

[ મહેતા ભગવતીદાસ ? ]

૧ મહેતા દયાળ બહાદુર
જન્મ વિ. સં. ૧૭૧૭ ?
ઇ. સ ૧૬૬૦ ?
મૃત્યુ વિ. સં. ૧૭૬૯
ઇ. સ. ૧૭૧૨

૨ મહેતા છબીલારામ બહાદુર
જન્મ વિ. સં. ૧૭૨૨ ?
ઇ. સ. ૧૬૬૫ ?
મૃત્યુ વિ. સં. ૧૭૭૭
ઇ. સ. ૧૭૧૯

૩ મહેતા ગિરિધર બહાદુર
જન્મ વિ. સં. ૧૭૩૭ ?
ઇ. સ. ૧૬૮૦ ?
મૃત્યુ વિ. સં. ૧૭૮૫
ઇ. સ. ૧૭૨૮

૪ મહેતા દયારામ બહાદુર
જન્મ વિ. સં. ૧૭૫૨ ?
ઇ. સ. ૧૬૯૫ ?
મૃત્યુ વિ. સં. ૧૭૮૯
ઇ. સ. ૧૭૩૦

એક પુત્રી
×
(લગ્ન સંબંધ)
૬ રાય ગુલાબરાય
જન્મ વિ. સં. ૧૭૩૭?
ઇ. સ. ૧૬૮૦?
મૃત્યુ વિ. સં. ૧૭૮૫
ઇ. સ. ૧૭૨૮

૫ ચમન બહાદુર ભવાનીરામ
જન્મ વિ. સં. ૧૭૬૭ ?
ઇ. સ. ૧૭૧૦ ?
મૃત્યુ ?

૭ ( એક નિકટના સંબંધી )
રાજા આનંદરાય બહાદુર
જન્મ વિ. સં. ૧૭૩૨ ? ઇ. સ. ૧૬૮૫ ?
મૃત્યુ વિ. સં. ૧૭૮૫ ઇ. સ. ૧૭૨૮

---

ટિપ્પણ—? ચિન્હવાળી હકીકત આનુમાનિક છે.

# પરિશિષ્ટ અંક ૩

## રાજા છબીલારામ બહાદુરનું વંશવૃક્ષ.

[ કાશીવાસી શ્રીયુત બલદેવદાસજી વ્યાસ તરફથી પ્રાપ્ત. ]

૧ મહેતા આશાધર ઓઝેરા*ગોર ગજધર દીક્ષિત.
વિ. સં. ૧૫૦૨ ઈ. સ. ૧૪૪૫

૨ લખ્ખા ઓઝેરા

૩ જગન્નાથ ઓઝેરા

- ૪ શ્રીવત્સ ઓઝેરા
  - ૫ ફીકા ઓઝેરા
    - ૬ ગોવિંદજી ઓઝેરા
  - ૫ માધવજી ઓઝેરા
    - ૬ ગોપાલજી ઓઝેરા
  - ૫ કો...ઓઝેરા.
  - ૫ કેશવજી ઓઝેરા
    - ૬ ગંગાદાસ ઓઝેરા
      વિ. સં. ૧૬૦૦ ઈ. સ. ૧૫૪૩
      ગોર—કરણજી દીક્ષિત.
- ૪ શ્રી રંગીલ ઓઝેરા.
  વિ. સં. ૧૬૦૦ ઈ. સ. ૧૫૪૩.

૭ હરિકૃષ્ણ ઓએરા.

૭ ગણેશજી ઓએરા.

૭ સુંદરજી ઓએરા.

૭ જયકૃષ્ણજી ઓએરા.

૭ ચક (ઇસવી સન ૧૭૦૦ ?) ઓએરા ગોર–કિશોરજી દીક્ષિત.

૮ મહેતા ભગવતીદાસ ઓએરા. મૃત્યુ વિ. સં. ૧૭૬૦ ઇ. સ. ૧૭૦૩

૮ વેણીદાસ ઓએરા.

૮ કાશીદાસ ઓએરા. ગોર–કલ્યાણજી દીક્ષિત તથા જાદવજી દીક્ષિત.

૮ હૃદયરામ ઓએરા.

૮ ચંદ્રભાન ઓએરા.*

૮ રઘુનાથદાસ ઓએરા.

૯ રાજા છબીલારામ બહાદુર +
જન્મ વિ. સં. ૧૭૨૨ ઇ. સ. ૧૬૬૫
મૃત્યુ વિ. સં. ૧૭૭૭ ઇ. સ. ૧૭૧૯

× સત્યભામા

× બીજી પત્ની

× ત્રીજી પત્ની

+ ૯ (કંઇ નામ લખ્યું નથી)

૧૦ કેવલરામ
જન્મ વિ. સં. ૧૭૪૪
મૃત્યુ વિ. સં. ૧૭૫૬

૧૦ બ્રજલાલ
જન્મ સં. ૧૭૫૮
મૃત્યુ સં. ૧૭૭૬

૧૦ રંગીલદાસ
જન્મ સં. ૧૭૭૪
મૃત્યુ સં. ૧૭૯૧

૧૦ રાજા દયાળબહાદુર

૧૦ રાજા ગિરિધર બહાદુર
જન્મ વિ. સં. ૧૭૩૭ ઇ. સ. ૧૬૮૦
મૃત્યુ વિ. સં. ૧૭૮૫ ઇ. સ. ૧૭૨૮

૧૦ રાજા ગિરિધર બહાદુર

૧૧ રાજા વેણી બહાદુર+
જન્મ વિ. સં. ૧૭૭૫
ઇ. સ. ૧૭૧૮

૧૧ રાજા વિજય બહાદુર
જન્મ વિ. સં. ૧૭૭૬
ઇ. સ. ૧૭૧૯

૧૧ રાજા શંભુ બહાદુર
જન્મ વિ. સં, ૧૭૭૯
ઇ. સ. ૧૭૨૨

૧૨ કૃષ્ણલાલ
જન્મ વિ. સં. ૧૭૯૮
ઇ. સ. ૧૭૪૧

*ટિપ્પણ—નાગરોની મધ્યકાલીન ૧૫૫ અથવા ૧૫૭ અવટંકો હતી. તે પૈકી ઓખેરા એક અવટંક હોવી જોઇએ. પરંતુ પંડિત ગંગાશંકર પંચોલીએ પોતાના નાગરોત્પત્તિનામના પુસ્તક ( પૃ. ૮૨–૮૪ ) માં જે અવટંકો ગણાવી છે, તેમાં તેનો સમાવેશ થતો નથી. કદાચ તે ઉપરાંતની આ અવટંક હોય.

# મહેતા ભગવતીદાસના ભાઇ અને છબીલારામના કાકા હૃદયરામે કાશીમાં નાગર બ્રામ્હણોને બ્રહ્મપુરી આપી છે, તે હજીપણ ત્યાંના નાગર બ્રામ્હણોના કબ્જાભોગવટામાં છે. તે જગ્યા કલશેશ્વર બ્રહ્મપુરીના નામથી ઓળખાય છે. તેઓએ નાગર બ્રામ્હણોને તે બાબતનો દાનલેખ પણ કરી આપ્યો છે. કદાચ ભગવતીદાસ તેઓના કુટુંબસાથે તે સમયમાં કાશી રહેવા ગયા હોય, એમ પણ તે ઉપરથી અનુમાન થઇ શકે.

+ ઉપરના વંશવૃક્ષમાં રાજા છબીલારામના ભાઇનું નામ આપ્યું નથી. પરંતુ દયારામબહાદુર અને ગિરિધરબહાદુરને તેઓના ભાઇના પુત્રો કહ્યા છે. પરંતુ તત્કાલીન ઐતિહાસિક પુરાવાથી તે હકીકત તદ્દન વિરૂદ્ધ છે. ખાફીખાન કૃત ' મુન્તે ખાબ–ઉલ–લુબાબ ' માં ( સર. એચ. ઇલિયટકૃત હિંદુસ્થાનનો ઇતિહાસ, પુ. ૭ પૃ. ૨૦૭–૫૩૪ માં ), ગુલામહુસેનખાનકૃત ' સીયર–ઉલ––મુતખેરીન ' માં તેમજ શાહનવાઝખાનકૃત ' માસીર–ઉલ–ઉમરા ' માં ગિરિધરબહાદુરને છબીલારામનાભત્રીજા, દયારામબહાદુરને છબીલારામના પુત્ર અને દયાળબહાદુરને છબીલારામના ભાઇ કહેલ છે. તેજ પ્રમાણે બ્રિટિશ મ્યુઝીયમના સંગ્રહ નં ૧૬૯૦ ના પુસ્તકના પૃ. ૧૫૬ માં પણ રાજા દયાળબહાદુરને છબીલારામના ભાઇ કહેલ છે ( અર્વિનકૃત, ઉત્તરમુગલો, પુ. ૧ પૃ. ૧૭૧ ). માત્ર મહમદ કાસીમે તેના ઇબ્રાતનામામાં ગિરિધરબહાદુર ને છબીલારામનાભાઇ કહેલ છે અને તેઓ આગ્રાના નિવાસી હતા, એમ પણ કહેલ છે, તે માની શકાય નહિ. ( ઇલિયટ, પુ. ૭, પૃ. ૫૬૯ )

પ્રસ્તુતવંશ વૃક્ષમાં છબીલારામના ભાઇ દયાળબહાદુર અને માળવાના સુબા ગિરિધરબહાદુરના પુત્ર ભવાનીરામ ચમનબહાદુરનાં નામો આપ્યાં નથી. ભવાનીરામ ચમનબહાદુર માળવાના સુબા હતા, એમ એક બીજા સ્વતંત્ર પ્રમાણથી પણ સિદ્ધ થાય છે ( જુઓ પરિશિષ્ટ અંક ૫ ) તે ઉપરથી ઉપરનું વંશવૃક્ષ પાછળથી ઉપજાવી કાઢ્યું હોય, તે વધારે સંભવિત છે.

† કાશીની નાગરજ્ઞાતિના વિવાહગીતમાં વેણીબહાદુરનું નામ આવે છે, એમ શ્રીયુત બલદેવદાસ વ્યાસજીના કહેવાથી જણાય છે.

ઇ. સ. ૧૭૫૯ માં દીલ્હીના બાદશાહ શાહઆલમે અયોધ્યાના નવાબ વજીર સાદતખાનના ભાણેજ વજીર સફ્દર જંગના પુત્ર સુજાઉદ્દૌલાને વજીરની જગ્યો આપી. તેના પિતામહના સમયથી આયોધ્યા પ્રાંતની સુબેદારી તો ચાલી આવતી હતી, અને તેઓ અયોધ્યાના નવાબો કહેવાતા હતા. તે સુજાઉદ્દૌલાએ પોતાની વતી અયોધ્યાનો કાર્યભાર કરવાને વેણીબહાદુરને પોતાનો નાયબ ( પ્રતિનિધિ નીમ્યો હતો અને તે હુદ્દા ઉપર તે ઇ. સ. ૧૭૬૦ થી ૭૦ સુધી રહેલ હોય, એમ જણાય છે. [ જુઓ હરિચરણદાસ કૃત ‘ ચહાર ગુલઝાર સુજાઇ ’ ( સુજાઉદ્દૌલાના ચાર ગુલાબબાગો )–ઇલિયટકૃત હિંદુસ્થાનનો ઇતિહાસ, પુ. ૮ પૃ. ૨૦૬ તથા ૨૧૯ થી ૨૨૨ ] કદાચ તે વેણીબહાદુર અને ઉપર્યુક્ત વેણીબહાદુર એકજ હોય. ઉપરના વંશવૃક્ષમાં રાજા ગિરિધરબહાદુરના બીજા બે પુત્રો વિજયબહાદુર અને શંભુબહાદુરને રાજાબહાદુરો કહેલા છે. પરંતુ તેઓ વિષે કંઇ હકીકત પ્રાપ્ત થઇ નથી. કદાચ તેઓ અયોધ્યા અથવા લકનૌના નવાબોની નોકરીમાં હશે અને ત્યાં તેઓને મોટી જગ્યો મળી હશે તેમજ રાજાબહાદુરોના ઇલ્કાબો મળ્યા હશે.

———

## પરિશિષ્ટ અંક ૪

### જૂનાગઢના સુપ્રસિદ્ધ દીવાન અમરજીની વંશાવલિ.

૧ તેઓના પુત્ર રણછોડજી દીવાન કૃત શિવમાહાત્મ્યરત્નાકરગ્રંથાન્તર્ગત ત્રિપુરારિ—આખ્યાન, પૃ. ૮૨—૮૩

૨ રા. રા. જોષીપુરા કૃત અમરજી દીવાન, પૃ ૧૦—૨૩.

૩ સ્વ. ગણપતરામ વેણીલાલ ઓઝા પ્રકાશિત રણછોડજી દીવાનકૃતચંડી પાઠના ગરબામાં લખેલ રણછોડજી દીવાનનું જન્મ ચરિત્ર પૃ. ૯—૧૭. તથા

૪ સ્વ. રણછોડજી દીવાન કૃત તારીખ—ઇ—સોરઠ ઉપરથી.

( વડનગર નિવાસી )

૧ લાલા માંડણ નાણાવટી, ઇ. સ. ૧૬૨૧ ?
વડનગરથી તળાજે ગયા, ત્યાં તેઓને ત્યાંના રાજાએ ગ્રામ ગ્રાસ આપ્યાં

|

૨ શ્રી પતિ, ઇ. સ. ૧૬૪૧ ?

|

૩ શિવજી, ઇ. સ. ૧૬૬૧ ?
વાવ, કુવા, તળાવ, શિવાલય બંધાવ્યાં.

|

૪ વૈકુંઠજી ઇ. સ. ૧૬૮૧ ?

|

૫ ગોપાળજી ઇ. સ. ૧૭૦૧ ?

૬ પ્રાગજી ઇ. સ. ૧૭૨૧ ?

૭ કુંવરજી ( માંગરોળ રહેતા હતા. ) × વેણીકુંવર ( દયારામ નાગરના પુત્રી )
જન્મ ઇ. સ. ૧૭૧૦? મૃત્યુ વિ. સં ૧૮૨૭ ઇ. સ. ૧૭૭૧
માંગરોળમાં જમીનદાર હતા.

૮ અમરજી દીવાન × કુશલબા
( ૧૮ વર્ષની ઉમરે જૂનાગઢ ગયા ) ( માંકડ ડોસાની પુત્રી )
જન્મ વિ. સં. ૧૭૯૮ ઇ. સ. ૧૭૪૨ | મૃત્યુ વિ. સં. ૧૮૩૪ ઇ. સ. ૧૭૭૮
મૃત્યુ વિ. સં. ૧૮૪૧ ઇ. સ. ૧૭૮૫

૮ દુર્લભજી

૮ ગોવિંદજી

૮ એકપુત્રી

૯ રઘુનાથ દીવાન
જન્મ વિ. સં. ૧૮૧૯ ઇ. સ. ૧૭૬૨
મૃત્યુ વિ. સં. ૧૮૭૫ ઇ. સ. ૧૮૧૯

૯ રણછોડજી દીવાન
જન્મ વિ. સં. ૧૮૨૪ ઇ. સ. ૧૭૬૮
મૃત્યુ વિ. સં. ૧૮૯૭ ઇ સ. ૧૮૪૧

૯ દલપતરામ
જન્મ વિ. સં. ૧૮૨૯ ઇ. સ ૧૭૭૩
મૃત્યુ વિ. સં. ૧૮૭૦ ઇ. સ. ૧૮૫૪

૯ ઉમિયા કુંવર.
જન્મ વિ. સં. ૧૮૩૨ ઇ. સ. ૧૭૭૬

ટિપ્પણ–? ચિન્હવાળી સાલો આનુમાનિક છે.

રણછોડજી દીવાને ત્રિપુરારિ આખ્યાન નામનો ગ્રંથ વિ. સં. ૧૮૬૨ ઇ. સ. ૧૮૦૫ માં વ્રજ ભાષામાં રચ્યો છે. તે ગ્રંથ શિવમાહાત્મ્ય રત્નાકર ગ્રંથમાં જૂનાગઢમાં વિ. સં. ૧૯૪૮ ઇ. સ. ૧૮૯૨ માં છપાયો છે; તારીખ–ઇ–સોરઠ નામનો ગ્રંથ ઇ. સ. ૧૮૪૦ માં પુરો કર્યો હશે.

# પરિશિષ્ટ અંક ૫

## ૧ રાજા છબીલારામ સંબંધી હસ્તલિખિત પત્રના ઉલ્લેખો.

[ નાગરત્રિમાસિક, પુ ૬, આષાઢ સુદ ૧૪, સંવત્ ૧૯૬૬ અંક ૧ ]

(નાગર–લેખમાં નાગર, લેખક વે. મૂ. આચાર્ય વલ્લભજી હરિદત્ત, પૃ. ૭૨)

———

( ૧ ) વે. મૂ. ત્રવાડી દુર્ગાશંકર ભવાનીશંકરનાં પુસ્તકોમાંથી નિરૂક્ત પાને ૬૨ મે, વિ. સં. ૧૭૭૬ ( ઈ. સ. ૧૭૧૯ ) ના લેખો.

संवत्सप्तदशश्चैव रस ( षट् ) सप्ताङ्कके तथा ।
माघमासे शुक्लपक्षे द्वितीया मंदवासरे ॥
तीर्थराजप्रयागे च राज्यं बलवन्नागरं ।
नागरज्ञातिवृद्धे च वात्सल्याभ्यन्तरेति ॥

( ૨ ) તેઓના સામવિધાનના પાના ૫૪ ની ડાબી બાજુએ લખેલો લેખ:-

शुभं भवतु कल्याणं श्रीरस्त्विति यशोऽस्त्विति ॥
तीर्थराजो विचलं राज्यमहाराजनागर ॥

ઉપર લખેલા શ્લોકોમાં અનેક અશુદ્ધિઓ છે. પરંતુ લેખકની વિવક્ષા સ્પષ્ટ અવગત થાય છે.

૧ બન્ને નિરૂક્ત અને સામવિધાનનાં પુસ્તકો પ્રયાગમાં લખાયાં છે.

૨ લખ્યા સાલ વિ. સં. ૧૭૭૬ માઘ સુદી ૨ શનિવારની છે. તે સમયે ઈ. સ. ૧૭૧૯ નો જાન્યુઆરી માસ આવે છે.

૩ તે સમયે પ્રયાગમાં બળવાન નાગરનું રાજ્ય હતું.

૪ છબીલારામ વડનગરા અભ્યંતર નાગર જ્ઞાતિના હતા.

રાજા છબીલારામ બ્હાદુર તે સમયે પ્રયાગ એટલે અલ્હાબાદના સુબેદાર હતા. અર્વિને તેના 'ઉત્તર મુગલો' નામના ઇતિહાસમાં છબીલારામની મૃત્યુતારીખ ૧-૧૧-૧૭૧૯ ની આપી છે. અર્થાત્ તે સાલના જાન્યુઆરી માસમાં છબીલારામના મ્હેમાન તરીકે જૂનાગઢના નાગરબ્રાહ્મણ પ્રયાગમાં રહ્યા હતા, અને ત્યાં તેઓએ ઉપર્યુક્ત બે પુસ્તકો લખ્યાં હતાં, એમ પ્રસ્તુત બે ઉલ્લેખોથી જણાય છે.

---

## ૨ રાજા ગિરિધર બહાદુર સંબંધીના ઉલ્લેખો.

[ નાગર ત્રિમાસિક, તેજ પૃ. ૭૨-૩ ]

( ૧ ) વે. મૂ. દુર્ગાશંકરના નિઘંટુને પાને ૫૧ મે લખ્યું છે કે-

" इंद्रपुरे લ. ભ. સુરજી સુત, વિષ્ણુજી. રાજ્ય મંમદશા પૃથ્વીપતિ; સં. ૧૭૭૮ "

૧ લેખક-જૂનાગઢના નાગરબ્રાહ્મણ ત્રવાડી દુર્ગાશંકર ભવાની-શંકરના કોઇ સંબંધી નાગરબ્રાહ્મણ વિષ્ણુજી સુરજી.

૨ સ્થળ-દિલ્હી. ૩ રાજ્યકર્તા-મહમદશાહ બાદશાહ

૪ લખ્યા સાલ વિ. સં. ૧૭૭૮ એટલે ઇ. સ. ૧૭૨૧.

( ૨ ) પુણ્યાહ વાચનના છેલા પાનામાં લખેલો લેખ.

संवत् १७८०.......न मासे.......आगरा मध्ये लिखितं गोविंदजी संघजी जीर्णगढ.......वास्तव्य आचार्य भागजी त. परशोतम रावजी पठनार्थं..........राजा वहादुरजीकस्य शुभं.

લેખક—જૂનાગઢના રહીશ નાગર બ્રાહ્મણ ગોવિંદજી સંઘજી.

પાઠક—આચાર્ય પ્રાગજી રાવજી તથા પુરુષોત્તમ રાવજી.

( વે. મૂ. વલ્લભજી હરિદત્ત આચાર્ય કહે છે કે—આચાર્ય પ્રાગજી તેઓથી સાતમી પેઢીએ થઇ ગયેલ પૂર્વજ હતા.

સ્થળ—આગ્રા. લખ્યા સાલ વિ સં. ૧૭૮૦ (કદાચ ફાલ્ગુન અથવા આશ્વિન માસ એટલે ઇ. સ. ૧૭૨૩ (માસ ફેબ્રુઆરી અથવા અકટોબર).

આશ્રય આપનાર—રાજા બહાદુર.

૧ તા. ૧૧—૫—૧૭૨૦ ને રોજ રાજા ગિરિધર બહાદુર અલ્હાબાદથી અયોધ્યાના સુબા તરીકે નીમાયા હતા ( અર્વીન, પુ. ૨, પૃ ૧૫ ). ત્યાર પછી તેઓ તા. ૬—૧૨—૧૭૨૧ ને રોજ મહમદશાહ બાદશાહના લગ્ન પ્રસંગે દિલ્હી ગયા હતા. ત્યાં તેઓને એક લાખ રૂપીઆનું ઇનામ બાદશાહે આપ્યું હતું—( પૃ. ૧૨૫ ). ઉપર્યુક્ત પ્રથમ ઉલ્લેખમાં લખેલ નાગર બ્રાહ્મણ વિષ્ણુજી સુરજી તેઓના પુરોહિત હશે અને તેઓ અયોધ્યેથી દિલ્હી તેઓની સાથે ગયા હશે.

૨ બીજા ઉલ્લેખની મિતિ ઇ. સ. ૧૭૨૩ ના ફેબ્રુઆરી અથવા અકટોમ્બર માસની છે. તા. ૯—૯—૧૭૨૨ ને રોજ રાજા ગિરિધર બહાદુરની અયોધ્યેથી માલવે બદલી થઇ (પૃ. ૧૨૮). તા. ૨૫-૫-૧૭૨૩ ને રોજ વજીર નીઝામ—ઉલ—મુલ્કે તેઓને ત્યાંથી રદ કર્યા અને તેઓની જગ્યોએ આઝમ—ઉલ—ખાનને નીમ્યો ( પૃ. ૧૩૧ ). તા. ૧૨-૬-૧૭૨૫ ને રોજ તેઓની ફરી તે જગ્યોએ નિમણુક થઇ ( પૃ. ૨૪૫ ). અર્થાત્ વર્ષ ૨ દિવસ ૧૭ સુધી, તેઓ કઇ નોકરી ઉપર હતા તે જણાતું નથી. કદાચ તે અરસામાં તેઓ આગ્રે જઇને રહ્યા હોય, એમ સંભવિત

છે. જૂનાગઢના નાગર બ્રાહ્મણ ગોવિંદજી સંઘજી તે સમયાન્તરમાં તેઓની સાથે જ રહેતા હોવા જોઇએ.

( ૩ ) વે. મૂ. આચાર્ય વલ્લભજી હરિદત્તના બ્રાહ્મણના પુસ્તકની સમાપ્તિએ પૂર્વાર્દ્ધમાં લખેલો લેખ.

[ નાગર ત્રિમાસિક; પુ. ૧૦ આશ્વિન શુદી ૧૪, વિ. સં. ૧૯૭૦ અંક ૩ પૃ. ૯૩ ].

**इति शांखायिनि ब्राह्मणे पंचदशोऽध्यायः ॥ संवत् १७८३ वर्षे आश्विन शुदी ९ भोमे श्री वृद्धनगरवास्तव्यं आभ्यंतर नागर ज्ञातीय शु । श्री ६ गोवर्धन सुत शु. श्री ६ जीभाइसुत कृष्ण-जीयेन लिखितं ॥ श्री अवंतिकापुरी मध्ये राजा बाधुर विजय राज्ये लिखित्वा ॥** અર્થાત્—

લેખક–વડનગરાભ્યંતર નાગર બ્રાહ્મણ તેમજ કાઠિયાવાડમાં માંગરોળ પાસે આવેલ ઉના ગામના નિવાસી શુકલ કૃષ્ણજી જીભાઇ ગોવર્ધન છે.

લખ્યા સાલ–વિ. સં. ૧૭૮૩ આશ્વિન શુદી ૯ મંગળવાર એટલે ઇ. સ. ૧૭૨૬ ના અકટોબર માસની છે.

સ્થળ–ઉજ્જયિનીમાં રાજાબહાદુરના આશ્રય નીચે ઉક્ત પુસ્તક લખાયું છે.

તા. ૧૨–૬–૧૭૨૫ ને રોજ રાજાગિરિધર બહાદુરની માલવાના સુબા તરીકે બદલી થઇ ત્યારથી તે તા. ૨૮–૧૨–૧૭૨૮ ને રોજ સારંગપુરના યુદ્ધમાં તેઓ મરાયા, ( પૃ. ૨૪૪ ) ત્યાં સુધી તેઓ માળવામાંજ હતા. તે અરસામાં ઉનાના નાગરબ્રાહ્મણ શુકલ કૃષ્ણજી તેઓની સાથે હતા, એમ અનુમાન થાય છે.

## ૩ રાજા ચમનબહાદુર ભવાનીરામ સંબંધીનો ઉલ્લેખ

[ નાગર ત્રિમાસિક, તેજ, પૃ. ૯૩ ]

તેજ પુસ્તકના ઉત્તરાર્ધમાં લખ્યું છે કે:-

इति शांखयनकौषितकीब्राह्मणे त्रिंशतिमोध्यायः । संवत् १७८५ ना ज्येठ शुदि १५ शनिवासेर लिखितं ॥ उन्नतपुर वास्तव्यं आभ्यंतरनागरज्ञातीय शु. श्री ६ हरिहर सुत शु । श्री ६ गोवर्धनसुत शु । श्री ६ जीभाइसुतकृष्णजीयेन लिखितं ॥ श्री अवंतिका पुरी तथा राजाश्री ७ च्यमन विजयराज्ये ॥

અર્થાત્—

લેખક-શુક્લ કૃષ્ણજી-જીભાઇ-ગોવર્ધન-હરિહર, વડનગરા અભ્યંતર નાગરબ્રાહ્મણ અને ઉનાગામના નિવાસી છે.

લખ્યાસાલ-વિ. સં. ૧૭૮૫ જયેષ્ઠ સુદી ૧૫ શનિવાર એટલે ઇ. સ. ૧૭૨૯ ના જુન માસની છે.

સ્થળ-ઉજ્જયિનીમાં ચ્યમનબહાદુરના આશ્રય નીચે પ્રસ્તુત પુસ્તક પુરું થયું.

અર્વિનના "ઉત્તર મુગલો" નામના પુસ્તક ઉપરથી જણાય છે કે-રાજા ગિરધરબહાદુર તા. ૨૮-૧૨-૧૭૨૮ માં મરાયા, તેની જગ્યોએ તેઓના પુત્ર ભવાનીરામ બહાદુરની નિમણુક થઇ હતી, તેઓની ઉમ્મર નાની હતી, તેથી તેઓને ચમનબહાદુરનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૭૨૯ ના જુલાઇ માસમાં રાજા છબીલારામ બહાદુરના પુત્ર દયારામ બહાદુરની તે જગ્યોએ નિમણુક થઇ. એટલે તા. ૨૮-૧૨-૧૭૨૮ થી તા. ૩૧-૬-૧૭૨૯ સુધી ભવાનીરામબહાદુર સુબાની જગ્યોએ હતા

(પુ. ૨ પૃ. ૨૪૪). તે સમયાન્તરમાં શુકલ કૃષ્ણજીએ ઉપર્યુક્ત ગ્રંથ પૂરો લખ્યો. તેઓ ઇ. સ. ૧૭૨૬ ના અકટોબરથી ઇ. સ. ૧૭૧૯ ના જુન સુધી માળવામાં રાજાગિરધર બહાદુર અને તેના પુત્ર ભવાનીરામબહાદુરની સાથે હતો, તે ઉપરથી જણાય છે કે તેઓ તેઓના પુરોહિત હશે. રાજા દયારામબહાદુર તા. ૨૨-૧૦-૧૭૩૦ ને રોજ તિરલાના યુદ્ધમાં મરાયા હતા.

## પરિશિષ્ઠ અંક ૬

### બુઢ્ઢાબાવા નામના શિવલિંગની કથા.

[ Tarikh–I–Sorath by Ranchhodji Dewan in Persian, Translated and Published by J. Burgess, A. D. 1881, pp. 53–56 ]

તારીખ-ઇ-સોરઠના કર્તા રણછોડજી દીવાનના પિતામહ કુંવરજીમહેતા સકલ સદ્ગુણાલંકૃત અને ભગવદ્ભકત હતા. કુંવરજી મેહેતાના પિતા પ્રાગજી, તેઓના પિતા ગોપાળજી, તેઓના પિતા, વૈકુંઠ; તેઓના પિતા શ્રીપત અને તેઓના પિતા શિવજી હતા. કુંવરજી મેહેતા માંગરોળના શેખના વંશપરંપરાથી આડતીયા હતા તેમજ માંગરોલ કસ્બામાં તેઓને જાગીરમાં કેટલીક વાડીઓ તથા ખેતરો મળ્યાં હતાં. તેની નીપજમાંથી તેઓ પોતાનો નિર્વાહ કરતા. દિલ્હીના બાદશાહ ફરૂખસીયર તરફથી પ્રાપ્ત થયેલું બુઢ્ઢાબાવા નામનું શિવલિંગ કુંવરજી મેહેતાને મળ્યું હતું. તે શિવલિંગ વિષે નીચે પ્રમાણે કથા કહેવામાં આવે છે.

"એમ કહેવાય છે કે-એક દિવસે પ્રાતઃકાલમાં જ્યારે અકબર બાદશાહ યમુના નદીના તટ ઉપર ફરતો હતો, ત્યારે તેણે બે સ્ત્રીઓને યમુનામાંથી જળ ભરી, માથે બેઢાં મૂકી ઘર તરફ જતાં જોઇ તેવામાં એક સમળી એક ઉંદરને પકડીને ઉડી જતી હતી. તે ઉંદર તેની ચાંચમાંથી નીચે પડી ગયો. આ દૃશ્ય જોઇને, તેમાંની એક સુંદરીએ પોતાની સાહેલીને કહ્યું કે-' અરે બ્હેન ! જો તો ખરી ! કેવો નિર્બળ કાળ આવી ગયો છે ! એક સમળી ઉંદરને પકડીને પણ ઉડી શકતી નથી ! ૪૮૦૦ વર્ષો ઉપર આ ભૂમિ ઉપર કૌરવપાંડવ વચ્ચે દારૂણ યુદ્ધ થયું હતું, તે સમયે હું સમળીના અવતારમાં હતી, અને સિંધુ દેશના, રાજા જયદ્રથના બે બાજુબંધો પેહેરલા હાથને લઇને ઉડી ગઇ હતી. બાદશાહ તે સુંદરીની વાત દૂરથી ગુપચુપ સાંભળતો હતો. આ શબ્દો સાંભળી તે ચકિત થઇ ગયો, અને તે સ્ત્રી પાસે જઇને, તેણે કહેલી વાતનો વિશેષ ખુલાસો પુછ્યો. કંઇપણ શિષ્ટાચાર કર્યા વિના તે સ્ત્રીએ બાદશાહને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો. " બાદશાહ સાંભળો ! વિધાતાએ તે કાળમાં મને સમળીમાં જન્મ આપ્યો હતો. સાત્યકિ ભૂરિશ્રવા નામના યાદવે રણસંગ્રામમાં દ્વંદ્વ યુદ્ધ કરતાં, રાજા જયદ્રથનો હાથ છેક ખભામાંથી કાપી નાંખી જુદો પાડ્યો હતો. મારી ચાંચવડે તે હાથ જમીન ઉપરથી ઉચકી, હું ઉંચે ઉડી ગઇ હતી. તે હાથનું જ્યારે સઘળું માંસ હું ખાઇ રહી, ત્યારે સામે જણાય છે, તે વૃક્ષ નીચે એક કુવો હતો, તેમાં બાજુબંધસહિત તે હાથનાં અસ્થિ મેં નાંખી દીધાં હતાં. સામે ધૂલનો જે ટેકરો કાલાન્તરથી થતો આવ્યો છે, તે ટેકરો ખોદાવી નાંખવામાં આવશે તો અવશ્ય તેની નીચેના કુવામાંથી, તે અસ્થિઓ અને બાજુબંધો મળી આવશે, એમ મને ખાત્રી છે. મારી સત્યતા સિદ્ધ થયા વિના રહેશે જ નહિ. બાદશાહે મજુરો મોકલી તે ટેકરો ખોદાવી નાંખ્યો, અને ધૂલ ઉદેરાવતાં એક મોટો પુરાણો કુવો હાથ લાગ્યો; તે કુવાને તળીયેથી અસ્થિઓ અને બે શિવલિંગો જડેલ બાજુબંધો પણ મળી આવ્યાં. બાદશાહે તે શિવલિંગો પોતાના ભજનમંદિરમાં રાખ્યાં;

અને નિત્ય પ્રાતકાળમાં તેમજ સાયંકાળમાં તે બન્ને શિવલિંગોની પત્ર, પુષ્પ, ફળ, જળ, અત્તર, ધૂપ, નિવેદ્યાદિ ષોડશોપચારથી ભક્તિપૂર્વક દુષ્ટ ટીકાકારોથી ગુપ્ત રીતે તે પૂજન કરતો હતો. તે કહેતો કે- 'મૂર્તિના રૂપમાં હું પ્રભુનું દર્શન કરૂં છું અને પ્રભુનું પૂજન કરૂં છું. પ્રભુવિહીન પાષાણના કડકામાં તો હું પાષાણજ જોઉં છું.' હિંદુધર્મ ઉપર એ રીતે તેઓ સહાનુભૂતિ દર્શાવતા હતા; મુસલમાનો તે સાંખી શકતા નહિ, અને અધર્મી તથા મૂર્તિપૂજક કહી, તેઓની છડેચોક નિંદા કરતા હતા. અકબર બાદશાહ પછી તેના વારસોમાંથી કોઇને કોઇ તે શિવલિંગોની પૂજા કરતા હતા. ઔરંગઝેબના પુત્ર આજમશાહે તે રીવાજ કાયમ રાખ્યો હતો. ત્યારપછી [ ઇ. સ. ૧૭૧૩ માં ] જ્યારે ફરૂખસીયર ગાદીએ બેઠો ત્યારે તેણે પોતાના વઝીર રાજા છબીલારામબહાદુર, જેઓ જ્ઞાતિએ નાગર હતા, અને જેઓએ દક્ષિણમાં વિજય મેળવ્યો હતો, તેઓને તેઓની સેવાના બદલામાં ઇનામ તરીકે કીમતી પોષાક અને મોતી ગુંથેલ રૂદ્રાક્ષની માળા સહિત તે બન્ને શિવલિંગો અર્પણ કર્યાં હતાં. તે પ્રસંગે તેણે પ્રસન્ન થઇને રાજા છબીલારામને કહ્યું કે-' અરે ! રાજા બહાદુર ! આ બુઢ્ઢાબાવો ( મહાદેવ-સદાશિવ ) છે, તેની નિત્ય પૂજા કરજો ' રાજા છબીલારામ બન્ને શિવલિંગો પોતાને ઘેર લઇ ગયા. તેમાંનું નિલમનું બુઢ્ઢાબાવા નામનું બાણ તેઓએ દયારામ નાગરને આપ્યું હતું. દયારામે પણ સારી પ્રતિષ્ઠા જમાવી હતી, અને તેઓ મેવાત પ્રગણાના નગીનાપુરના જાગીરદાર હતા. ત્યારપછી મરાઠાઓને તાબે કર્યા પછી, કેટલાક કાળ વિત્યા પછી બાદશાહના અમીરો પરસ્પર લડવા લાગ્યા. ઇરાનના લશ્કરોના હુમલાઓથી જાગીરદારોને અને રાજ્યના નોકરોને બહુપીડા થવા લાગી. તેવા સમયમાં દયારામ કાશીએ જઇને રહ્યા. ત્યાં તારીખ-ઇ-સોરઠના કર્તા રણછોડજી દીવાનના પિતામહ કુંવરજી મેહેતા યાત્રાર્થે આવ્યા, તેની સાથે દયારામને એટલો બધો પરિચય થયો કે, તેણે તેની સાથે પોતાની પુત્રીનું વેવિશાળ કર્યું; થોડા

દિવસ પછી તેઓ સઘળા માંગરોળ આવ્યા અને ત્યાં તેઓનાં લગ્ન કર્યાં, અને પોતાની પુત્રીને કન્યાદાનમાં ઉપર્યુક્ત અખંડ કલ્યાણકારક, દૈવીપ્રસાદરૂપ બુદ્ધાબાવાનું શિવલિંગ આપ્યું. ત્યારપછી દયારામે સન્યાસ ગ્રહણ કર્યો, અને ત્યાંથી નાસિક ગયા, અને ત્યાંથી કાશીએ ગયા. કાશીમાં તેઓનું વૈદેહ કૈવલ્ય થયું. કુંવરજી મેહેતા તે બુદ્ધાબાવાની નિત્ય પરમભક્તિપૂર્વક પૂજા કરતા હતા."

ટિપ્પણ—ઉપરની કથા રણછોડજી દીવાને પોતે લખી છે. છતાં ખુદ રાજા છબીલારામબહાદુરના સંબંધમાં કેવલ અનૈતિહાસિક વાત શી રીતે લખી છે, તે સમજાતું નથી. રણછોડજી દીવાનનું મૃત્યુ ૭૦ વર્ષની ઉમ્મરે ઇ. સ. ૧૮૪૧ માં થયું છે. ઇ. સ. ૧૮૩૯ સુધી તેઓએ જુનાગઢનો ઇતિહાસ લખ્યો છે. અર્થાત્ તેઓનાં છેવટનાં વર્ષોમાં ઇતિહાસ લખવાનું તેઓએ શરૂ કર્યું હશે. ઇ. સ. ૧૮૩૫ માં તેઓએ શરૂઆત કરી હોય તો તે સમયે તેઓનું વય ૬૫ વર્ષનું હોવું જોઇએ. રાજા છબીલારામ ઇ. સ. ૧૭૧૯ માં ગુજરી ગયા હતા, એટલે તેઓએ ઇતિહાસલખવાનું શરૂ કર્યું, તે પહેલાં ૧૧૬ વર્ષ અથવા તેઓના જન્મ પહેલાં ૫૨ વર્ષ પહેલાં છબીલારામ થઇ ગયા હતા. દયારામ તેઓની પિતામહીના પિતા થતા હતા. છબીલારામ અને તેઓ નિકટના સંબંધી હતા. છતાં તેઓ છબીલારામના ઇતિહાસ વિષે છેક અજ્ઞાન દર્શાવે છે, તે આશ્ચર્ય જેવું લાગે છે. છબીલારામ, તેઓના ભત્રીજા ગિરિધરબહાદુર અને ગિરિધરબહાદુરના પુત્ર ભવાનીરામ બહાદુરની સુબાગીરીના સમયમાં જૂનાગઢના બ્રાહ્મણો તેઓને ત્યાં મ્હેમાન થઇ રહ્યાની હકીકત નોંધાઇ છે. છતાં એટલા અલ્પ સમયમાં તેઓના જેવા ઇતિહાસકાર ખરી હકીકત ન મેળવી શકયા, તે ખરેખર અનેક સંશયો ઉત્પન્ન કરે તેવું છે. ગમે તેમ હોય, પણ તેઓએ લખ્યું છે કે રાજા છબીલારામબહાદુર ફરૂખસીયરના વજીર હતા અને તેઓએ દક્ષિણમાં વિજયો મેળવ્યા હતા, તે બન્ને હકીકતો અસત્ય છે. છબીલારામ કદી દક્ષિણમાં ગયા ન હતા, તેમજ તેઓએ કોઇપણ વખ્તે બાદશાહના વજીરનો અધિકાર ભોગવ્યો ન હતો બીજી શંકા દયારામવિષે છે. મુસલમાન ઇતિહાસકારોએ રાજા દયારામબહાદુરને છબીલારામના પુત્ર કહ્યા છે. છતાં આ સ્થળે દયારામને અને છબીલારામને શો સંબંધ હતો, તે કંઇ

લખવામાં આવ્યું નથી. છબીલારામના પુત્ર દયારામ ઇ. સ. ૧૭૨૯ માં માળવાના સુબા નીમાયા હતા, ત્યાં તિરલાની લડાઇમાં મરાઠાઓ સામે લડતાં ઇ. સ. ૧૭૩૦ માં તેઓ મરાયા હતા. છતાં આ સ્થળે દયારામની સાથે કંઇ ઇલ્કાબ જોડવામાં આવ્યો નથી, તેમજ તેઓ નગીનપુરના જાગીરદાર હતા. ઇરાનના લશ્કરોના હુમલા પછી કાશીએ જઇને રહ્યા હતા અને ત્યાંથી માંગરોળ આવી પોતાની પુત્રી કુંવરજી મહેતાને પરણાવી હતી, ત્યારપછી તેઓ સન્યાસ ધારણ કરી નાસિક જઇ કાશીએ ગયા અને ત્યાં તેઓ વિદેહકેવળ થયા, એમ કહેવામાં આવ્યું છે. ઇરાનના લશ્કરોનો હુમલો એટલે નાદીરશાહે ઇ. સ. ૧૭૩૯ માં હુમલો કર્યો હતો, તેજવર્ષમાં દયારામ કાશીએ જઇને રહ્યા હોય, ત્યારપછી મોડામાં મોડાં તેજ સાલની આખરે તેઓએ માંગરોળ આવીને પોતાની પુત્રી કુંવરજી મહેતાને પરણાવી હોય, તો તે બની શકે તેવું છે. ઇ. સ. ૧૭૪૧ માં તો તે દંપતીથી અમરજીદીવાનનો જન્મ થયો છે, તેથી તે કરતાં વધારે મોડાં લગ્ન થવાનો સંભવ નથી. ત્યારપછી કદાચ ઇ. સ. ૧૭૪૨-૪૩ માં તેઓનું વૈદેહકૈવલ્ય થયું હોય ! પરંતુ ઇતિહાસોના પૃષ્ઠોમાંથી તેવી કંઇ દયારામની હકીકત નીકળતી નથી. ઇ. સ. ૧૭૨૦ માં જ્યારે મહમદશાહ બાદશાહની છાવણીમાં સૈયદ હુસેનઅલીખાનનું ખુન થયું, ત્યારે ભાવી વજીર-મહમદઅમીનખાનના પ્રતિનિધિ ( નાયબ ) રાજા દયારામ હતા, એમ અર્વિનના ઇતિહાસના ભાગ ૨ પૃ. ૬૫ મે કહ્યું છે. તે ત્રણે દયારામો એકજ હતા કે જૂદા જૂદા હતા, તે હકીકત તો બીજા પ્રમાણોને અભાવે વિવાદગ્રસ્ત રહેશે.-લેખક.

---

## પ્રકરણ ૩

# લાહોરના યુદ્ધમાં દયાળબહાદુરનું પ્રાણાર્પણ.

( તા. ૧૭ માર્ચ ઇ. સ. ૧૭૧૨ )

પ્રાયશઃ મુસલમાન બાદશાહીનો આખો ઇતિહાસ પિતાના મરણ પછી રાજમુકુટ ધારણ કરવા માટે પુત્રોના વિગ્રહોથી થયેલ રક્તપાતથી ખરડાયેલો દૃષ્ટિગોચર થાય છે. તેવી પરિસ્થિતિ સામાન્યતઃ પ્રવૃત્ત હોવા છતાં, શાહજહાંની અવિચારી રાજનીતિને લીધે તેવા વિગ્રહોએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. દક્ષિણની સુબાગીરીનાં સાધનોને લીધે મદોન્મત્ત થઈ ગયેલ ઔરંગજેબે પોતાના પિતાના મૃત્યુના ખોટા સમાચાર સાંભળતાં જ, પોતાના ભાઇઓની અને છેવટે વૃદ્ધ પિતાની કેવી દુર્દશા કરી હતી, તે શાળામાં અભ્યાસ કરનાર હરકોઈ વિદ્યાર્થીને પણ સુવિદિત હોય છે. છતાં ઔરંગજેબે પણ તે ભૂલ ચાલુ રાખી, પોતાના જ્યેષ્ઠપુત્ર બહાદુરશાહને કાબુલની અને કનિષ્ઠપુત્ર કામબક્ષને દક્ષિણની સુબાગીરી આપી હતી. મધ્યમપુત્ર આઝમશાહને પોતાની અંગત સેવામાં રાખ્યો હતો. ઈ. સ. ૧૭૦૭ માં ઔરંગજેબનું મૃત્યુ થતાંજ, બહાદુરશાહે આગ્રા અને ધોલપુર વચ્ચે આવેલ જાજઉ ગામ

બાદશાહનો સઘળો ખજાનો અને સામગ્રી તેમજ આખી સેના તેની આજ્ઞામાં જ હતી. તેથી તેણે રાવિ નદીના કિનારાનો આશ્રય છોડયો જ નહિ; તેજ સ્થળે ખાઇઓ ખોદી દીવાલો બાંધી આખી સેનાને ગોઠવી દીધી. જહાંદારશાહના પક્ષમાં કોકલતાશ, જાનીખાન અને ઝુલ્ફીકરખાન જેવા મુસલમાન સરદારો તથા રાજાછત્રસાલ બુંદેલાના પુત્ર પૃથ્વીરાજ જેવા વીર સુભટો હતા, ત્યારે અઝીમઉશાનના પક્ષમાં તેઓને હઠાવે તેવા મહારથીઓ હતા. ખત્રી મુહકમસિંહ તેના ભ્રાતા પૃથ્વીસિંહ અને કિસનગઢના રાજા રાજસિંહ જેવા રજપુત રાજાઓ અને સરદારો અઝીમ-ઉશ-શાનને પ્રાણો અર્પવા તૈયાર થઇ રહ્યા હતા. રાજા દયાળબહાદુર તો આ પ્રસગે તે છાવણીમાં સર્વ વ્યાપી થઇ પડે, તેમાં તો આશ્ચર્ય શું ? તેઓ તો પોતાના સ્વામી માટે વિજય અથવા પોતાને માટે સ્વર્ગનોજ સંકલ્પ કરીને આવ્યા હતા.

અઝીમ-ઉશ-શાનને સાધનો અને સાહિત્યોની ખામી ન હતી, ત્યારે એક વીરસેનાનીને ઉચિત હિમ્મત અને દીર્ઘદષ્ટિનો તેમાં સંપૂર્ણ અભાવ હતો. સામાપક્ષમાં તેથી કુલટીજ પરિસ્થિતિ હતી. દિવસો ઉપર દિવસો વ્યર્થ ચાલ્યા જતા હતા અને રાજા દયાળબહાદુર તથા બીજા અમલદારો અને સરદારોએ પૂરો આગ્રહ કર્યા છતાં, તેણે યુદ્ધનો આરંભ કરવાનો હુકુમ આપ્યો નહિ. પોતાના સલાહકારોની સલાહ તેણે માની હોત તો ઘણી સહેલાઇથી તેણે શત્રુઓને હંફાવ્યા હોત. પરંતુ વિધાતાની ઇચ્છા કંઇક જૂદીજ હતી; વીશમી સદીના બ્રિટિશ મુખ્ય પ્રધાન એસ્કિવથની પેઠે " ખમો અને જુઓ, શું થાય છે ? ( Wait & see ! ) "-એ નીતિને અનુસરીને તા-૧૩-૩-૧૭૧૨ સુધી તે સુસ્થ થઇને પડી રહ્યો અને શત્રુઓને જોઇતું બળ એકઠું કરવાને પૂરતો સમય આપ્યો.+

+સીયર-ઉલ-મુતખેરીન પુ. ૨ પૃ. ૧૦ તેમજ Later Mugals Vol. I p. 167

છેવટે, તા–૧૪–૩–૧૭૧૨ ને રોજ શત્રુઓએ તોપખાનાની લડાઇ શરૂ કરી દીધી. ચારદિવસ સુધી ભીષણ યુદ્ધ ચાલ્યું. વિજયલક્ષ્મી કોઇ સમયે જહાંદારશાહના કંઠ તરફ અને કોઇ સમયે અઝીમ–ઉશ–શાનના કંઠ તરફ વિજયમાળા ડોલાવતી હતી. તા–૧૫ અને ૧૬ મીએ શાહજાદા રફી–ઉશ–શાન અને જહાનશાહ પોતેજ આગળ ધસી આવ્યા અને અઝીમ–ઉશ–શાનની સેનાનો ધાણ કાઢી નાંખ્યો. પંરતુ આ પ્રસંગે રાજા દયાળ બહાદુર અને ખત્રી કેસરીસિંહે એટલો બધો ટકાવ કર્યો કે છેવટે શત્રુઓને નિરાશ થઇ પાછું જવું પડયું.

તેમ છતાં અઝીમ–ઉશ–શાનની સેનામાં નિરૂત્સાહ ફેલાઇ ગયો; તા. ૧૭–૩–૧૭૧૨ ને રોજ તે પરિસ્થિતિનો લાભ લઇ જહાંદારશાહે પોતે સેનાપતિનું પદ લીધું. ત્રણે ભાઇઓ બીજા વીરસુભટોને મોખરે રહી ધસી આવ્યા, અબ્દસ-સમદ-ખાન અને પૃથ્વીરાજ બુંદેલાએ તો કાળરૂપ ધારણ કર્યું.[૨] તેઓને વધાવી લેવાને સુલેમાનખાન તૈયાર હતો. તે પણ તેઓના ધસારાને સહન કરી શકયો નહિ. દયાળબહાદુર બીજી બાજુએ શત્રુઓને હંફાવી રહ્યા હતા, ત્યાંથી તેઓને બોલાવી અઝીમ-ઉશ-શાને સુલેમાનની મદદે મોકલ્યા. આ પ્રસંગે જે યુદ્ધ થયું તેનું મુસલમાનોના ઇતિહાસકારોએ બહુ ઓજસ્વી ભાષામાં વર્ણન કર્યું છે. આવે અણિના પ્રસંગે મુસલમાન સરદારો અઝીમ–ઉશ–શાનને રઝળતો મૂકી રણક્ષેત્ર છોડી લાહોરની મસ્જીદમાં ભરાઇ ગયા. પરંતુ દયાળ બહાદુર બિલકૂલ ડગ્યા નહિ. ઇર્વિનના લખવા મુજબ–

"રણક્ષેત્રનાં બીજા ભાગમાં દયાળરામ નામના નાગરસરદારે જહાંદારશાહના તોપખાનાને ઓળંગી જઇ, શત્રુસેનાની મધ્યમાં જઇ પોહોચવાની ઇચ્છાથી પ્રથમ તોપચીઓ ઉપર હુમલો કર્યો. પરંતુ

૨ Later Mughals, Vol. I, p. 171, પૃથ્વીસિંહ પન્નાના રાજા છત્રસાલબહાદુરનો પુત્ર હતો.

અફ્ઝલખાંએ તેઓનો બહુ બહાદુરીથી બચાવ કર્યો. દયાળબહાદુર કંઇક પાછા હઠયા અને તોપચીઓ ઉપર મારો કરવાનું શરૂ કર્યું. આ મલ્લયુદ્ધમાં દયાળબહાદુર તોપના ગોળાથી ઘવાયા અને છેવટે તેમાંથી તેઓનું મૃત્યુ થયું."

દયાળબહાદુરની તેવી દશા થયા પછી શાહજાદા અઝીમ-ઉશ-શાનની પૂરેપૂરી હાર થઇ. બાકી રહેલા સૈનિકો નાસી ગયા અને શાહાજાદાનો હાથી ગભરાટમાં ને ગભરાટમાં ભાગી જતાં રાવિ નદીમાં પડ્યો, જ્યાં તેનું મૃત્યુ થયું.

---

૩ તેજ, પુ. ૧, પૃ. ૧૭૪.

---

# પ્રકરણ ૪

## રાજા છબીલારામની કસોટી.

( ખજવાનું યુદ્ધ, તા. ૨૯-૧૧-૧૭૧૨ )

ભ્રાતૃદ્રોહ, પિતૃદ્રોહ અને સ્વામીસેવકદ્રોહના દૃષ્ટાંતો મુસલમાની રાજ્યોના ઇતિહાસમાં ઠેર ઠેર નજરે પડે છે. તદુપરાંત વચનભંગ અને અને વિશ્વાસઘાતની તો તેઓએ પોતાની સ્વતંત્ર સંપત્તિ બનાવી ન હોય ! એમ પ્રતીત થયાવિના રહેતું નથી. જેઓની સાહાય્ય મેળવવા ઝુલ્ફીકરખાનને પગે પાણી ઉતર્યું હતું, આખી બાદશાહી વેંહેચી લેવાનો જહાંદારશાહે પોતે જેઓને દસ્તાવેજ કરી આપ્યો હતો, જેઓની સાહાય્યવિના તેનો પત્તો લાગે તેમ ન હતું, જેઓના યાહોમ રણમાં ઝીંપલાવવાથી જ જહાંદારશાહને વિજય મળ્યો હતો, તેજ જહાંદારશાહ અને ઝુલ્ફીકરખાન વિજય મળતાં જ ફરી બેઠા; અને શાહજાદા જહાનશાહ અને રફી-ઉશ-શાનનો ઘાટ ઘડી નાંખવાની તેઓએ તૈયારી કરવા માંડી. બન્ને ભાઇઓની અને તેઓના કામદારોની દલીલોને તેમજ આજીજી-ઓને તેઓએ લાત મારી. વીશમીસદીના જર્મન બાદશાહ વિલ્યમ કેસરની પેઠે દસ્તાવેજને કોરા કાગળનું ચિંથરૂં ગણી ફેંકી દીધો; અને

ક્રમે ક્રમે તેઓની સામે શસ્ત્રો ચલાવી તેઓનો અંત આણ્યો. શાહાજાદા અઝીમ–ઉશ–શાનનો જ્યેષ્ઠપુત્ર મહમદ કરીમ નાસતો ફરતો હતો, તેને પકડી મગાવી, તેની પણ તેવી જ દુર્દશા કરી. એમ માર્ગ નિષ્કંટક થતાં, તેણે એક મદોન્મત્ત વિજેતાની પેઠે નગરપ્રવેશ કર્યો, અને શત્રુને સાહાય્ય આપનારા અમીરો, સરદારો અને તાલુકદારોને પકડી મગાવ્યા, ઘણાઓનો વધ કર્યો, બાકીનાઓને કારાગૃહમાં પુરી દીધા. એ રીતે જૂના અધિકારીઓની ખાલી પડેલી જગ્યાઓ તેણે પોતાના પક્ષના અમીરોને વેંહેચી આપી. ઝુલ્ફીકરખાનને વજીર એટલે મુખ્ય પ્રધાન બનાવીને તેણે કરેલી સેવાનો પૂરેપૂરો બદલો આપ્યો. તેના કામદાર શોભાચંદને પણ નાણાં પ્રકરણી અને મેહેસુલી કાર્યભારીની જગ્યો આપી; પરંતુ મહેરબાનીનો અઢળક કલશ તો તેણે પોતાના દુધભાઇ કોકલતાશખાન ઉપર જ ઠાલવી દીધો. તેને પોતાને ખાનજહાનનો ઇલ્કાબ તથા પ્રથમ બક્ષી એટલે સેનાપતિની જગ્યો આપી; તેના સાઢુભાઇ ખ્વાજા હુસેનને ખાનદૌરાનનો ઇલ્કાબ અને બીજા બક્ષીની જગ્યો આપી; તેમજ તેના ભાઇ ઝફરખાનને આજમખાનનો ઇલ્કાબ અને આગ્રાની સુબેદારી આપી. તે સિવાય લુત્ફુલ્લખાન જહાનશાહનો વિશ્વાસપાત્ર કાર્યભારી હતો. ઝુલ્ફીકરખાને અણિને પ્રસંગે તેને ત્રીશ લાખ રૂપીઆ આપી ખરીદી લીધો હતો. તેવો દગાખોર છતાં જહાંદારશાહે તેને માફી બક્ષી અને પોતાના શાહજાદા અએઝુદ્દીનનો દીવાન બનાવ્યો. બીજા અનેક ખુશામદખોરોને ઉંચા ઉંચા અધિકારો આપી સંતોષ્યા. એ પ્રમાણે નિશ્ચિંત થઇને તે દિલ્હી ગયો. જહાંદારશાહે માનવશત્રુઓ ઉપર વિજય મેળવ્યો ખરો ! પરંતુ સ્વચ્છંદે મ્હાલનારી ઇંદ્રિયો અને અસંખ્ય વેષો ધારણ કરનારી વાસનાઓનો તે ગુલામ થઇ ગયો. લાલકુંવરનામની નાયિકાએ તેને મોહ પાશમાં જકડી લીધો અને પોતે તેની અધિષ્ઠાત્રી બની રહી. રાજ્યની મોટી મોટી જગ્યાઓ તે વેશ્યાના સંબંધીઓને વેંહેચી દેવામાં આવી. જેની મદદથી તે હિંદુસ્થાનના

બાદશાહી તખ્ત ઉપર વિરાજમાન થવા પામ્યો હતો, તે વજીર ઝુલ્ફીકરખાનનું પણ તે માનભંગ કરવા લાગ્યો. પોતાના દુધભાઈ કોકલતાશખાનને સેનાપતિની જગ્યોએથી નાયબ વજીરની જગ્યાએ નીમી દીધો અને બાદશાહીની તમામ લગામ તેના હાથમાં સોંપી દીધી. લાખો અને કરોડો રૂપીઆ નાચરંગમાં, ઉત્સવોમાં અને ખુશામદીઓને નવાજવામાં પાણીના પૂરની પેઠે ખજાનામાંથી વહેવા લાગ્યા. અલ્હાબાદ નિવાસી હિંદીકવિ શ્રીધર ઉર્ફે મુરલીધરે પોતાના જંગનામા નામના કાવ્યમાં જહાંદરશાહના અત્યાચારોનું બહુ હૃદયવેધક વર્ણન કર્યું છે. તે કહે છે કેઃ—

( हरिगोत छंद )

इत मौजुदीं मगरूर मस्त अलस्त अमलैं खायकै ।
सिगरे कलावंत है अमीर भरे रहे चित्त चायकै ॥
दारु सुदारु भरत गोली अमलगोली रंग की ।
मिरदंग ढोलक तोप औ शुरनाइ रीति तुफंग की ॥
प्याला पलिता सुभारि कै तहं जीति मोजैं भंग की ।
दिन राति यह चरचा रहै तदबीर और न जग की ॥
अनुराग उपजत राग सुनिं सुनि कवित रस दोहरा ।
मनु ठरे न सांचे नवल नाचे नटानट के छोहरा ॥
कहुं सभा मस्त कलावती कहुं पातरन के गाह की ।
कहुं नचत हरषे हीजरा, झर लगी उही अरु आह की ॥

**ભાવાર્થ.**

"અહીંયાં મદ અને ગર્વથી અતિ ઉન્મત્ત થઇ ગયેલો જહાંદારશાહ મદ્યપાનમાં ચકચૂર થઇ રહ્યો. જેટલા ગવૈયાઓ હાથ આવ્યા, તે સઘળાઓને અમીરો બનાવી દીધા, અને તેઓ સ્વચ્છંદે મ્હાલવા લાગ્યા.

તેઓએ તોપ કે બંદુકો તો દીઠી જ ક્યાંથી હોય? બંદુકોને બદલે દારૂના પ્યાલાઓ અને તોપોને બદલે તબલચાં પૂજાવા લાગ્યાં. બંદુક તોપના દારૂને બદલે પીવાનો દારૂ ઉડવા લાગ્યો અને ગોળીઓને બદલે અફીણની ગોળીઓ ચમકવા લાગી!

રાત્રી દિવસ તેજ ધંધો ચાલી રહ્યો! બહારની દુનિયામાં શું થાય છે, તેનું કોઇને ભાન ન હતું! દિવસોને દિવસો સુધી ગાયનો અને કવિત દોહરાના રાગડાઓ સાંભળી સાંભળી કંટાળો આવી જતો!

ઉસ્તાદ ગવૈયાઓ આખી મિજલસમાં નાચી નાચી ખુંદી વળતા! નખરાંખોર નાયિકાઓનાં નખરાંથી આખી મિજલસ ગાંડીતુર થઇ જતી! એક બાજુએ હીજડાઓ પણ હર્ષોન્માદથી ઉભરાઇ જઇ નાચ્યા કરતા હતા! બીજી બાજુએ જાદુગરો અનેક ઢોંગસોંગ મચાવી રહ્યા હતા!"

જહાંદારશાહ બાદશાહની એવી દશા થઇ ગઇ હતી![1] સુભાગ્યે લાહોરના યુદ્ધમાં દૂરના અધિકારીઓને ભાગ લેવાનો સમય રહ્યો ન હતો. રાજા છબીલારામ પોતાના ભત્રીજા ગિરિધર બહાદુર તથા જામાતા ગુલાબરાયની સાથે કોરા, કરા અને માણેકપુરની ફોજદારી સાચવી બેશી રહ્યા હતા. કાર્યદક્ષતાથી તેઓએ પોતાના ખજાનામાં પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું હતું. અઝીમ–ઉશ–શાન અને દમાલ બહાદુરની થયેલી દુર્દશાથી તેઓનાં મન ખિન્ન થઇ ગયાં હતાં; છતાં તેઓએ હિમ્મત હારી ન હતી, યોગ્ય અવસરનો લાભ લેવાને માટેજ શાંતિ ધારણ કરી હતી. જહાંદરશાહના દુરાચારથી કોને ઘૃણા ન થાય? તેના પોતાના જ અધિકારીઓ કંટાળી ગયા હતા અને અંતઃકરણથી

---

1 The Struggle between Farrukh Siyar and Jahandar Shah, by Lala Sitaram, B. A, M. R. A. S. pp. 28-9.

રાજપલટાની રાહ જોતા હતા. તેવા સમયમાં અઝીમ-ઉશ-શાનનો બીજો પુત્ર ફરૂખસીયર પોતાના પિતાની વતી બંગાળાનો કાર્યભાર ચલાવતો હતો. પિતાની દુર્દશાના સમાચાર સાંભળતાં જ, તેણે તેનું વૈર લેવાની દૃઢ પ્રતિજ્ઞા કરી, અને બંગળામાંથી બની શકે તેટલી સેના, ખજાનો તથા સામગ્રી લઇને દિલ્હી તરફ ધસી આવવા લાગ્યો. દિલ્હીથી બંગાળાસુધી જે સુબાઓ, ફોજદારો અને અમલદારો હતા, તે સઘળાં અઝીમ-ઉશ-શાનના ઉપકાર નીચે દબાયલા હતા. તેઓ સઘળાને પોતાના પક્ષમાં લેવાને માટે સ્વારો દોડાવી વિનંતિપત્રો મોકલાવી દીધા. સમય કટાકટીનો હતો. જહાંદરશાહ જેવા ક્રૂર અને વેરીલા બાદશાહનો ભ્રૂભંગ માત્ર સર્વનાશનો સૂચક હતો. છતાં તેના જેવા લંપટ અને મદમસ્તના હાથમાં આખી બાદશાહીનું નશીબ લટકી રહે, તે કેવલ અશક્ય જ હતું.

તેવી પરિસ્થિતિમાં ફરૂખસીયર માત્ર ૪૦૦ સૈનિકો લઇને બંગાળામાંથી પટણે આવી પહોંચ્યો ( એપ્રિલ ઇ. સ. ૧૭૧૨ ). અહીંયા તેણે આસપાસના પ્રદેશોના, પોતાના પિતાના માનીતા અમલદારોને સમજાવવાને ઘણી તજવીજ કરવા માંડી. પરંતુ તેના જેવા નિર્બલ અને નિઃસહાયને સાહાય્ય આપવાને કોઇપણ બહાર આવ્યો નહિ. પોતાનો મામો સર બુલંદખાન તો લાહોરના યુદ્ધમાં આઝીમ-ઉશ-શાનના પરાજયના સમાચાર સાંભળતાંજ ફરી બેઠો હતો. બાહદુરશાહની તેનાઉપર સંપૂર્ણ અવકૃપા છતાં અઝીમ-ઉશ-શાને તેને બંગાળામાં નાયબ સુબેદાર બનાવી મોકલ્યો હતો. ત્યાં પણ તેણે ત્યાંના અધિકારીઓ સાથે કલહ કર્યો; તેમ છતાં પણ અઝીમ-ઉશ-શાને વખત આવે તન મન ધનથી મદદ આપવાનું વચન લઇ તેને કોરા થાણામાં પોતાની જાગીરનો વહીવટ કરવા મોકલ્યો હતો. તે સર બુલંદખાનને વચનભંગ કરતાં વાર લાગી નહિ. જહાંદરશાહે તેને અમદાવાદનો સુબો બનાવી તે વચન ભંગનો બદલો આપ્યો હતો. તે સિવાય બંગાળ પ્રાંતનો દીવાન, ઓરીસા પ્રાંતનો સુબેદાર

તેમજ નાયબસુબેદાર વગેરે કેટલાક અધિકારીઓ ખુલ્લી રીતે શત્રુપક્ષમાં ભળી ગયા.[૨]

ફરૂખસીયર પટણે આવી પહોંચતાં બહુ નિરાશ થઇ ગયો. તેની સઘળી આશાઓ પટણાના સુબેદાર સૈયદ હુસેન અલીખાન તથા અલ્હાબાદના સુબેદાર સૈયદ અબ્દલખાન ઉપર હતી. પોતાના પિતા અઝીમ–ઉશ–શાનનું અન્ત તે બન્ને ભાઇઓની રગે રગમાં ભર્યું હતું. છતાં ઔરંગજેબે આપેલ અભિપ્રાય મુજબ તેઓમાં કુંપદનો પાર ન હતો. શા માટે તેઓની સલાહ લીધા વિના ફરૂખસીયરે હિંદુસ્થાનનો બાદશાહ થવાને તજવીજ કરી ? હુસેન અલીખાને ફરૂખસીયરનો આદર સત્કાર પણ કર્યો નહિ. છેવટે તેની વૃદ્ધ માતુશ્રી અને બાલક પુત્રીએ હુસનઅલીખાનની માતુશ્રીને પીગાળવાની હિમ્મત કરી. માદીકરીએ તેની પાસે જતાંજ કલ્પાંત કરી મુક્યું, માથાના વાળ પગે લોહ્યા; ડોશીના હૃદયમાં ખુદા વસ્યા, પોતાના પુત્ર હુસેનઅલીખાનને નીમકહલાલ થવાની આજ્ઞા કરી, અને એ રીતે એક સૈયદ ભાઇ તો મનાયા. પરંતુ બડા ભાઇ તો બડા ભાઇ જ હતા ! જહાંદારશાહે પોતે જ તેના મદમસ્ત હૃદય ઉપર પ્રહાર કર્યો, અલ્હાબાદની સુબેદારીથી તેને બરતરફ કરી તેની જગ્યોએ રજીમહમદખાનને નીમી દીધો. રજીમહમદખાને અલ્હાબાદનો કબજો લેવા પોતાના ભાઇ અબ્દલગફુરને મોટું લશ્કર આપી મોકલ્યો; પરંતુ અબદલાખાનના ભાઇઓએ અને દીવાન રતનચંદે માર્ગમાં તેનો ભેટો કરી, તેને હરાવી નસાડી મુકયો. પોતાનાજ સ્વામી જહાંદારશાહના આવા વર્ત્તનથી બડાભાઇનો મદ એકદમ ઉતરી ગયો, ફરૂખસીયરે તેને વજીરની અને હુસેનઅલીખાનને અમીર–ઉલ–ઉમરાની ( સેનાપતિ ) પદવી આપવાનું પણ લખી મોકલ્યું; છેવટ હુસેનઅલીખાનના

૨ અર્વિનનો ઇતિહાસ, પુ. ૧ પૃ. ૧૯૮–૨૦૧

વિનંતિપત્રથી પ્રેરાઇને તેણે પણ ફરૂખસીયરને પૂરેપૂરી મદદ આપવાનું કબુલ કર્યું ૩

બન્ને ભાઇઓની મદદ મળતાં જ, ફરૂખસીયરની સ્થિતિ પલટાઇ ગઇ. એકપછી એક અમલદારો અને જમીનદારો તેને મદદ આપવા દોડી આવ્યા. લગભગ પચીશહજાર સૈનિકોની સેના અને મળી શક્યો તેટલો ખજાનો લઇને તેણે પટણેથી અલ્હાબાદ તરફ પ્રયાણ કર્યું, અને માર્ગમાં ઝુસી ગામ આગળ છાવણી નાંખી પડાવ નાંખ્યો (નવેંબર ઇ. સ. ૧૭૧૨). અહીંયાં સૈયદ અબદલાખાન તેની સેવા કરવા હાજર થઇ ગયો. ફરૂખસીયરે બડાભાઇને વજીર (મુખ્ય પ્રધાનની) અને છોટાભાઇને અમીર–ઉલ–ઉમરા (મુખ્ય સેનાપતિ)ની જગ્યા આપવાનો દસ્તાવેજ કરી આપ્યો. તેને આધારે તેઓએ પોતાના પ્રાણો આપવાનું વચન આપ્યું. ઝુસીથી આગળ ચાલી સૈયદ અબદલ્લાખાનની સલાહ મુજબ તેઓએ ગંગાનદી ઉતરીને અલ્હાબાદની સીમમાં છાવણી જમાવી દીધી. (તા. ૧૨–૧૧–૧૭૧૨).

ફરૂખસીયર બંગાળેથી પટણે આવી પોહોચ્યાના સમાચાર જહાંદારશાહને લાહોરથી દિલ્હી આવતાં માર્ગમાં મળી ગયા. વિજયના કેફથી ચકચૂર થયેલો, આખા હિંદુસ્થાનને પગ તળે દબાવી બેઠેલો તેના જેવો ઉન્મત્ત પુરૂષ આખા જગતને તૃણવત્ ગણે તો ફરૂખસીયર જેવા નિઃસહાય અને નિઃસત્ત્વ મનુષ્યની કંઇ પણ ગણત્રી શેની જ હોય ? તો પણ દિલ્હી આવી વિજયોત્સવ ઉજવી રહ્યા પછી તેણે પોતાના શાહજાદા અએઝુદીનને મોટા લશ્કર સાથે ફરૂખસીયરને પકડી લાવવા રવાને કરી દીધો. એમ કહેવાય છે કે–લશ્કરના ખર્ચ માટે તેણે નવ કરોડ રૂપીઆ ઉપાડવાની મંજુરી આપી હતી.[૪] શાહજાદાને લશ્કરનો ઉપરિ બનાવ્યો, તે તો નામનું જ હતું. તેની શક્તિ

---

૩ તેજ પૃ. ૨૦૬–૨૦૮–

૪ તેજ, પુ. ૧, પૃ. ૧૯૧

અને બુદ્ધિ ઉપર લાલકુંવરે તેની જરા પણ શ્રદ્ધા થવા દીધી ન હતી. પોતાના દુધભાઇ કોકલતાશખાનની સલાહ મુજબ લશ્કરની ખરી સરદારી તો કોકલતાશખાનના સાઢુભાઇ ખાનદૌરાન અને લુત્ફુલ્લખાનને આપવામાં આવી. લાલકુંવરના અપવર્તનથી શાહજાદો રોષથી સળગી રહ્યો હતો. પોતાના પિતાએ પણ તેને આમ તરછોડી નાંખવાથી, તેમાં તેલ હોમાયું. ભાંગતે પગે અને દુઃખાતે હૃદયે શાહજાદો આગ્રા તરફ કુચ કરી ગયો ( તા. ૧૯–૭–૧૭૧૨ ). શાહજાદો અએઝુદીન હજુ રસ્તામાં રસળતો હતો, તેવામાં ફરૂખસીયર ગંગા નદી ઉતરી અલ્હાબાદ સુધી આવી પોહોચ્યો. જહાંદરશાહને તે સમાચાર મળતાં જ તેણે પોતાના પુત્રને એકદમ આગળ વધવાનો વટહુકુમ લખી મોકલ્યો, તે સાથે ચિતકિલિચખાન નામના એક તુરાની મુગલ સરદારને વધારે લશ્કર આપી શાહાજાદાની મદદે મોકલી દીધો.

ચિનકિલિચખાન ( ભાવી નિઝામ–ઉલ–મુલ્ક ) નું મૂલ નામ કમરૂદીનખાન હતું. તેના પિતા ગાઝીઉદીન અને કાકા મહમદ અમીનખાન સમરકંદના રહેવાશી હતા. ઔરંગઝેબના સમયમાં દક્ષિણમાં મરાઠાઓ અને વિજાપુર તથા ગોલકંડાના સુલતાનોની સામેના વિગ્રહોમાં તેઓએ ઘણી બહાદુરી બતાવ્યાથી, ઔરંગજેબે તેઓને ઉચા દરજ્જાની જગ્યાઓ આપી હતી. ઔરંગઝેબના મૃત્યુ સમયે તેઓએ તેના બીજા પુત્ર આઝમશાહને બહાદુરશાહ સાથે લડાઇ કરી, તખ્ત મેળવવાની સલાહ આપી હતી. પરંતુ અણિને વખ્તે તેઓ ખસી ગયા હતા. છતાં બહાદુરશાહે તેઓને માફી આપી ગાઝીઉદીનખાનને અમદાવાદના સુબેદારની, તેના ભાઇ મહમદ અમીનખાનને મુરાદાબાદના ફોજદારની અને ગાઝીઉદીનના પુત્ર ચિનકિલિચખાનને અયોધ્યાના સુબેદાર અને ગોરખપુરના ફોજદારની જગ્યો આપી હતી. બહાદુરશાહના અવસાન પહેલાં ગાઝીઉદ્દીન મૃત્યુ પામ્યો હતો, અને મહમદ અમીનખાન સીખોની સામે લડવામાં રોકાયો હતો. ચિનકિલિચખાને લાહોરના

યુદ્ધમાં જહાંદારશાહની સામે અઝીમ–ઉશ–શાનને મદદ આપવાનો નિશ્ચય કર્યો હતો; છતાં લડાઇને સમયે તે રણક્ષેત્ર ઉપર હાજર થયો નહિ. જહાંદારશાહ તેના આવા દગાખોર વર્તન માટે તેની ઉપર બહુ ક્રોધે ભરાયો, પરંતુ ઝુલ્ફીકરખાનની આજીજીથી તેને માફી આપી ને સેનાપતિ બનાવ્યો હતો.

જેવો ચિનકિલિચખાન આગ્રે પોહોચ્યો અને શાહાજાદાના લશ્કરની સ્થિતિ નજરે જોઇ, તેવો તે બહુ જ નિરાશ થઇ ગયો. આખા લશ્કરમાં અસંતોષ વ્યાપી રહ્યો હતો; કેટલાક અમલદારોએ શત્રુપક્ષમાં ભળી જવાને માટે લખેલા પત્રો પકડાયા હતા, અને ખુદ લશ્કરના ઉપરિ અમલદારો ખાનદૌરાન અને લુત્ફુલ્લખાનની પણ શુદ્ધ નિષ્ઠા હોય, તેવું જણાયું નહોતું. ચિનકિલિચખાન આગ્રે આવી પોહોચ્યો, તે પહેલાં શાહાજાદા અએઝુદીને આગ્રેથી આગળ વધવાનું શરૂ કર્યું હતું, તેથી તે યોગ્ય સમય આવતાં સુધી આગ્રે જ રોકાઇ રહ્યો.[૫] આગ્રેથી આગળ જતાં માર્ગમાં ઇટાવા ગામ પાસે શાહજાદાએ પડાવ નાંખ્યો. અહીંયાં અઝીમ–ઉશ–શાનના ઉપકારથી દટાઇ ગયેલ ઇટાવાનો ફોજદાર અલી અશગરખાન ફરૂખસીયરને મદદ આપવાને જતો હતો. શાહાજાદાના અમલદારોએ તેને પોતાના પક્ષમાં ભળવાને માટે સમજાવ્યો, છતાં જ્યારે તેણે તેઓની માગણી સ્વીકારી નહિ, ત્યારે સઘળો ખજાનો શાહજાદાને અર્પણ કરી દેવાની આજ્ઞા કરી. અલીઅશગરખાન તેઓની લાલચોથી લલચાય તેવો અથવા ધમકીથી ડરી જાય તેવો ન હતો. તેણે તેઓની કંઇ દરકાર કરી નહિ, અને શાહજાદાની પાછળ પાછળ સાવધાનતાથી ચાલવા માંડ્યું,

ઇટાવેથી આગળ જતાં માર્ગમાં કોરા ગામ પાસે શાહજાદા અએઝુદીને છાવણી જમાવી. અહીંયાં પણ રાજા છબીલારામ પોતાના ભત્રિજા

---

૫. તેજ પુ. ૧, પૃ. ૨૨૧

ગિરિધરબહાદુર અને જામાતા ગુલાબરાય સાથે બળવાન્ સેના અને પુષ્કળ ખજાનો લઇને પ્રયાણ કરવા તૈયાર થઇ રહ્યા હતા. શાહાજાદાએ પોતે છબીલારામને બોલાવીને પોતાના પક્ષમાં ભળવાનો આગ્રહ કર્યો. પરંતુ રાજા છબીલારામનું શરીર તો અઝી-ઉશ-શાનના અન્નથી જ ઘડાયું હતું. સર્વસ્વનો નાશ થતાં પણ તેઓ કૃતઘ્ન થાય તેવા ન હતા. તેઓના હૃદયમાં તો ફરૂખસીયરની છબીજ છવાઇ રહી હતી. ખાફીખાન કહે છે તેમ લાલકુંવરના સંબંધી અમલદારો અને તેઓએ કરેલી લશ્કરની દુર્વ્યવસ્થા જોઇને શાહજાદા અએઝુદીન પ્રતિ તેઓનું હૃદય શી રીતે ઉછળે ?[૬] છતાં શાહાજાદો તેઓનું બળ પૂરેપૂરૂં સમજતો હતો. જેના પક્ષમાં છબીલારામ જશે, તેનો વિજય અવશ્ય થશે, એમ તેને સુજી આવ્યું હતું. તેથી શાહાજાદાએ પોતે તેમજ તેના અમલદારોએ સામ, દામ, દંડ અથવા ભેદથી પણ તેઓને પોતાના પક્ષમાં લાવવાની બાજી રચવા માંડી. પ્રથમ દામનીતિ અજમાવી જોઇ. પ્રથમ તો તેઓને ૩૦૦૦ પાયદળ અને ૨૦૦૦ સ્વારોની મનસબદારી, રાજા બહાદુરનો ઇલ્કાબ, તે સાથે અમીરી પોષાક અને નગારાં નિશાન આપવાની લાલચ આપી, જાળમાં ફસાવવાનો પ્રયત્ન કર્યો. રાજા છબીલારામ તેવી લાલચોથી લલચાઇ જાય તેવા ન હતા. જ્યારે તેઓએ સઘળી લાલચોને લાત મારી, ત્યારે તેઓને સઘળો ખજાનો સોંપી દેવાનો હુકુમ કર્યો. તે ધમકીની પણ જ્યારે તેઓએ પત કરી નહિ, ત્યારે તેઓને રણક્ષેત્રથી દૂર મોકલી દેવાનો પ્રપંચ રચ્યો. ખજવા ગામે આવી પોહોચતાંજ શાહજાદાએ લુત્ફુલ્લખાનને બહાદુર સીપાઇઓની ટુકડી આપી છબીલારામને છેવટનો હુકુમ સંભળાવવા મોકલ્યો. દિલ્હીથી જહાંદારશાહનું ફરમાન પત્ર મગાવી લેવામાં આવ્યું હતું. તે ફરમાનપત્રમાં રાજા છબીલારામને ફરમાવવામાં આવ્યું હતું કે તેઓએ એકદમ શાહજાદાને શરણ થઇ જવું, અને નહિ તો તેઓની બદલી

૬ History of India by Sir H. Elliot, Vol. VII, p. 435.

અયોધ્યાના સુબેદાર તરીકે કરવામાં આવી છે, તે જગ્યો સંભાળી લેવા તુરત ચાલ્યા જવું. રાજા છબીલારામ તો શાહજાદાથી છુટા પડવાનો લાગ જ જોયા કરતા હતા. બાદશાહની આજ્ઞા શિરોધૃત કરી, માર્ગમાં ગંગા નદી આવે છે, ત્યાં સ્નાન કરીને તુરત અયોધ્યે ચાલ્યા જવાનું કબુલ કર્યું. અતિહર્ષથી તેઓ શાહજાદાથી છૂટા પડી ગયા. ગંગા તીરે પોહોચતાં, તેઓને સમાચાર મળ્યા કે ફરૂખસીયર ત્યાંથી થોડે દૂર બીંડકી ગામ પાસે આવી પોહોચેલ છે. આ સમાચારથી ચાતકને જેમ વૃષાના બિંદુથી જીવન આવે, તેમ તેઓના શરીરમાં નવુંજ ચેતન આવ્યું. કૂચ ઉપર કૂચ કરીને તેઓ પોતાના સ્વામીપુત્રને જઇ મળ્યા. છબીલારામ, ગિરિધર બહાદુર અને ગુલાબરાયને જોઇને ફરૂખસીયરનું હૃદય હર્ષથી ઉભરાઇ ગયું. તેઓનો બહુ આદરસત્કાર કરવામાં આવ્યો અને તેઓને યોગ્ય શિરપાવ આપી પ્રસન્ન કરવામાં આવ્યા. ( તા. ૨૩–૧૧–૧૭૧૨ ).[૭]

રાજા છબીલારામ આવી ગયા પછી તુરત ઇટાવાના ફોજદાર અલીઅશગરખાન પણ આવી પોહોચ્યો. તેણે પાંચ લાખ રૂપીઆ ફરૂખસીયરને ભેટ ધર્યા, તેના બદલામાં તેને ખાનજહાનનો ઇલ્કાબ આપ્યો.

ખાફીખાન, ઇજદ વગેરે ઇતિહાસકારો લખે છે કે–છબીલારામ બરાબર અણિને સમયે આવી પોહોચ્યા હતા. તેઓએ ખજાનાની કોથળીઓના મોઢાં ખુલ્લાં મુકી દીધાં, પ્રતિદિન પંદર હજાર રૂપીઆ ઉબળેક હીસાબે આપવા માંડયા. તે પહેલાં લશ્કરની સાથે આવેલા બંગાળા અને પટણાના વ્યાપારીઓ પાસેથી સવાયાં નાણાં અને ઉંચા

૭ અર્વિનનો ઇતિહાસ, પુ. ૧, પૃ. ૨૧૪–૨૧૫, તથા પાદ ટિપ્પણ.

રા. બ. લાલા સીતારામ કહે છે કે–તે પ્રસંગે ફરૂખસીયરે તેઓને ૪૦૦૦ ઘોડેસ્વારની મનસબદારી આપી હતી;—Struggle between Jahandar Shah or Farrukh Siyar, p. 13.

ઇલ્કાબો આપવાની શરતે પુષ્કળ નાણાં ઉછીનાં લેવાની ફરૂખસીયરને જરૂર પડતી હતી. તેમ છતાં એવડા મોટા ગંજાવર લશ્કરનું ખર્ચ પુરૂં થતું નહિ. સામાન્ય સીપાઇઓને તો જંગલમાંથી ફળફુલ શોધી લાવી, તે ઉપર નિર્વાહ કરવો પડતો હતો. ઘોડાઓને ઘાસ કે ચંદી કંઇ મળી શકતું નહિ. મોટા મોટા અમલદારોને અને ખુદ ફરૂખસીયરને પણ વારંવાર ઉપવાસો કરવા પડતા હતા. જે દિવસે તેઓને માત્ર ખીચડી મળતી હતી, તે દિવસ તો તહેવારનો મનાતો હતો. તે સમયમાં ફરૂખ-સીયરે પોતાને માથે પડેલા સંકટોના વર્ણનના પત્રો રાજા છબીલારામ ઉપર લખી મોકલ્યા છે. તે પત્રો ઉપરથી તેઓને કેટલું બધું સહન કરવું પડયું હશે; તેનો ખરો ખ્યાલ આવી શકે છે.[૮]

બિંડકીથી ફરૂખસીયરે છાવણી ઉઠાવી, મુકામ ઉપર મુકામ કરતાં તા. ૨૫-૧૧-૧૭૧૨ ને રોજ તેઓ ખજવાથી પાંચ ગાઉ દૂર રોશનાબાદ ગામ પાસે આવી પોહોચ્યા. અહીંયાં તેના જાણવામાં આવ્યું કે—શાહજાદો અએઝુદીન ખજવા ગામ પાસે છાવણી નાંખી લડાઇની સઘળી તૈયારી કરી રહ્યો છે. તે અવસરે મહમદખાનબંગસ નામનો પઠાણસરદાર ચાર પાંચ હજાર પઠાણ યોદ્ધાઓને લઇને ફરૂખસીયરની સેવા કરવા હાજર થઇ ગયો.

મહમદખાન બંગસ અને તેના પઠાણ યોદ્ધાઓ આગ્રા પ્રાંતમાં આવેલ શંસાબાદ પ્રગણાના રહેવાશી હતા. તે સમયે બુંદેલખંડમાં બુંદેલા રજપુતોનાં છ મોટાં રાજ્યો અને ઓગણીશ નાના તાલુકાઓ હતા.[૯] બુંદેલા રજપુતો કનોજના રાજા જયચંદના કુલના એટલે ગહડવાડ

---

૮ તેજ, પુ. ૧, પૃ. ૨૧૬ તથા અન્જાઇબ-ઉલ-આફાક નામનો રાજા છબીલા-રામનો પત્ર સંગ્રહ, બ્રિટિશ મ્યુઝીયમ, ઓરિયંટલ સંગ્રહ, નં. ૧૭૭૬.

૯ મોટાં રાજ્યો ઓર્છા, દતીયા, પન્ના, બિજવાર, ચરખડી અને અજયગઢ હતાં; તેજ, પુ. ૨, પૃ. ૨૧૮.

રજપુતો હતા. કાશી રાજા ઇંદ્રપ્રતાપે બુંદેલખંડ જીતી લઇ પ્રથમ ઓર્છામાં રાજધાની કરી હતી. ત્યાર પછી તેના વંશજોએ ક્રમે ક્રમે આખો પ્રદેશ જીતી લઇ તાબે કર્યો હતો. વહીવટી કાર્યભારની સગવડતા માટે એક કાલ્પી પ્રગણા સિવાય આખા પ્રદેશને અલ્હાબાદ પ્રાંતમાં મુકવામાં આવ્યો હતો. કાલ્પી પ્રગણું આગ્રાના સુબેદારના તાબામાં રાખવામાં આવ્યું હતું.[૧૦] બુંદેલ ખંડના રાજાઓ તથા તાલુકદારો એક જ પિતાના વંશજો હતા, છતાં સત્તા અને પૃથ્વી માટે તેઓ વચ્ચે વારંવાર વિગ્રહો થયા કરતા હતા. મહમ્મદખાન અને તેના સાથીઓને તેથી જોઇએ તેવું નિર્વાહનું સાધન મળી ગયું હતું. તેને જેમ ફાવતું તેમ એક રાજાને પડ્યો મુકી, તેના શત્રુ રાજાની નોકરીમાં જોડાતો હતો અને એક તાલુકદારની સામે બીજા તાલુકદારને લડાવી મારવાની બાજી રચ્યા કરતો હતો. ફરૂખસીયર મોટું લશ્કર લઇ જહાંદારશાહની સામે લડવાને આવે છે, તેવા સમાચાર સાંભળતાંજ, પોતાનું ભાગ્ય અજમાવી જોવા બુંદેલખંડને પડતો મુકી ફરૂખસીયરની છાવણીમાં હાજર થઇ ગયો. તેના જેવા સાહસિક યોદ્ધાની પૂરી જરૂર હતી, તેનું પણ યોગ્ય સન્માન કરી, સાથે લેવામાં આવ્યો.[૧૧]

ફરૂખસીયરે જરા પણ સમય ન ગુમાવતાં, સૈયદ અબ્દલ્લાખાન અને સૈયદ હુસેન અલીખાનને મોટું લશ્કર આપી, શત્રુઓ ઉપર હુમલો કરવા મોકલી દીધા. તેઓની મદદમાં રાજા છબીલારામ અને કેટલાક મુસલમાન અમલદારોને રાખવામાં આવ્યા.

તા. ૨૬–૨૭ અને ૨૮ ( નવેંબર ઇ. સ. ૧૭૧૨ ) ને રોજ તોપો અને બંદુકોથી ઘોર સંહારક સંગ્રામ ચાલી રહ્યો. તે પ્રસંગે શત્રુપક્ષનો એક અમલદાર દાઉદખાન કુરેસીનો પૌત્ર હમીદખાન પોતાના સ્વામીને

૧૦ તેજ, પુ. ૨, પૃ. ૨૧૬–૨૧૮.

૧૧ તેજ, પુ. ૨, પૃ. ૨૧૭,

દગો દઇ ફરૂખસીયરને મળી ગયો. ફરૂખસીયરપક્ષના તોપોના મારાથી અઍઝુદ્દીનનું આખું લશ્કર ત્રાસ પામી ગયું, સેનાપતિઓ ખાનદૌરાન અને લુત્ફુલ્લખાન પણ ગભરાઇ ગયા, અને તેઓએ શાહજાદાને રણક્ષેત્ર-માંથી પલાયન કરી જવાની સલાહ આપી. શાહજાદાએ અતિ ક્રોધાવિષ્ટ થઇને તે સલાહને ધિક્કારી કાઢી, ત્યારે તેઓએ વળી નવી બાજી રચી. લાલકુંવર અને કોકલતાશખાનના સહી શિક્કાવાળો બનાવટી પત્ર શાહજાદાને પોહોચાડવામાં આવ્યો. તે પત્રમાં જહાંદારશાહનું મૃત્યું થયું છે, તેથી જરાપણ વિલંબ કર્યા વિના ખાલી પડેલું તખ્ત સંભાળી લેવા શાહજાદાએ દોડી આવવું, એમ લખવામાં આવ્યું હતું. બીચારો શાહજાદો એકદમ ગભરાઇ ગયો, તેનું હૃદય ભરાઇ આવ્યું, અને તેના શરીરમાંથી સઘળું ચેતન ઉડી ગયું. એકદમ દિલ્હી ભેગા થઇ જવાનો તેણે નિશ્ચય કર્યો અને લેવાઇ શકે તેટલાં જવાહીરો અને અલંકારો લઇને પોતાના જનાના સાથે આગ્રે કૂચ કરી ગયો. તા. ૨૯મીનું પ્રભાત પડતાં શત્રુની છાવણી ઉજ્જડ થઇ ગયેલી દેખતાં જ ફરૂખસીયરે વિજય દુંદુભીઓ વગડાવ્યા, આખી છાવણીમાં હર્ષોલ્લાસ છવાઇ ગયો. ભુખ્યાં ડાંસ શીપાઇઓને ખરે વખ્તે પૂરો લાગ મળી ગયો. તેઓએ શત્રુની છાવણી લુંટાય તેમ લુંટી અને ઘણા દિવસોની ક્ષુધા તૃપ્ત કરી. બે દિવસ સુધી વિશેષ તૈયારી કરવા માટે ફરૂખસીયરને ખજવે પડ્યું રહેવું પડ્યું. તે સમયે શત્રુપક્ષના કેટલાક સૈયદ અમલદારો અને ખુદ લુત્ફુલ્લખાન તેમજ ખાનદૌરાનનો પુત્ર સૈયદ હસનખાન પણ ફરૂખ-સીયરને શરણે આવ્યા.

---

## પ્રકરણ ૫

# આગ્રાનું યુદ્ધ.

( તા. ૧૦–૧–૧૭૧૩ )

ખજવાની સમરભૂમિ ઉપરથી અએઝુદ્દીન અલોપ થઇ ગયાના તથા તેની સેનાની દુર્દશા થયાના સમાચાર દિલ્હી આવી પહોચ્યા, ત્યારે જહાંદારશાહ ભરદરબાર ભરીને નવરોજનો ઉત્સવ ઉજવતો હતો. પોતાનો શાહજાદો આવો બુદ્ધિહીન હશે, ખુદ કોકલતાશખાનનો સાહુભાઇ ખાનદૌરાન અને લુત્ફુલ્લખાન આવા નામર્દ નીવડશે, અને ખુદ લુત્ફુલ્લખાનજ આવો વિશ્વાસઘાત અને રાજદ્રોહ કરશે, તેવી તેણે સ્વપ્નમાં પણ આશા રાખી ન હતી. છતાં આમ એકાએક તેના હૃદય ઉપર જે પ્રહાર પડયો, તેથી તે પોતે તેમજ આખી મિજલસ સ્તબ્ધ થઇ ગઇ. જંગનામાનાકવિ શ્રીધરે આ પ્રસંગનું જે વર્ણન કર્યું છે, તે ઉપરથી તે સમયે મુગલબાદશાહીનો વિનિપાત ઉછાળા મારી રહ્યો હતો, એમ પ્રતીત થયા વિના રહેતું નથી.[1] છતાં જહાંદારશાહની

[1] Struggle between Jahandar Shah and Farrukh Siyar by Lala Sitaram, pp. 28–31.

રગોમાંથી તૈમુરવંશનું રક્ત નિઃશેષ થઇ ગયું ન હતું. સમાચાર સાંભળતાં જ તે સચેત થઇ ગયો. નવદશ માસની પોતાની બાદશાહીની કાર્દીદીમાં તેણે રાજ્યની જાહેર તીજોરી તો તળીઆ ઝાટક કરી નાંખી હતી. છતાં નાના મોટા નોકરોના તેમજ લશ્કરી સીપાઇઓના પણ પગારો ચઢી ગયા હતા. તેથી જ્યાં જુઓ ત્યાં અસંતોષ અને અવિશ્વાસ સિવાય બીજું કંઇ જોવામાં આવતું નહિ. ઝુલ્ફીકરખાન વજીર છતાં કોકલતાશખાન આખી બાદશાહીનો ધણી થઇ પડયો હતો. તે ઉભય સરદારો અને તેઓના પક્ષકારો વચ્ચે જીવલેણ શત્રુતા જામી ગઇ હતી. તુરાની મુગલો—મહમદ અમીનખાન અને ચિનકિલિચખાનની ન હતી ગણના તેમજ ન હતો તેઓ ઉપર લેશ માત્ર વિશ્વાસ. એવી પરિસ્થિતિમાં પરસ્પર દ્વેષ, પ્રપંચ અને પ્રતારણા સિવાય બીજી શેની આશા રાખી શકાય? એવી વિચિત્ર સ્થિતિમાં બાદશાહને એક કાર્યદક્ષ અને સાવધ શત્રુની સામે થવાની તૈયારીઓ કરવાની હતી. વજીર ઝુલ્ફીકરખાનની સલાહ પ્રમાણે પ્રથમ તો રાજભવનનું ખાનગી જામદારખાનું ખાલી કરી નોકરોને સંતોષ્યા. છેવટે એકજ અઠવાડીયામાં એક લાખ સૈનિકોનું પ્રચંડ સૈન્ય તૈયાર કરી દિલ્હીથી પ્રયાણ કર્યું, અને ત્રણ અઠવાડીયામાં તો આખું લશ્કર આગ્રે આવી પોહોચ્યું. આગ્રાના કિલ્લામાંથી મળી શકે તેટલું દ્રવ્ય લઇ લીધું અને સૈનિકોને વહેંચી આપ્યું. ત્યાંથી આગળ વધતાં અગ્નિકોણે આઠ માઇલ દૂર યમુનાના કિનારા ઉપર આવેલ સેમુગઢ પાસે છાવણી જમાવી દીધી (તા. ૩૦—૧૨—૧૭૧૨) રજપુતાનાના રજપુત રાજાઓને બોલાવવાનો વિચાર કરવામાં આવ્યો, પરંતુ તેઓ આવી પોહોચે તે પહેલાં તો યુદ્ધ કરવાની આવશ્યકતા હતી, એટલે તે વિચાર માંડી વાળવામાં આવ્યો. પરંતુ કોણ જાણે કયા અધિકારીની સલાહથી પ્રસિદ્ધ જાટ લુંટારા ચૂડામણની મદદ સ્વીકારવામાં આવી, અને તેને તેના જાટયોદ્ધાઓ સાથે લશ્કરના એક ભાગમાં ગોઠવી દેવામાં આવ્યો.

જહાંદારશાહ મોટી સેના લઇ ધસી આવે છે, તેવા ખબર મળતાં જ, ફરૂખસીયરે ખજવેથી કુચ કરી અને બની શકે તેટલી ત્વરાથી આગ્રા પાસે આવી પોહોચ્યો. ( તા. ૧-૧-૧૭૧૩ ) જહાંદારશાહ યમુનાને પશ્ચિમ તીરે આગ્રાની દક્ષિણે હતો, ત્યારે ફરૂખસીયરે યમુનાને પૂર્વતીરે અને આગ્રાની ઉત્તરે સેમુગઢથી પાંચ માઇલ દૂર પોતાની સેનાને ગોઠવી દીધી. બન્ને સેનાઓ વચ્ચે યમુના નદી વહેતી હતી, તેથી યુદ્ધનો આરંભ થઇ શકે, તેમ ન હતું. જહાંદારશાહે નદીમાં એંસી નેવું માઇલ સુધી કોઇ મછવો કે હોડી રહે નહિ, તેવો બંદોબસ્ત કરી દીધો હતો. તે પોતે નદી ઓળંગી યુદ્ધની શરૂઆત કરે તેમ ન હોવાથી ફરૂખસીયરને કોઇ પણ ઉપાયે સામે તીરે જઇ ભેટો કર્યા વિના છૂટકો ન હતો. જહાંદારશાહે નદી ઉતરવાનાં સાધનોનો બંદોબસ્ત કર્યો હતો, તેથી નિશ્ચિંતપણે ઇદનો તહેવાર ઉજવવામાં તે ગરકાવ થઇ ગયો હતો. નદીમાં કોઇ સ્થળે છીછરા પાણીમાંથી ઉતરી શકાય તેમ છે કે નહિ, તેનો તેના અધિકારીઓએ તપાસ કર્યો ન હતો. ફરૂખસીયરના સુદૈવે તેના અધિકારીઓ સાવધ તેમજ સાહસિક હતા. જહાંદરશાહના આખા સૈન્યની નજર ચુકવીને સૈયદ અબદુલ્લાખાનના ચાતુર્યથી ફરૂખસીયરની આખી સેના નદી ઓળંગી ગઇ. આગ્રાની પશ્ચિમે અકબરના સમાધિસ્થળ સીકંદરા પાસે તેને રણયજ્ઞસ્તંભ રોપી દીધો.

ફરૂખસીયરની આખી સેના એક રાત્રીમાં નદી ઓળંગી ગઇ, તે સમાચાર સાંભળીને જહાંદારશાહના તો હાંજાજ ગડગડી ગયા. તેણે સેમુગઢથી પોતાનું લશ્કર આગ્રા તરફ પાછું હઠાવ્યું અને આગ્રાની નૈઋત્યે બરાબર ફરૂખસીયરના અગ્રભાગમાં બહુ મજબૂત સ્થળે ગોઠવ્યું.

જહાંદારશાહના વજીર ઝુલ્ફીકરખાને તુરત અભેદ્યવ્યૂહ રચવા માંડયો. છેક અગ્રભાગમાં રજીમહમદખાનના ઉપરિપણા નીચે તોપખાનું ગોઠવી દીધું. આખા લશ્કરના બે ભાગો પાડયા; એક ભાગ કોકલતાશખાનને

સોંપી, તે ભાગને તોપખાનાની પછવાડે ડાબી બાજુએ રાખવામાં આવ્યો. કોકલતાશખાનની મદદમાં તેના ભાઇ આઝમખાન, મહમદ અમીનખાન અને ચિનકિલિચખાન વગેરે શૂરવીર મહારથીઓને ઉભા રાખવામાં આવ્યા. જમણી બાજુએ જાનીખાન અને મુખ્તારખાનને ગોઠવ્યા, તેની મદદે મુરતાજખાન, દીવાન શોભાચંદ અબદસ સમદખાન વગેરે સરદારોને રાખવામાં આવ્યા. મધ્યમાં સેનાધિપતિનું કામ ઝુલ્ફીકરખાને પોતે પોતાની પાસે રાખ્યું. પોતાની એક બાજુએ જહાંદારશાહને તોપખાનાના ઉપરિ રજાકુલીખાનના રક્ષણમાં રાખવામાં આવ્યો અને લશ્કરના છેક પાછળના ભાગમાં લાલકુંવરનો જનાનો ગોઠવવામાં આવ્યો. ચૂડામણ જાટને એક બાજુએ ચોકી કરવાનું કામ સોંપી દીધું.

સામી બાજુએ ફરૂખસીયરે પોતાનો વ્યૂહ રચવામાં તેટલીજ બુદ્ધિ વાપરી હતી. મુખરે ફતેઅલીખાનની સરદારી નીચે તોપખાનું ગોઠવ્યું. તેની પછવાડે પોતાની જમણી બાજુએ એટલે કોકલતાશખાનની ખબર લેવા સૈયદ અબદલાખાને પોતે બીડું ઝડપ્યું. ડાબી બાજુના લશ્કરની સૈયદ હુસેનઅલીખાને સરદારી લીધી. તેઓની મદદમાં રાજા છબીલારામ, ગિરિધરબહાદુર, રાય ગુલાબરાય તેમજ ઇટાવાના ફોજદાર અલીઅશગરખાન તેમજ મહમદખાન બંગસને રાખવામાં આવ્યા.

તા. ૧૦-૧-૧૭૧૩ નું પ્રભાત થતાં, બન્ને સેનાઓ એક બીજાનો કચડઘાણ કાઢી નાંખવાને ઉછાળા મારી રહી. પરંતુ દિવસના પહેલા ભાગમાં હિંદુસ્થાનના સાર્વભૌમ સિંહાસન એકાદ પક્ષના હાથમાં ઝડપાઇ જાય, તે ઇંદ્રરાજાને રૂચ્યું નહિ. તેણે ધોધમારનો વર્ષાદ વર્ષાવી તેમજ વિદ્યુદ્દગર્જના પ્રહારો કરી, ઉભય સેનાના મહારથીઓ તેમજ અતિરથીઓના પણ પગ ઢીલા કરી નાંખ્યા. પરંતુ પ્રભુની ઇચ્છા જુદીજ હતી, તે મહારાજાની આજ્ઞા શિરોધૃત કરી ઇંદ્રદેવે પોતાની

માયા સંકેલી લીધી. તુરત ઝુલ્ફીકારખાન સચેત થઇ ગયો. શત્રુપક્ષ ઉપર તોપખાનાનો મારો શરૂ કરી દીધો. કોકલતાશખાનને તેના પ્રતિસ્પર્ધી સૈયદ અબ્દલ્લાખાનનો તોટો પીસવા હુકમ કરી દીધો. પરંતુ વજીરની કાર્યદક્ષતામાં તેને ઊણપ જણાઇ. અબ્દલ્લાખાન જેવા ચાંચડને ચોળવો, તે તેના જેવા વીરયોદ્ધાને અછાજતું હતું. પોતાની જમણી બાજુએ હુસેનઅલીખાનનો દળદાવાનળ પ્રજવલી રહ્યો હતો. તેનો મદ ઉતારવાને તે આગળ ધસ્યો. હુસેનઅલીખાન પણ ક્યાં થડકે તેવો હતો ? વિકરાળ કાળનું સ્વરૂપ ધારણ કરી લીલા વાવટાને ફરકાવતો તે સામો દોડી આવ્યો. તુરત અબ્દલ્લાખાને તેની મદદમાં સઘળા સૈયદ સરદારોને, તેમજ લખનૌના મીર મુશરીફ અને તેના ભાઇ મીરઅશરફ, ઝૈનુદીન રોહીલા વગેરેને મોકલાવી દીધા, તે સાથે ફતેહઅલીખાને પણ જહાંદારશાહના તોપના ગોળાઓને પોતાની તોપના ગોળાઓથી વેધવા માંડયા. કોકલતાશખાન શરીરની કંઇપણ દરકાર કર્યા વિના હુસેનઅલીખનને વધાવી લેવા આગળ વધ્યો અને તેની અડોઅડ તેનો ભાઇ આજમખાન અને તોપખાનાના ઉપરિ રજા-કુલીખાન પણ ધસી આવ્યા. તોપના ગોળાઓ અને બંદુકોની ગોળીઓમાંથી હાથોહાથની લડાઇ શરૂ થઇ. કોકલતાશખાન અને તેના સરદારોએ સૈયદ હુસેનઅલીખાનનું આખું લશ્કર કાપી નાંખ્યું. સૈયદ હુસેનઅલીખાનના રોમેરોમમાં ક્રોધાગ્નિ પ્રકટી ગયો, હાથી ઉપરથી નીચે ઉતરી એક વીર યોદ્ધાની પેઠે હાથમાં શસ્ત્રાસ્ત્ર લઇ તે કોકલતાશખાનનો જાણે કાળ હોય નહિ, તેમ તેની સામે દોડયો. તેના સૈયદ ભાઇઓએ પણ તેને ઘેરીને તેનું રક્ષણ કરવા શસ્ત્રાસ્ત્રનો જબરો મારો ચલાવ્યો, પરંતુ તેજ ક્ષણે આજમખાને ઝૈનુદીન રોહીલાને અને ફતેઅલીખાનને એક સાથે યમસદન મોકલી દીધા. તે બે સરદારોની એવી દશા જોઇને જરા પણ ન થડકતાં મીર અશરફ અને મીર મુશરીફ ભાઇઓ અતિ ઉન્મત્તોની જેમ ધુમ્યા અને કોકલતાખાનના

લશ્કરનો ઘાણ કાઢી નાંખ્યો. કોકલતાશખાને તે ભાઇઓનો પણ નિકાલ કરી નાંખ્યો. તે સમયે અબ્દસ્સમદે હુસેનઅલીખાનને એટલો બધો ઘાયલ કર્યો કે તેનાં માણસો તેને રણક્ષેત્રમાંથી ઉપાડીને લઇ ગયાં.

એક તરફ કોકલતાશખાન સૈયદ હુસેનઅલીખાનના સૈન્યમાં ઘોર સંહાર કરી રહ્યો હતો, તે પ્રસંગે બીજી તરફ ફરૂખસીયરની સેના ઉપર હુમલો કરવાને ઝુલ્ફીકરખાને જાનીખાનને મોકલ્યો. તેને વધાવી લેવાને સૈયદ અબ્દલ્લખાને રાજા છબીલારામ, અલીઅશગરખાન અને મહમદખાન બંગસને આઠ હજાર વીરયોદ્ધાઓએ સાથે આગળ વધવાને ફરમાવ્યું. રાજા છબીલારામની સેના લાલ વાવટો ઉડાડતી ધસી આવી, તેને પડખે ગિરિધરબહાદુર તેમજ ગુલાબરાય પણ પોતાના હાથીઓ ઉપર સજ્જ થઇ આવ્યા. બન્ને સેનાઓનું દારૂણ યુદ્ધ મચી રહ્યું, ગમે તેટલો સંહાર થાય તો પણ કોઇ પણ પક્ષ પાછો હઠે તેવો ન હતો.

તેટલામાં ઝુલ્ફીકરખાને જાનીખાનની મદદે મુખ્તારખાનને તાજું લશ્કર આપી મોકલ્યો અને અબ્દલ્લાખાન ઉપર તોપોનો મારો શરૂ કરી દીધો. અબ્દલ્લાખાન ટેકરીની પાછળ ભરાઇ જઇ પોતાનું રક્ષણ કરી શક્યો, પરંતુ ચૂડામણ જાટને લુંટવાનો યોગ્ય પ્રસંગ મળી ગયાથી તેણે જહાંદારશાહની છાવણીમાં લુંટ ચલાવી.

તે પ્રસંગે મુખ્તારખાન જાનીખાનની મદદે આવી પોહોચ્યો. અને બન્ને સરદારોએ છબીલારામના લશ્કરને કાપી નાંખવા માંડયું. પરંતુ તેજ સમયે ગિરિધરબહાદુર, રાયગુલાબરાય અને બીજા વીર સરદારો છબીલારામનું રક્ષણ કરવા દોડી આવ્યા. શ્રીધર કવિએ જંગનામામાં તેનું બહુ ઓજસ્વી વર્ણન કર્યું છે. તે કહે છે કે:—

## हरिगीत छंद

राजा छबीलाराम को जंगी महावत झुझीयो ।
मैमंत सुख रुख फिरत लखि बरबीर मनमहं बुझीयो ॥
तब आपुदै कलदै अंगूठा जोर करत असुझियो ।
रणथंभ पीलहि थांभि पेलि लगाइ राखी लुझियो ॥
राजा छबीलारामजू को खेत साजि कौंजै भली ।
रन मुक्यो रैयाराय राव गुलाबराव भली हली ॥
मुख्तारखां बलखानकी चतुरंग पृतना दल मली ।
मुख्तारखान समेति हाथी जुझ्यो तंहि थली ॥
तब राजश्री गिरधर बहादुर सुबहादुर औ फबै ।
फब कील हलि हलाकियो दौरे महादलके सबै ॥
दपकीयो रैया राय राव गुलाबराव जहां जबै ।
सरदारसिंगरे हांक दै दौरे दिलेर तहां तबै ॥
भगवन्तराय दिवान कायथ वीरवर काकोरिया ।
तसु नंदराय सुवंस गहि किरवान दरबर दोरिया ॥
दपकियो बेनीराम नागर नौनिहाल अगौरिया ।
फिरि सुजा सैद इमामशेख सुपीर महम्मद पोरिया[2] ॥

### ભાવાર્થ

"રાજા છબીલારામ હાથી ઉપર બેશીને દોડી આવ્યા, તેનો વીર્ય-શાલી મહાવત મરાઇ ગયો કે તુરત તેઓએ પોતેજ તેની જગ્યા લઇ

---

૨ શ્રીધર કવિ કૃત જંગનામું; જુઓ Selections from Hindi Literature, by Lala Sitaram, published by the University of Calcutta, A. D. 1921, Book I. p. 184.

લીધી અને રણક્ષેત્રઉપર યજ્ઞસ્તંભની પેઠે તે હાથીને તેણે અડગ ઉભો રાખ્યો.

તેઓની સામે જાનીખાનને મદદ કરવા મુખ્ત્યારખાન પણ હાથી ઉપર સજ્જ થઇ ધસી આવ્યો, કે તુરત તેને વધાવી લેવાને રાયરૈયા રાવ ગુલાબરાય પણ હાથી ઉપર સજ્જ થઇ આગળ ધસી આવ્યા.

એટલામાં બળવાન્ યોદ્ધાઓને લઇને રાજા ગિરિધરબહાદુર પણ દોડી આવ્યા. ગિરિધરબહાદુર અને રાવ ગુલાબરાય શત્રુઓ ઉપર મારો ચલાવી રહ્યા હતા, ત્યાં તેઓની સામે દિલેરખાન દોડી આવ્યો.

કાકોરીના[3] કાયસ્થ દીવાન વીરવર ભગવંતરાય અને તેનો પુત્ર સુવંશરાય નાગી તરવારો હાથમાં લઇને છબીલારામનું રક્ષણ કરવા આવી પોહોચ્યા, અને વેણીરામ નાગર પણ શસ્ત્રો લઇ ઉતરી પડયો. તે સાથે સૈયદ ઇમામશેખ અને મહમદખાન બંગસ પણ આવી પોહોચ્યા."

નુરૂદ્દીન, કામવારખાન તથા ખાફીખાનાદિ મુસલમાની ઇતિહાસકારો કહે છે કે—જહાંદારશાહની જમણી બાજુની સેનાના સરદારો જાનીખાન અને મુખ્તારખાને છબીલારામની સેનાનો સંહાર કરી નાંખ્યો. તેઓના બચેલા શિપાઇઓ પલાયન કરી જવાની તૈયારીમાં હતા, તેવામાં રાય ગુલાબરાયે એક વીર મહારથીનું પ્રચંડ સ્વરૂપ ધારણ કરી મુખ્તારખાનની સેનાનો ધાણ કાઢી નાંખ્યો અને તેને પોતાને પણ ખુદાના દરબારમાં મોકલી દીધો. તેજ સમયે રાજા છબીલારામના હાથીનો માવત મરાયા છતાં, પોતે માવત બની ગયા, હાથીને જાનીખાનની સામે દોડાવ્યો અને તેની થડમાં લાવી ઉભો રાખ્યો. આ આકસ્મિક આક્રમણથી જાનીખાન તો દિઙ્મૂઢ જ થઇ ગયો અને તે સચેત થાય,

3 અયોધ્યા પ્રાંતમાં લખનૌ પ્રગણામાં ભાર જાતના રજપુત તાલુકદારનો એક તાલુકો. ( ઇમ્પીરીયલ ગેઝીટીયર. પુ. ૭, પૃ. ૩૦૯–૧૦ ).

તે પહેલાં તો છબીલારામે તરવારને એક ઝાટકે તેનું શિર ધડ ઉપરથી જૂદી પાડી નાંખ્યું.[4]

છબીલારામ અને તેના બહાદુર વીરોએ જહાંદારશાહની એક પાંખ પીંખી નાખી ખરી. પરંતુ બીજી તરફ કોકલતાશખાન અને આજમખાન, એ ઉભય ભાઇઓએ સૈયદ હુસેનઅલીખાનનું લગભગ સઘળું લશ્કર કાપી નાંખ્યું, તેને પોતાને રણક્ષેત્રમાંથી ભાગી જવું પડયું, અને એ રીતે ફરૂખસીયરની એક પાંખનો નાશ કરી નાંખ્યો. વજીર ઝુલ્ફીકરખાને પણ સૈયદ અબદલ્લાખાનને નિ:સહાય કરી નાંખી ઘેરી લીધો અને ફરૂખસીયરના આખા લશ્કરનો ઉત્સાહ તોડી નાંખ્યો. તેજ સમયે રાજા છબીલારામને પોતાના બચેલા સૈનિકોને વિશ્રામ આપવાની જરૂર પડી, તેઓ પોતાની આખી સેનાને લઇને પાસેની ઝાડીમાં અલોપ થઇ ગયા.

ફરૂખસીયરે આવી વિષમ સ્થિતિ જોઇને ન ગભરાતાં ચાર હજાર વીર યોદ્ધાઓને બડાભાઇની મદદે મોકલી દીધા. છબીલારામ પણ તેજ સમયે તાજા થઇ ઝાડીમાંથી ધસી આવ્યા. જહાંદારશાહના તોપખાનાના ઉપરિ રજાકુલીખાને શત્રુનું ભીષણ દલ ધસી આવતું જોઇને તોપોનો મારો ચલાવી દીધો અને અનેક વીર યોદ્ધાઓને ધૂળ ચાટતા કરી નાંખ્યા. આ પ્રસંગે ગિરિધરબહાદુરનો પિત્તો ઉછળી આવ્યો. પોતાના હાથી ઉપર બેશીને વિકરાળ કાળનું સ્વરૂપ ધારણ કરી તેઓ આજમખાન અને કોકલતાશખાનની ઉપર ધસી આવ્યા. શ્રીધર કવિએ તે પ્રસંગનું વર્ણન કરતાં કહ્યું છે કે—

**कवित्त.**

**फौजकी घटानकी घमण्ड घोर घेरु करि,**
**मौजदीन मघवाके मनमे उछाह भो ।**

---

૪ અર્વિનનો ઇતિહાસ, પુ. ૧, પૃ. ૨૩૨ તથા પાદટિપ્પણ.

तोप तरजत, तरवारि वीजु लरजत,
वरषत बानन्नि अचल चास्यो राह भो ॥
तब गिरिवर कर धीर गिरिधर धर,
श्रीधर भनत व्रजमंडळ को छांह भो ।
अब गिरिधरलाल बहादुर वीर सम--
शेर गहि कर पातसाहिको पनाह भो ॥[५]

## ભાવાર્થ.

"વ્રજમંડળને બોળી મારવાને ઇંદ્રને પોતાનો મેઘાડંબર જોઇને જેટલો ઉત્સાહ થયો હતો, જહાંદારશાહના હૃદયમાં પણ પોતાની સેનાનો ઘોર ઘટાટોપ જોઇને તેટલોજ ઉત્સાહ ઉભરાઇ આવ્યો.

તોપોએ મેઘગર્જના કરી મૂકી, તરવારો વિદ્યુતના ઝબકારા કરી રહી, બાણના વર્ષાદની ઝડીઓએ દિશાઓને શૂન્ય કરી નાંખી.

ગિરિવરધારી ભગવાને જેમ ગોવર્ધન પર્વતરૂપ છત્ર ધારણ કરી વ્રજનું રક્ષણ કર્યું હતું, તેમ શ્રીધર કવિ કહે છે કે—વીર ગિરિધર-લાલ બહાદુરે સમશેરના સંધાનથી બાદશાહીનું રક્ષણ કર્યું."

ગિરિધર બહાદુરે પ્રથમ તો તોપચીઓનો ઘાણ કાઢી નાંખ્યો અને તોપોને મૂંગી કરી નાંખી. રજાકુલીખાનને આમ છેક નિર્બળ થઇ ગયેલો જોઇને મહમદખાન બંગસનો ઉત્સાહ ઉભરાઇ આવ્યો, તેણે આગળ ધસી આવીને રજાકુલીખાનનો નાશ કરી નાંખ્યો. રાજા છબીલારામ તો દોલતાશખાનની સામે ઘુમી રહ્યા હતા, શ્રીધર કવિ કહે છે કે—

---

૫ કલકત્તા યુનિવર્સિટિ તરફથી પ્રકાશિત, Selections from Hindi Literature, Book I, pp. 190–191.

कवित्त

श्रीधर भनत महाराज श्री छबीलेराम,
तेरे बैरी बांची काहू सूरकी न सठ है।
जीत्यो चारे ओर भेरि फिकिर सो कीजे जोर,
ऐसे महाराजा सों गहति गाढो गढ है॥
फिरि मंड्यो श्रीधर छबीलेराम राजा,
पातसाहको हिरौल पातसाहतको पाहरु।
तोपकी तरापैं तोरि गोलाको गुलेल गनि,
पेली दल गास्यो मौजदीनै गहि गाहरु॥
चके हरिहर बंभ देखि आतपत्त थंभ
जैतरन खंभ वीर विक्रम उछाहरु॥
सुरखरु आप भयो, आवरु दिलीस पायो
माहरु रफीक भो मुखालिफ सियाहरु॥
भालनि सो भाला भियो, बरछा सो बरछानि,
सेरे समसेर समसेरानि सुरंगमैं।
तीरनकी कीनो तन तोरनि हु नीरुतोरु,
तोरादार जोरन न पावतु सुफंग मै॥
जंग सुलतानी मे कहानी कैसो कीनो काम,
श्रीधर छबीलेराम राजा रन रंग मैं।
साढेतीन हाथ कद दस हथ्था हाथी छ्ठ्यो,
दोइ हाथ होत है, हजार हाथ जंग मै॥
श्रीधर अवाड़ देखि फरुकसियरजू की,
आयो मत्त मौजदी अनेक अभिलाख के।

घरिकु घमंड घोर, माच्यो गइ मुरि वागें,
अडीयो छबीलेराम राजा मन माख कै ॥
मारि परदल हरखायो जूथ जोगिनी को,
करत बढाइ सिवाशंकर हि साख कै ।
एक वीर कैयो लाखे, एक के न आन्यो मन,
एक हि गनत कैयो लाख कैयो लाख कै ॥[१]

### ભાવાર્થ

" શ્રીધર કવિ કહે છે કે–હે રાજા છબીલારામ ! તારા વેરીને દેવો પણ બચાવી શકશે નહિ. ચારે દિશાએ સંગ્રામ મચી રહ્યો, રણવાદ્યોના નાવો ફાટી નીકળ્યા.

ત્યાર પછી બાદશાહીનો રક્ષણહાર રાજા છબીલારામ શત્રુની સેનાના મુખ્યરભાગ ઉપર તુટી પડયા.

તોપોના ગોળાઓને વટાવી જતા, ગોળાઓને લોષ્ઠવત્ ગણતા, જહાંદારશાહને ધકેલી કાઢીને, તેઓ મધ્યભાગમાં ઘુંસી ગયા.

ઓજસ્‌થી ભરપૂર, ભડવીર રાજા છબીલારામને આકાશના સ્તંભ જેવા, વિજયરણક્ષેત્રના સ્તંભ રૂપ જોઇને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર પણ ચકિત થઇ ગયા.

ખરેખર, તેઓએ તો સ્વકુલની પ્રતિષ્ઠા વધારી, દિલ્હીપતિની લાજ રાખી, મિત્રોનાં મુખ ઉજ્જવલ કર્યાં, અને શત્રુઓના મુખ ઉપર શાહી ઢાળી દીધી.

---

૧ તેજ પૃ. ૧૯૦–૧૯૧.

ભાલાંઓની સામે ભાલાં, બરછીઓની સામે બરછીઓ, સમશેરોની સામે સમશેરો કડાકા કરી રહી! ધનુષ્યોના ટંકારો ગાજી રહ્યા, અને શસ્ત્રાસ્ત્રધારી વીરોની ભુજાઓ પ્રચંડ બલપ્રવાહથી ઉભરાઇ ગઇ!

આ બાદશાહી સંગ્રામમાં છબીલારામે તો એવું પરાક્રમ કર્યું કે તેની કથા ઇતિહાસના પૃષ્ટો ઉપરથી કદી ભુંસાઇ જશે નહિ.

શ્રીધર કવિ કહે છે કે–રાજા છબીલારામનું શરીર તો માત્ર સાડાત્રણ હાથનું હતું, છતાં દશ હાથના હાથીને તેઓ પાળેલા શ્વાનની જેમ દોરતા હતા.

જન્મથી તો તેઓને માત્ર બેજ હાથો હતા, પણ આ સમરભૂમિ ઉપર તો તેમાં હજાર હાથો ફુટી નીકળ્યા!

શ્રીધર કવિ કહે છે કે–આરંભમાં તો ફરૂખસીયરને જોઇને જહાંદારશાહ કંઇ કંઇ મોતીએ ચોક પુરતો હતો! તેવામાં તેનું ઘમંડ તોડી નાંખવાને રાજા છબીલારામ તેની સામે જઇ ઉભા રહ્યા!

મહાદેવની સાક્ષીએ જોગણીઓને તેઓએ શત્રુ દલમાંથી એટલું બધું નૈવેદ્ય અર્પણ કર્યું કે–તે મહાકાલીઓના હર્ષનો પાર રહ્યો નહિ.

ખરે, રાજા છબીલારામ જેવો વીર તો લાખે એક જ હોઇ શકે! લાખોને પુરો પડે, તેવી તેઓમાં અપૂર્વ શક્તિ હતી!"

મુસલમાન ઇતિહાસકારો લખે છે કે–આ પ્રસંગે રાજા છબીલારામે કોકલતાશખાન સાથે ભીષણ દ્વંદ્વયુદ્ધ કર્યું, અને તેના જેવા જહાંદારશાહના એક અતિરથીને જોત જોતામાં બેહેસ્તમાં રવાને કરી દીધો. ગિરિધર બહાદુર, વેણીરામ નાગરાદિ બીજા સુભટોએ તેનું આખું લશ્કર કાપી નાંખ્યું, આજમખાનને શસ્ત્રોના પ્રહારોથી

વિંધી નાંખ્યો, અને તેને રણક્ષેત્ર છોડી જહાંદારશાહની સોડમાં ભરાઇ જવાની જરૂર પડી.

તુરત સૈયદ અબ્દલ્લાખાન રાજા છબીલારામની પીઠ ઠોકવા પોતાના હાથી ઉપર બેશીને દોડી આવ્યો. એક ક્ષણ પણ ન ગુમાવતાં સઘળા વીરવરો જહાંદારશાહની સેનાના પૃષ્ઠ ભાગપ્રતિ ધસી ગયા. મુગલ સરદારો મહમદ અમીનખાન અને તેના ભત્રીજા ચિનકિલિચખાન ( ભાવી નિઝામ–ઉલ–મુલ્ક ) ઉપર પૂર્ણ વિશ્વાસ મુકી તે ભાગનો રક્ષણનો ભાર જહાંદારશાહે તેઓની ઉપર મૂકયો હતો. તેઓએ તો અણિને વખતે દગો દેવાનો સંકેત કરી જ રાખ્યો હતો ! જેવા અબદલાખાન અને તેના બીજા સરદારો આવી પહોચ્યા કે, તે કાકા-ભત્રીજા સ્વામીદ્રોહની કંઇ પણ સરેરાટી લાવ્યા વિના તેઓના પક્ષમાં ભળી ગયા. જહાંદારશાહની સેનામાં ભંગાણ પડયું, તેવામાં ઇસ્લામખાન અને મુરતાજખાન મુગલ સરદારોના પાપી હૃદયોને હચમચાવી નાંખતા આવી પહોચ્યા. તેઓના શરીરમાં રક્તનું છેલ્લું બિંદુ રહ્યું, ત્યાં સુધી તેઓએ ટકકર ઝીલી, છેવટે નિરૂપાય થઇ ગયેલા છતાં સામે પગલે લડતા તે બે વીરોને બેહેસ્તની પરીઓએ ઝડપી લીધા.

આવા અચિંત્ય વિજયથી ગર્વિષ્ટ થઇને શત્રુસેનાની પછવાડે જયાં લાલકુંવર અને તેના જનાનામંડળને રાખવામાં આવ્યું હતું, તેને હાથ કરવાને સૈયદ અબદલાખાન પોહોચી ગયો. અબદલાખાનના આમ એકાએક અલોપ થઇ જવાથી વજીર ઝુલ્ફીકરખાન ભ્રાંતિમાં પડયો, શત્રુઓ હારીને નાશી ગયા છે, એમ માનીને તેણે વિજયઘોષણા કરી. અબદલાખાન સંભ્રમમાં અને સંભ્રમમાં પાછો ફર્યો, તેની વહારે કુતબલમુલ્કખાન, રાજા રત્નચંદ્ર, દીવાન જયકૃષ્ણદાસ અને મુનશી સાહેબરામ દોડી આવ્યા. તેઓ સઘળા જહાંદારશાહના મધ્યભાગ ઉપર તુટી પડયા, અને શસ્ત્રાસ્ત્રનો વર્ષાદ વર્ષાવીને સઘળાનો ઘાણ કાઢી

નાંખ્યો. જહાંદારશાહનો હાથી ગાંડો થઇ ગયો, તેનો માવત મરાઇ ગયો અને અંગરક્ષકો મુઠીમાં જીવ લઇને પલાયન કરી ગયા; તેવી સ્થિતિમાં તે હાથી ઉપરથી કુદી પડી ઘોડેસ્વાર થયો, અને જેમ નસાય તેમ નાસવા માંડયું. લાલકુંવરને આ ઘટનાની જાણ થતાંજ તે પોતાનો હાથી લઇને દોડી આવી અને તેને પોતાની અંબાડીમાં ખેંચી લીધો. રાત્રીના અંધકારનો લાભ લઇને તે પોતાના પ્રિયતમને આગ્રે લઇ ગઇ. ત્યાં તેને સ્ત્રીનો વેષ સજાવ્યો અને એક માફાવાળા ગાડામાં બેશીને તેઓ દિલ્હી પોહોચી ગયાં. આ પ્રસંગનો કટાક્ષ કરતાં કહેવામાં આવે છે કે. "રણક્ષેત્રમાંથી પુત્રને પુરૂષો ભગવી ગયા, ત્યારે પિતાને એક અબલા ભગવી ગઇ. [૭]" જહાંદારશાહના નાશી જવાના સમાચાર સાંભળી ઝુલ્ફીકરખાનનાં રોમેરોમ ઉભાં થઇ ગયાં, પિતાને કે પુત્રને પકડી લાવી ફેરી જંગ મચાવી શત્રુઓને ખબર પાડી દેવાને તેણે ઘણા ફુંફાડા માર્યા. છેવટ હતાશ થઇને બીજા સરદારો સાથે આગ્રે થઇ દિલ્હી ચાલ્યો ગયો. જહાંદારશાહનું રહ્યું સહ્યું લશ્કર પ્રચંડ સૂર્યથી બરફ ઓગળે, તેમ ઓગળી ગયું, ઝુલ્ફીકરખાને મદદમાં લીધેલ ચૂડામણ જાટે ફેરી છાવણીને લુંટી શકાય તેટલી લુંટી લીધી. એ રીતે રણક્ષેત્ર નિષ્કંટક થઇ ગયું.

લાલા સીતારામ લખે છે કે–" ઉપરનું વર્ણન વાંચતા સહજ પ્રતીત થશે કે–ફરૂખસીયર આવો અપૂર્વ વિજય નાગરોની બહાદુરીથી જ પ્રાપ્ત કરી શકયો હતો; વસ્તુતઃ તેનો સઘળો યશ નાગરોને જ ઘટી શકે છે." છબીલારામ અને તેઓના કુટુંબીઓએજ શત્રુદલની જાની- ખાનવાળી પાંખ તોડી નાંખી હતી; વખતસર જાનીખાન અને મુખ્તાર- ખાનનો નાશ ન થયો હોત તો ફરૂખસીયરને કદી પણ વિજય મળી શકયો હોત નહિ. સૈયદ હુસેન અલીખાન જેવા બહાદુર યોદ્ધાને વિશીર્ણ કરી નાંખીને ફરૂખસીયરને પરાજયને કિનારે ઘસડી જનાર કોકલતાશખાન

---

૭ Struggle between Jahandar Shah and Farukh Siyar by Lala Sitaram, pp. 33–35.

અને તેની આખી સેનાનો નાશ છબીલારામ અને ગિરિધર બહાદુરે જ કર્યો હતો. ઝુલ્ફીકરખાનના પંજામાંથી બડાઇભાઇ સૈયદ અબદલાખાનને છટકાવી દેનાર છબીલારામ જ હતા. આ યુદ્ધમાં સૈયદ અબદલાખાનનું પાણી મપાઇ ગયું હતું. ખરે વખ્તે તે લાલકુંવરની લાલચમાં લલચાઇ ગયો, અને ક્ષણભર શત્રુઓની રગમાં નવીન બળ આવવાનું કારણ થઇ પડયો. તેમ છતાં ફરૂખસીયરના આ પ્રસંગે સઘળા ગ્રહો કેન્દ્રસ્થાનમાં એકઠા થઇ ગયા હતા, તેથી છબીલારામ જેવા સહૃદય અને સસત્વ સહાયક તેને મળી ગયા.

જહાંદારશાહનો મેઘાડંબરવત્ ઘટાટોપ આમ પાંચ સાત કલાકમાં વિંખાઇ જશે, એમ તો ફરૂખસીયરના સ્વપ્નમાં પણ ન હતું. વિજય લક્ષ્મી અને રાજ્યલક્ષ્મી એ ઉભય દેવીઓએ તેના કંઠમાં વરમાલાઓ એક સાથે આરોપી. કંઇપણ સમય ન ગુમાવતાં, તેણે સૈયદ અબદલાખાનને રાજા રત્નચંદ્રની સાથે શત્રુઓની પીઠે રવાને કરી દીધો. તેઓને વશ કરી શાંતિ સ્થાપન કર્યાના સમાચાર આવે, ત્યાં સુધી પોતે આગ્રામાંજ રહેવાનું ઉચિત ધાર્યું. ત્યાં તેની દૃષ્ટિ બીજા કોના ઉપર ઠરી શકે ? સૈયદ હુસેનઅલીખાન તો ઘાયલ થવાથી પથારીવશ હતો. બન્ને સૈયદ ભાઇઓએ ઉપકારથી તેનું હૃદય દાબી દીધું હતું, પરંતુ રાજા છબીલારામ અને તેઓના વીર કુટુંબે તો પોતાનાં હૃદયોથી તેનું હૃદય જીતી લીધું. આગ્રાનિવાસમાં તો બાદશાહ ફરૂખસીયરના સલાહકાર રાજા છબીલારામ જ હતા, તેઓને તે પોતાની દૃષ્ટિથી જરાપણ દૂર થવા દેતો નહિ.

---

સહાનુભૂતિ સંપાદન કરવાનો એ એકજ ઉપાય હતો. એ સઘળી હકીકત ધ્યાનમાં લઇ તેણે તુરત જિજિયાવેરાને દેશનિકાલ કરવાનું જાહેર કર્યું. એ રીતે સેવકે સમસ્ત હિંદુ પ્રજાની આશિષ અને સ્વામીએ તેઓની સહાનુભૂતિ એક સાથે પ્રાપ્ત કરી.[1] (તા. ૧૬-૧-૧૭૧૩). બીજી તરફ આસપાસ વિંટાઇ વળેલા અમલદારોની માગણીઓને લક્ષમાં લઇને, આખી બાદશાહીની મુખ્ય મુખ્ય જગ્યાઓની વેંહેચણીની નોંધ કરવામાં તે પરોવાયો. પોતાના શિક્ષાગુરૂ અફ્ઝલખાનને સદર-ઉસ-અદલ એટલે ધર્માદાખાતાના ઉપરિ અધિકારી તરીકે અને રાજા છબીલારામને દીવાને ખાલસા એટલે નાણાં પ્રકરણી પ્રધાન તરીકે નીમી દિધા;[2] (તા. ૧૪-૧-૧૭૧૩) છબીલારામને તદુપરાંત પાંચહજારી સ્વારના મનસબદારનો અને રાજા બહાદુરનો એ રીતે બે ઇલ્કાબો આપવાનો ઠરાવ કર્યો.[3]

એ સઘળા પ્રસંગો ચાલતા હતા, તેવામાં સૈયદ અબ્દુલાખાને દિલ્હીને શત્રુઓથી નિષ્કંટક કર્યાના સમાચાર લખી મોકલ્યા. બાદશાહે

---

૧ Later Mughals, Vol, I, p. 246 માં ઇર્વિને British Museum Oriental Collection No. 1690 fol. 163 ના આધારે લખ્યું છે કે- "ચોત્રીશ વર્ષથી ચાલ્યો આવતો જિજિયાવેરો ફરૂખસીયરે કાઢી નાંખ્યો." તે સ્થળે તેઓએ રાજા છબીલારામની સલાહ વિષે કંઇ ઈસારો કર્યો નથી; પરંતુ Vol. II. p. 203 માં નીચે પ્રમાણે લખ્યું છે:-"અયોધ્યાના સુબા રાજા ગિરિધર બહાદુરે રાજા જયસિંહની વિનંતિને ટેકો આપતાં સ્મરણ કરાવ્યું કે-જહાંદારશાહનો પરાજય કર્યા પછી તુરત મહુંમ બાંદશાહ ફરૂખસીયરે રાજા છબીલારામની વિનંતિ ધ્યાનમાં લઇને જિજિયાવેરો કાઢી નાંખવાની કેવી કૃપા કરી હતી;" તે ઉપરથી જિજિયાવેરાનો પ્રથમ ઉચ્છેદ કરાવનાર રાજા છબીલારામ જ હતા, એમ સિદ્ધ થાય છે.

૨ Later Mughals, Vol .I. p. ૨૪૩ ના પાદટિપ્પણમાં કામવારખાનના ઇતિહાસના પૃ. ૧૦૭ નો ઉલ્લેખ.

૩ માસીર-ઉલ-ઉમરા, પુ. ૨, પૃ. ૩૨૮.

દિલ્હીપ્રતિ પ્રયાણ કરવાની તૈયારી કરવા માંડી. રાજા છબીલારામને અલ્હાબાદ જવાની જરૂર હતી. તેઓને તે પ્રાંતના સુબા સૈયદ અબદુલ્લાખાનની ગેરહાજરીમાં અથવા નવો સુબો નીમાય ત્યાં સુધી ત્યાંના કામ ચલાઉ સુબાનો હુકુમ લખી આપ્યો, અને તેઓને તેઓના કુટુંબસાથે વિદાય કરી દીધા. [૪] તા. ૨૨-૧-૧૭૧૩ ને રોજ આગ્રેથી કુચ કરતાં, તા. ૧૦-૨-૧૭૧૩ ને રોજ દિલ્હીથી પાંચ માઇલ દૂર ખીજરાબાદ ગામ પાસેના મેદાનમાં બાદશાહે છાવણી બીછાવી દીધી.

જ્યાં શસ્ત્રાસ્ત્રથી રાજમુકુટના વિનિમયનો નિર્ણય થાય, ત્યાં આખી રાજવ્યવસ્થામાં ઉથલ પાથલ થાય, તેમાં આશ્ચર્ય શું ? પરાભૂત શત્રુના પક્ષકારોનું તો નિકંદન જ કાઢી નાંખવામાં આવતું હતું, અને યોગ્યતા હોય કે ન હોય, છતાં પોતાના સ્વજન, પરિજન અને મિત્રોમાં પ્રતિપક્ષીઓના અધિકારો, જાગીરો અને સંપત્તિ વેંહેચી દેવામાં આવતી હતી. આગ્રામાં મુગલ અમીરોએ બાદશાહના કાન ભંભેર્યા છે, એવી સાચીખોટી ગંધ આવતાં જ સૈયદહુસેનઅલીખાને બીછાનામાં પડયા પડયા, ગુપ્તચરો સાથે બડા ભાઇને ચેતતા રહેવાના સંદેશાઓ મોકલાવી દીધા હતા. બડાભાઇએ બાદશાહની પરવાનગી મેળવ્યાવિના કોકલતાશખાનનો લાખો રૂપીઆની જહવેરાતથી ભરેલો મહાલય કબજે કર્યો અને પોતાના હિંદુસ્તાની સંબંધીઓને નવાજવા અધિકારોનું લ્હાણું કરવાની યાદી તૈયાર કરી દીધી. તે પેહેલાં ખીજરાબાદની છાવણીમાં પ્રતિપક્ષીઓનો બાદશાહને હાથે ધાણ કઢાવી નાંખ્યો. વઝીર અસદખાનને માફી બક્ષી, પરંતુ તેના પુત્ર ઝુલ્ફીકરખાન અને જહાંદારશાહને છાવણીના એક ભાગમાં ધસડાવીને અતિક્રુરતાથી મારી નંખાવ્યા અને તેઓનાં

---

૪ પરિશિષ્ટ અંક ૭ ના ફરમાનપત્ર ઉપરથી જણાય છે કે-તે પ્રસંગે બાદશાહે રાજા છબીલારામને અલ્હાબાદના કામ ચલાઉ સુબાની નિમણુક કરી હતી.

મૃતશરીરોની પણ તેવીજ દુર્દશા કરી. જહાંદારશાહના શાહજાદા અએ-ઝુદ્દીનની આંખો ફોડાવી નાંખી. એવાં અનેક ક્રૂરકર્મોથી પરવારીને, બાદશાહે તેવાજ ક્રૂર આડંબરથી તા. ૧૨-૨-૧૭૧૩ ને રોજ દિલ્હીમાં પ્રવેશ કર્યો.

પરાભૂત અને નિઃસહાય શત્રુઓનું નિકંદન કાઢી નાંખવામાં નથી સમયની કે નથી સામર્થ્યની અપેક્ષા. પરસ્પર તોટો પીસવાના ગુપ્ત ઘાટો ઘડી રહેતા સ્વજનો, પરિજનો અને મિત્રોને સંતોષવા, તથા તેઓની કુટિલ વૃત્તિઓને ઉદ્ભવવાનો અવકાશ જ ન આવવા દેવો, તેમાંજ નિયામકના બુદ્ધિ અને દક્ષતાની કસોટી છે. બાદશાહ ફરૂખસીયરમાં તે બન્નેની ખામી હતી. તૈમુરવંશના વંશજમાં હોવું જોઇએ, તેટલું તેનામાં આત્મબલ પણ ન હતું. પોતાના આશ્રિતોના પડછાયાથી પણ તે ભડકતો હતો. તે સર્વનું પરિણામ તેના પોતાના જ વિનાશમાં આવ્યું. આગ્રાના યુદ્ધના વિજયથી ઉભય સૈયદભાઇઓને કંઇ ઑરજ ગર્વ આવી ગયો હતો. આરંભથી જ તેઓ બાદશાહ ઉપર શંકાશીલ દ્રષ્ટિથી જોવા લાગ્યા, અને તેને દાબમાં રાખવાની પેરવી કરવા લાગ્યા.

છતાં બડાભાઇ અબ્દુલખાનને મોટા મોટા ઇલ્કાબો સાથે વજીરની એટલે મુખ્ય પ્રધાનની ગાદીએ બેસાડી દીધો, તેમ જ છોટાભાઇ હુસેન-અલીખાનને પ્રથમ બક્ષી એટલે સેનાધિપતિ બનાવ્યો. એટલું જ નહિ પણ બડા ભાઇએ તૈયાર કરેલી યાદી પ્રમાણે બીજા અમીરો અને આશ્રિતોમાં વિનષ્ટ પ્રતિપક્ષીઓની ખાલી જગ્યાઓનાં અને સંપત્તિમાં લ્હાણાં લ્હાણાં. છતાં સૈયદ અબ્દુલ્લાખાનનો તૃષ્ણાનલ શાંત થાય, તેવો ન હતો. બાદશાહ ફરૂખસીયરે પોતાના શિક્ષાગુરુ અફઝલખાનને ખાનગી ધર્માદાખાતાના ઉપરિ અધિકારી તરીકે અને રાજા છબીલારામને નાણાંપ્રકરણી કાર્યભારી તરીકે નીમી દીધા હતા. બાદશાહે વાપરેલી તેટલી સત્તા પણ તેને ખુંચવા લાગી અને તેની સામે તેણે મજબૂત વાંધો

ઉડાવ્યો. ઘણા સલાહકારોની સલાહથી બાદશાહે નમતું મૂક્યું; રાજા છબીલારામને આપેલી નાણાંપ્રકરણી કાર્યભારીની જગ્યો બડા ભાઇના પરમમિત્ર લુત્ફુલ્લખાનને આપવાનું કબૂલ કર્યું, ત્યારે બાદશાહના શિક્ષા ગુરૂને આપેલી જગ્યો તેને રહેવા દેવાની, તેમ જ રાજા છબીલા-રામને આગ્રાની સુબાની જગ્યો આપવાની તેણે ઉદારતા દર્શાવી. ( તા. ૨૭–૨–૧૭૧૩ )[૫] બાદશાહના મુગલ મિત્ર મીરજુમલાને ખાનગી કાર્યભારીની, ભવિષ્યમાં મોટી પ્રખ્યાતિ મેળવવાને તેમ જ દક્ષિણમાં મોટું સ્વતંત્ર રાજય સ્થાપવાને સર્જાયેલ મુગલ અમીર ચિનકિલિચખાનને નિજામ–ઉલ–મુલ્કનો ઇલ્કાબ તથા આખા દક્ષિણ દેશના સરસુબા ( Governor–General ) ની તેમજ અંબરના રાજા જયસિંહ સવાઇને માળવાના સુબાની જગ્યાઓ આપવામાં આવી. તેમ કરવામાં બાદશાહનો હેતુ પોતાની આસપાસ સાચા મિત્રોનું કવચ રચવાનો હતો.

એ પ્રમાણે કાર્યભારની વ્યવસ્થા કર્યા પછી ફરૂખસીયરે રાજ્યની બીજી વ્યવસ્થા કરવા તરફ લક્ષ ખેંચ્યું. રાજા છબીલારામને આગ્રાના સુબા તરીકે નિમણુક કરી અને તે બાબતનું ફરમાન પત્ર તૈયાર કરાવી અલ્હાબાદ મોકલાવી દીધું.[૬]

---

૫ Later Mughals Vol. I, p. 284, દિલ્હીમાં તા. ૧૨–૨–૧૭૧૩ ને રોજ પ્રવેશ કર્યો હતો, ત્યાર પછી બે અઠવાડીયાં પછી સદરહુ હકીકત બન્યાનું લખ્યું છે.

૬ જુઓ પરિશિષ્ટ અંક ૭ નું ફરમાનપત્ર.

# પરિશિષ્ટ અંક ૭

## ફેરમાન પત્ર

[ સદરહુ ફેરમાન પત્રની પ્રતિબિંબિત નકલ તથા આગ્રાના સુબાની જગ્યોએ નીમાયા પછી રાજા છબીલારામને બાદશાહની વિધિપૂર્વક થયેલી સલામનું ચિત્ર The Journal of The United Provinces' Historical Society ના ઈ. સ. ૧૯૨૨ ના મે માસના અંક ( પૃ. ૫૬, Vol. III, Part I ) માં પ્રસિદ્ધ થયેલ છે. તેની ઉપર તે મંડળના પ્રમુખ આર. બર્ન સાહેબે સંક્ષેપમાં ટિપ્પણ લખેલ છે. સંયુક્ય પ્રાંતના પ્રસિદ્ધ સાક્ષરશ્રી લાલા સીતારામે પોતાની Struggle between Farukh Seiyar and Jahandar Shah નામની લઘુ પુસ્તિકામાં તે લેખનો ઉલ્લેખ કર્યો છે. ( pp. 36–38 ). બર્ન સાહેબ લખે છે કે—અસલ ફેરમાનપત્ર હોલાંડ દેશના આમસ્ટડ્રામ નગર પાસે આવેલ બુસપ ગામના મ્યુનિસિપલ સેક્રેટરી જે. એચ. ડબલ્યુ રેડિંજીયસને મળ્યું હતું. તે ગૃહસ્થે સદરહુ અસલ પત્ર બર્ન સાહેબને મોકલી આપ્યું. બર્ન સાહેબે તે ફેરમાન પત્ર ફારસી ભાષામાં લખાયું હતું, તેનું ઈંગ્રેજીમાં ભાષાન્તર કરવાને લંડનની ઓરિયંટલ સ્કૂલના પ્રોફેસર સર ટોમસ આર્નોલ્ડ કે. સી. આઇ. ઇ. ને મોકલી આપ્યું હતું.

સદરહુ ફેરમાન પત્રની એક બાજુએ ફેરમાનનો લેખ છે. બીજી બાજુએ ચિત્ર છે. વચમાં સિંહાસન ઉપર બાદશાહ ફરૂખસીયર બેઠેલ છે. જમણી બાજુએ વજીર સૈયદ અબ્દુલાખાન અને રાજા છબીલારામ ઉભા છે. ડાબી બાજુએ સૈયદ હુસેનઅલીખાન અને સીપાહદારખાન[1]

---

ટિપ્પણ–૧ સીપાહદારખાન=ઔરંગજેબનો દુધભાઈ, તેમજ ખાનજહાન કોકલતાશખાનનો પુત્ર. ઔરંગજેબના દરબારમાં તેની વતી

ઉભા છે. ને ફરમાન પત્રના ઇંગ્રેજી ભાષાંતર ઉપરથી નીચે પ્રમાણે તેનું ગુજરાતી ભાષાન્તર કરવામાં આવ્યું છે ].

સુશ્લાઘ્ય અને અભિજાત રાજા છબીલારામ બહાદુર, જેઓ અમારા અનુરક્ત સેવક છે, જેઓ અમારી કૃપા અને કરૂણાના યોગ્ય આસ્પદ છે, જેઓ અમારા નિરવધિ અનુગ્રહોને પાત્ર છે, અને જેઓ અમારી માયા અને ઉદારતાની આશા રાખે છે, તેઓને અમે જણાવીએ છીએ કે–આ પ્રસંગે તેઓના જેવા અમારી ઉપર નિશ્ચળ શ્રદ્ધા અને નિર્મલ ભક્તિ રાખનાર સેવકને અમારા સાન્નિધ્યમાં રાખવા, તે અમને હિતકારક અને ઉચિત લાગે છે. રાજ્યના હિત ખાતર, તેઓના જેવા સામ્રાજ્યનું શ્રેય ઇચ્છનાર પુરૂષ અમારા વિજયક્ષેત્રની મર્યાદામાં હોય, તેજ આવશ્યક છે. તેથી અમારા રાજભક્ત સેવક છબીલરામને અમે ખિલાફતના નિવાસસ્થાન અકબરાબાદ ( આગ્રા ) ની સુબેદારી અર્પણ કરીએ છીએ. જેવું આ અમારૂં ઉદાર ફરમાનપત્ર તેઓને મળે કે તુરત અલ્હાબાદની સુબેદારી અને તેનું આખું ખાતું રાજા ગિરિધર બહાદુરને સોંપીને, તેઓએ બની શકે તેટલી ઝડપથી યમુના નદીની આ બાજુએ આવી પોહોચવું, અને અમારી સર્વગ્રાહી આજ્ઞાઓ અમલમાં લાવવાને માટે અમને રિપોર્ટ કરી મોકલવો. અમારી કૃપા અને ઉદારતાનાં ચિન્હ તરીકે અમારા માંગલિક મહોત્સવ પ્રસંગે અમે તેઓને ખાસ પોષાક મોકલવાની મહેરબાની કરીએ છીએ. અનેક હિતકર સેવાઓ કરવાથી અમારા વિશ્વાસ અને અનુગ્રહોને પાત્ર થઇ ચૂકેલા ઇતિકાદખાન બહાદુરને[2] અમે ફરમાવીએ છીએ કે–અમારી ઐશ્વર્યવાન્ અને તેજસ્વી

---

મહમદ મુરાદ કાશ્મીરી અથવા ઇતિકાદખાન પ્રતિનિધિ તરીકે કામ કરતા હતા. ફરૂખસીયરનો તે હજુરી હતો. Later Mughals, Vol. I, p. 340.

૨ ઇતિકાદખાન=ઔરંગઝેબના દરબારમાં સીપાહદારખાનનો પ્રતિનિધિ. અલીમુરાદ કોકલતાશખાનની મેહેરબાનીથી તે જહાંદારશાહના

હજુર અને રાજા છબીલારામ બહાદુર વચ્ચેનો અમારી અજ્ઞાનુસાર સઘળો પત્રવ્યહાર તેઓએ ચલાવવો. અમે અમારા અદ્વિતીય સ્વામીનિષ્ઠ સેવકને પણ ફરમાવીએ છી એ કે- અમારા તરફથી આવતા સઘળા પત્રોને પ્રત્યુત્તરો તેઓએ ઇતિકાદખ્'ન બહાદુર મારફત રવાને કરવા. અમારી અંતઃકરણપૂર્વક ઇચ્છા છે કે- અમારા ખાસ પત્રો અમે અમારા ખાસ બાદશાહી અંગરક્ષકો સાથે મોકલાવશું, અને તેવા સઘળા પત્રોનો પત્રવ્યવહાર ઉપર્યુક્ત ખાનબહાદુર તેમજ અમારા વિશ્વાસુ નોકર અમીનુદ્દીનખાને[3] ચલાવવો. રાજા છબીલારામને અમે ફરીથી જણાવીએ છીએ કે-અમારી જે કૃપાદષ્ટિ છે, તેમાં નિરંતર વૃદ્ધિ થતી રહેશે.

---

દરબારમાં પાંચહજારીની મનસબની પદવીએ ચઢયો હતો. ફરૂખસીયરનો બહુ વિશ્વાસપાત્ર અધિકારી હતો; સૈયદભાઇઓની ખટખટ તોડવાને તેને પોતાની હજુરમાં રાખી મીરતુજકની પદવીએ ચઢાવ્યો હતો. તેજ પ્રસંગે તેને ઇતિકાદખાનનો ઇલ્કાબ આપ્યો હતો. ફરૂખસીયરને કેદ પકડયા પછી સૈયદભાઇઓએ તેની બહુ દુર્દશા કરી હતી.

Later Mughals, Vol. I, pp. 275-304-340-351 and Vol. II pp. 386-388.

૩ અમીનુદ્દીનખાન=ફરૂખસીયરના પિતા આઝીમ-ઉશ-શાનનો તે કાર્યભારી હતો. જહાંદારશાહના સમયમાં તે સરકારી નોકરીમાં દાખલ થયો હતો. ફરૂખસીયરે તેને પોતાના ખીદમતદારની જગ્યો આપી હતી. મહમદશાહબાદશાહે તેને હજુરખાતાના ઉપરિ અધિકારી બનાવ્યો હતો અને સંભલ-પ્રગણાની ત્રણલાખ રૂપીઆની જાગીર આપી હતી. Later Mughals, Vol. I p. 133 and Vol. II, p. 382; as well as Maasir-ul-Umra translated by Beveridge pp. 240-241

તેમજ બીજાં સાધનો પણ નહતાં. છતાં બાદશાહના હુકુમને માન આપી, તેઓ એકદમ ચૂડામણની પાછળ પડયા, તે સાથે બાદશાહને વિશેષ મદદ મોકલવા અરજપત્ર પણ મોકલી દીધો. બાદશાહની ગમે તેટલી ઇચ્છા છતાં વજીર સાહેબ સૈયદ અબ્દુલાખાંને બની શકે તેટલી ઢીલ કરી, પરિણામે બિલકૂલ મદદ મોકલી નહિ; તેથી છબીલારામનો પ્રયત્ન નિષ્ફળ થયો. છબીલારામને આગ્રેથી દૂર ખસેડવા એવી સૈયદભાઇઓની ઉત્કટ ઇચ્છા હતી. આ સંધિનો લાભ લઇને બાદશાહની ગમે તેટલી અનિચ્છા હોવા છતાં ઇ. સ. ૧૭૧૩ ના સપ્ટેંબરમાસમાં તેઓની આગ્રેથી અલ્હાબાદ બદલી કરાવી અને પોતાના એક બીજા હિતશત્રુ સમસમ-ઉદ્દૌલાખાનની ત્યાં નિમણુંક કરાવી.*

ત્યારપછીના જાટોના ઇતિહાસ સાથે પ્રસ્તુત વિષયને કંઇ સંબંધ નથી. છતાં એટલું કહેવાની આવશ્યકતા છે કે-ખાનસાહેબ સૈયદોનો હેતુ પાર ગયો હતો, તેથી ચૂડામણનું બળમાપી લઇને પ્રથમથી જ તે ચેતી ગયો. નિષ્ફળ રક્તપાત કરાવવાનું તેને ઉચિત લાગ્યું નહિ અને ચૂડામણને મનસાનતી સલાહ કરવાની શરતો બાદશાહપાસે મંજુર કરાવી દીધી. પરંતુ એટલેથી ચૂડામણની તૃષ્ણા તૃપ્ત થાય તેવી ન હતી. મુગલબાદશાહીના બંધો દિનપ્રતિદિન શિથિલ થતા જોઇને એક નાનું સરખું રાજ્ય સ્થાપવાની આકાંક્ષા સફળ કરવાનો ઉદ્યમ તેણે ચાલુ રાખ્યો. ફરૂખસીયરનો સૈયદો ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો હતો. રજપુત રાજાઓ અને છબીલારામ વગેરે હિંદુઓ ઉપર તેની આસ્થા વધતી જતી હતી. સૈયદ અબ્દુલ્લાખાનની સલાહની રાહ જોયા વિના

---

* Early in Farrukh-syiar's reign Chhabelaram, then Subedar of Agra, received orders to march against Churaman, and efforts to reduce his power were continued for a long time without success owing to underhand opposition of the Wazir and his brother.—Later Mughals. Vol. I, p. 323. તથા માસીર-ઉલ-ઉમરા પુ. ૨, પૃ. ૩૨૮.

તેણે અંબરના રાજા જયસિંહ સવાઇને ચૂડામણની સત્તા જડમૂળથી ઉખેડી નાંખવા નિયુક્ત કર્યો. તેઓની મદદમાં બુંદીના રાજા બુદ્ધસિંહ, કોટાના રાજા ભીમસિંહ અને નરવરના રાજા ગજસિંહને પણ ગોઠવી દીધા. પરંતુ સૈયદોએ મુસલમાની કુટિલ રાજનીતિનો આશ્રય લઇ પોતાના મામા ખાનજહાનને ઉપરથી જયસિંહને મદદ આપવાને મિષે, પણ ગુપ્તપણે ચૂડામણને સગવડતા કરી આપવાને મોકલાવ્યો. પરિણામ સૈયદોની ઇચ્છાનુસાર જ આવ્યું. રજપુત રાજાઓ નાલાયક ઠર્યા અને ચૂડામણને ફરી મનમાનતી શરતો કરી આપી. તે શરતોમાં વજીર સાહેબ પોતે પણ તેની પાસેથી વીશ લાખ રૂપીઆ જમી ગયા.* આ પ્રસંગથી જાટો વધારે બળવાન્ થયા અને પોતાને ફાવે તેમ વર્તવા લાગ્યા. સૈયદ ભાઇઓની હયાતીબાદ મહમદશાહ બાદશાહના હુકુમથી તેજ રાજા જયસિંહ સવાઇ અને રાજા છબીલારામના ભત્રીજા રાજા ગિરિધર બહાદૂર તથા ઓરછાના બુંદેલા મહારાવ અર્જુનસિંહે ચૂડામણના ત્રાસનો અંત આણ્યો.† છતાં જાટો નિર્મૂળ થઇ શકયા નહિ. ધીમે ધીમે ભરતપૂરનું રાજ્ય સ્થાપી રજપુતોની સ્પર્ધા કરવા જેટલા ભાગ્યશાલી થઇ શકયા. આ સઘળી હકીકતો ઉપરથી સહજ પ્રતીત થાય છે કે–રાજા છબીલારામ એકલે હાથે ચૂડામણને વશ ન કરી શકયા, તેનું કારણ તેઓની નિર્બલતા નહતી, પરંતુ સૈયદભાઇઓનો વિદ્વેષ અને કુટિલ પ્રપંચ, એજ મુખ્ય કારણો હતાં. રાજા છબીલારામ સૈયદોની દૃષ્ટિથી દૂર રહેવામાં જ પોતાની ક્ષેમકુશલતા સમજતા હતા. બદલીનો હુકુમ મળ્યો કે તુરત તેઓ આગ્રા છોડી અલ્હાબાદ ચાલ્યા ગયા.

---

* તેજ, પુ. ૧ પૃ. ૩૨૯.

† તેજ, પુ. ૨, પૃ. ૧૨૧–૧૨૪ ચૂડામણ ઉપર આક્રમણ કર્યાં પહેલાં તેણે પોતાના પુત્રોના બળવાથી ભગ્નહૃદય થઇ વિષ પીને પ્રાણત્યાગ કર્યો હતો. (સપ્ટેંબર અથવા અકટોબર ઈ. સ. ૧૯૨૧) ઈ. સ. ૧૯૨૨ ના નવેંબરમાં તેના કિલ્લાઓ લઈ લેવામાં આવ્યા અને તેના પુત્ર બદનસિંહને શરણ થવાની ફરજ પડી. જ્યેષ્ટ પુત્ર નાશીને જોધપુરના મહારાજા અજિતસિંહના આશ્રમમાં રહ્યો.

# પ્રકરણ ૮ મું.

## જિજિયાવેરો અને તેનો સમૂળ ઉચ્છેદ.

( તા. ૨૫ નવેંબર ઇ. સ. ૧૭૨૦ )

ઉપર કહેવામાં આવ્યું છે તેમ, રાજા છબીલારામ જ્યારે આગ્રા મુકામે બાદશાહ ફેરૂખસીયરની સેવામાં હાજર હતા, ત્યારે હિંદુ પ્રજાનો પ્રેમ તથા વિશ્વાસ સંપાદન કરવાના હેતુથી બાદશાહને અત્યાગ્રહ કરી, તેઓએ જિજિયાવેરો માફ કરાવ્યો હતો. પરંતુ શુંભનિશુંભના સેનાની રક્તબીજની પેઠે અથવા ગ્રીક પુરાણના હાઇડ્રા નામના રાક્ષસની પેઠે તેનો ગમે તેટલી વાર વધ કરવામાં આવે, તે છતાં તે પુનઃ પુનઃ સજીવન થતો હતો.

જિજિયાવેરાનું સ્વરૂપ અને તેનો પૂર્વ ઇતિહાસ

જિજિયાવેરો શા માટે એટલો બધો અકારો થઇ પડયો હતો, તેનું કંઇ પણ વિવેચન કર્યા વિના તેનો ખરો ખ્યાલ આવી શકે નહિ. મુસલમાની ધર્મશાસ્ત્ર પ્રમાણે વિજિત પ્રજાને ઝીમી એટલે ગુલામ ગણવામાં આવતી હતી. કોઇ પણ નગર કે ગ્રામ જીતાય કે તુરત તેની આખી પ્રજાએ મુસલમાની ધર્મ અંગીકાર કરવો જ જોઇએ, ન

કરે તો તેઓની સંપત્તિ જપ્ત થવાને પાત્ર ગણાતી હતી, તેમ જ સ્ત્રીઓ, પુરૂષો અને બાળકો પણ ગુલામોની સ્થિતિમાં હોવાથી વેચાવી ખાવાને પાત્ર ગણાતાં હતાં. આ શિક્ષામાંથી બચવાનો માત્ર એક જ ઉપાય હતો: તે એ હતો કે તેઓએ માનભંગ થઈને વિજેતાની ગુલામગીરી સ્વીકારવી અને નિર્વિઘ્ન રહેવાના બદલામાં તેઓએ જિજિયાવેરો એટલે હડીયાવેરો અથવા મુંડકાવેરો આપવાની કબુલત આપવી. ઇ. સ. ૭૧૨ માં મહમદ કાસીમે જ્યારે સિંધદેશ જીતી લીધો, ત્યારે તેણે પ્રથમ ત્યાંની પ્રજા ઉપર આ કર નાંખ્યો હતો. આ કરનું લેવાણ કરવાને ગરીબ, મધ્યમ અને ધનવાન્–એવા ત્રણ વર્ગો પાડયા હતા. ૨૦૦ દ્રમ અથવા આજને હીસાબે રૂ. ૧૨૫૦ ની કિમ્મત સુધીની મીલ્કત ધરાવનારો ગરીબ વર્ગમાં ગણાતો હતો. ૨૦૦ દ્રમથી ૧૦૦૦ દ્રમ અથવા આજને હીસાબે રૂ. ૧૨૫૦ થી રૂ. ૬૨૫૦૦ સુધીની મીલ્કતવાળાને મધ્યમ વર્ગમાં અને તેથી વિશેષ મીલ્કતવાળાને ધનવાનના વર્ગમાં મૂકવામાં આવતો હતો. ગરીબ વર્ગવાળા પાસેથી પ્રતિવર્ષ ૧૨ દ્રમ અથવા તે સમયના રૂ. ૩–૩–૬ અથવા ઘઉં મણ ૯ બંગાળી લેવામાં આવતા હતા; એટલે આજને હીસાબે ૯ મણ ઘઉંની કિમ્મત રૂ. ૫૦ લગભગ થાય. મધ્યમ વર્ગવાળા પાસેથી તેથી બમણો કર એટલે ૨૪ દ્રમ અથવા તે સમયના રૂ. ૬–૭–૦ અથવા ૧૮ મણ બંગાળી ઘઉં અથવા આજના હીસાબે ગણીએ તો રૂ. ૧૦૦ લેવામાં આવતા હતા. ધનવાન્ પાસેથી તેથી બમણો એટલે ૪૮ દ્રમ અથવા તે સમયના રૂ. ૧૨–૧૪–૦ અથવા ૩૬ મણ બંગાળી ઘઉં અથવા આજને હીસાબે ગણીએ તો રૂ. ૨૦૦ લેવામાં આવતા હતા.* આ કર ૧૪ વર્ષ અથવા

---

* History of Aurangzib by Jadu Nath Sarkar M. A. Vol. III pp. 305–318. વધારે વિસ્તાર માટે જુઓ Encyclopaedia of Islam Vol. I, pp. 1051–1052.

દાબ અને ઉન્માદ સહન કરી શક્યો નહિ. સૈયદોની સત્તા તોડવાના હેતુથી, તેણે તેઓના કટ્ટા વિદ્વેષી, ઔરંગજેબના જુલ્મી વજીર ઇનાયત ઉલ્લાહખાનને નાણાં પ્રકરણી કાર્યભારીની જગ્યો આપી. ઇનાયત-ઉલ્લાહખાન કંઇ સૈયદોથી ઉતરે તેવો ન હતો. હિંદુઓનો તે પૂર્વ-ભવનો વેરી હતો, અને તેણે જ ઔરંગજેબને ફરી જિજિયાવેરો દાખલ કરવાની સલાહ આપી હતી. આ વખતે ફરી તેને લાગ મળ્યો. ફરૂખસીયર જેવા દુર્બલહૃદય બાદશાહને વશ કરવો, તે કંઇ કઠિન ન હતું. તેની સલાહથી બાદશાહે ઇ. સ. ૧૭૧૭ ના એપ્રિલ માસમાં તે કર ફરી દાખલ કર્યો.† પરંતુ બાદશાહને લોહીથી ખરડાયેલા તે કર-ધનનો ઉપભોગ કરવાનો સમય જ આવ્યો નહિ. જોધપુરના મહારાજા અજિતસિંહે સૈયદોના દબાણથી પોતાની પુત્રી બાદશાહને પરણાવી હતી. તેઓ પણ સૈયદોના પક્ષમાં ભળી ગયા. બાદશાહ જે જે અમીરોને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કરતો હતો, તેઓ પણ સૈયદોનું અપ્રતિહત બળ જોઇને તેઓને જ શરણ થતા હતા. સૈયદ હુસેન અલીખાનને દક્ષિણનો સરસુબો બનાવ્યો હતો. આ પ્રસંગે બાદશાહને પદચ્યુત કરવાના હેતુથી તેણે મુસલમાનોના હડહડતા વૈરી મરાઠાઓ સાથે ગુપ્ત સંધિ કરી, અને તેઓની સેના સાથે તે દિલ્હી પહોચી ગયો. પ્રસિદ્ધ લુંટારા સરદાર ચૂડામણ જાટની પણ તેઓને ઓશીયાળી ભોગવવી પડી. છેવટે મહારાજા અજિતસિંહ પણ તેઓએ ગુંથેલા ષડયંત્રમાં સામેલ થયા, બાદશાહનો મહેલ ઘેરી લીધો, કેટલાક વફાદાર અમીરો બળવો ઉઠાવી બાદશાહની મદદે દોડયા, દિલ્હીની આખી પ્રજા સૈયદોના હરામીપણાને છડેચોક નિંદવા લાગી અને તેણે બળવાનું સ્વરૂપ પકડયું. મામલો આવી રીતે કથળી ગયેલો જોઇને સૈયદોએ ફરૂખ-સીયરના કાકાના દીકરા રફી-ઉદદરજાતને અંતઃપુરમાંથી પકડી મગાવ્યો, અને બની શકે તેટલી ત્વરાથી દરબાર ભરીને તે વીશ વર્ષના વ્યાધિ-

† જુઓ Later Mughals Vol. I, p. 334.

ગ્રસ્ત યુવકને સૈયદોએ અને મહારાજા અજિતસિંહે દિલ્હીના મયુરાસન ઉપર બેસાડી હિંદુસ્થાનનો બાદશાહ બનાવી દીધો. ( તા. ૨૯ ફેબ્રુઆરી ઇ. સ. ૧૭૧૯ ). તેમ છતાં ઉશ્કેરાઇ ગયેલી પ્રજા બિલકૂલ શાંત પડે તેમ ન હતી. પ્રજામાં શાંતિનું વાતાવરણ ફેલાવવાની પૂરી આવશ્યકતા હતી. તે પરિસ્થિતિનો લાભ લઇને તેજ પ્રસંગે મહારાજા અજિતસિંહ, કોટાના રાજા ભીમસિંહ અને રાજા રત્નચંદ્રે જિજિયો કાઢી નાંખવાની માગણી કરી. સૈયદોને તે માગણી સ્વીકાર્યા વિના છુટકો ન હતો. તુરત રાજસભામાં જિજિયાવેરો કાઢી નાંખવાનું જાહેરનામું વાંચી સંભળાવ્યું.* એ રીતે તે રક્તબીજ રાક્ષસને પુનઃ ત્રીજીવાર યમાલયમાં પોહોચાડી દીધો.

સૈયદોએ સમયને અનુસરીને જિજિયાવેરો કાઢી નાંખવાનું વચન આપ્યું, પરંતુ તેનો અમલ કરાવવાની તેઓની હાર્દિક ઇચ્છાપણ ન હતી, તેમજ અવકાશ પણ ન હતો. જે ફરૂખસીયરને તેઓએ આગ્રાના યુદ્ધમાં પોતાના પ્રાણો અર્પણ કર્યા હતા. તેજ ફરૂખસીયરને તેઓએ અંતઃપુરમાંથી પકડી મગાવ્યો, વડા ભ્રાતા અબદલ્લાખાને પોતે જ તેની આંખો ફોડી નાંખી અને તેને કારાગૃહમાં પુરાવી દીધો. ( તા. ૨૮–૨–૧૭૧૯ ). કારાગૃહમાં પણ તેના ઉપર અત્યાચાર કરવાની ખામી રાખી નહિ. છેવટે તા. ૨૮–૪–૧૭૧૯ ને રોજ મારા મોકલી તેને મારી નંખાવ્યો. ફરૂખસીયરના જે અમીરોએ ખુલ્લી રીતે તેને સાહાય્ય કરવાનો પ્રયત્ન કર્યો હતો, તેઓને પકડી મગાવી, તેઓનો સંહાર કરી નાંખ્યો અને તેઓનાં ઘરબાર લુંટી લીધાં. બાદશાહનો ખાનગી ખજાનો વડાભાઇએ હાથ કર્યો અને તેણે એકલાએ સ્વાહા કર્યો. છોટાભાઇથી તે સાંખી શકાયું નહિ, ડાહ્યા દીવાન રત્નચંદ્રની સલાહ સ્વીકારી અને પ્રતિપક્ષી અમીરોની જગ્યાઓ અને જાગીરો

---

* તેજ પૃ. ૪૯૫

સૈયદ હુસેન અલીખાનના ખુશામદીઓઓને વેંહેચી આપી. એ રીતે દિલ્હીમાં જાગેલા બળવાનું સાંત્વન કર્યું. મહારાજા અજિતસિંહ દિલ્હીની પ્રજામાં બહુ અકારા થઇ પડ્યા, જ્યારે જ્યારે તેઓ પ્રજાજનોના દૃષ્ટિપથમાં આવતા, ત્યારે ત્યારે "જમાઇખોર!" "જમાઇ ખોર!" જેવા શબ્દોથી સૌ વધાવી લેતા હતા.× તેઓએ પણ કંટાળીને રૂખસદ લીધી. પરંતુ ફરૂખસીયરની દુર્દશા કરવાના બદલામાં તેઓને ગુજરાતની સુબાગીરી આપવામાં આવી. મહારાજા જયસિંહને તો પ્રથમથીજ વળાવી દીધા હતા. નિજામ-ઉલ-મુલ્કે આ ષડયંત્રમાં કંઇ પણ સક્રિય ભાગ લીધો ન હતો, છતાં તેની અંતરની ભાવના તો ફરૂખસીયર પ્રતિ જ હતી. તે કારણથી તેને માળવાનો સુબો બનાવી વિદાય કરી દીધો. ( ૧૫-૩-૧૭૧૯ ).

એ રીતે બન્ને ભાઇઓના મનોરથો સફળ થયા, પરંતુ તેની કિમ્મતમાં બાદશાહીના પાયા ગરબડાવી નાંખવાની તેઓને જરૂર પડી. મરાઠી સેનાને વિદાય કરી, પણ તે સાથે દક્ષિણના ખાલસા પ્રાંતોની ચોથ તથા સરદેશમુખીની તેમજ શિવાજી મહારાજે મેળવેલા પ્રદેશો ઉપર સ્વરાજ્યના હકોની સનદો સૈયદોએ પોતે મહારાષ્ટ્રાધિપતિ શાહુ-છત્રપતિને કરી આપી. ( તા. ૩૦-૩-૧૭૧૯ ).

રાજધાનીના નગરમાં પોતાની સામે વક્રદૃષ્ટિથી જોવાની કોઇમાં હિમ્મત તેઓએ રહેવા દીધી નહિ. પરંતુ બુંદીના રાજા બુદ્ધસિંહ અને અલ્હાબાદના સુબા રાજા છબીલારામ બહાદુર ફરૂખસીયરના પૂરા વફાદાર છે, એમ તેઓના જાણવામાં હતું. ફરૂખસીયરને પકડવાની ધમાલ ચાલી રહી હતી, તેવે પ્રસંગે દિલ્હીની બહારની પ્રજામાં પણ તેટલોજ અસંતોષ અને ત્રાસ

---

× તેજ, પૃ. ૪૦૮. ખાફીખાન, કાસીમ, કામવાર અને મહમદ ઉમરના ઇતિહાસોના આધારો ટાંકવામાં આવ્યા છે.

વ્યાપી રહ્યો હતો. આગ્રાના કિલ્લામાં ઔરંગઝેબના પુત્ર અકબરના પુત્ર નેકુસીયરને નજરકેદ રાખવામાં આવ્યો હતો. ત્યાંનો કિલ્લેદાર નેકુસીયરના કામદાર મિત્રસેનની પ્રેરણાથી બળવો ઉઠાવવાની તજવીજ કરતો હતો. તેને રાજા છબીલારામ છુપી રીતે મદદ આપે છે, તેવી શંકા લાવીને, સદ્વર્તનની જામીનગીરી તરીકે રાજા ગિરિધર બહાદુરને સૈયદોએ દિલ્હીમાં બોલાવ્યા અને તેઓને તુરત જ નજરકેદ કર્યા. (તા. ૨૫–૨–૧૭૧૯). ત્યારપછી સૈયદોનો ઇતિહાસ, તે મુગલ બાદશાહીના વિનિપાતની પરંપરાનો ઇતિહાસ છે.

તા. ૨૮–૨–૧૭૧૯ ને રોજ ફરૂખસીયરને તેઓએ પકડયો ત્યારથી તે તા. ૧૩–૧૧–૧૭૨૦ ને રોજ તેઓનો અંત આવી ગયો, ત્યાં સુધી લગભગ પોણા બે વર્ષના અંતરમાં તેઓએ દિલ્હીના સામ્રાજ્યના સિંહાસન ઉપર ચાર બાદશાહોને બેસાડયા અને ત્રણ બાદશાહોને ઉઠાડયા. રજપુતાનાના રાજાઓમાં કુસુંપ કરાવ્યો. રાજા જયસિંહ સવાઇ તથા બુંદીના રાજા બુધસિંહ હાડા દિલ્હીની ગાદીને અવિચ્છિન્ન-પણે વફાદાર રહ્યા હતા, ત્યારે જોધપુરના મહારાજા અજિતસિંહ, કોટાના રાજા ભીમસિંહ અને નરવરના* રાજા ગજસિંહને તેઓ પોતાના પક્ષમાં ભેળવી શક્યા હતા. આગ્રાનો બળવો સમાવવા સૈયદ હુસેન અલીખાન પોતે ગયો. તેણે બળવો સમાવ્યો, પણ જૂના કાળથી કિલ્લામાં સંગ્રહી રાખેલો બાદશાહી ખજાનો શોધી કાઢયો અને વડાભાઇએ ફરૂખસીયરનો ખજાનો આત્મસાત્ કર્યો હતો, તે પ્રસંગનું સ્મરણ કરીને તે સઘળો ખજાનો પોતે એકલો પચાવી પડયો. દરમ્યાન સૈયદ અબદલ્લાખાન દિલ્હીમાં બાદશાહની ફેરબદલી કરવાના કામમાં ગુંથાઇ ગયો હતો.

* નરવર–મધ્ય પ્રાંતમાં ગ્વાલીયરના રાજ્યમાં આવેલું એક શેહેર. તેનું મૂળ નામ પદ્માવતી હતું અને ઈ. સ. ના ચૌથા સૈકા સુધી નાગરાજાઓ ત્યાં રાજ્ય કરતા હતા. મુગલોના સમયમાં કુશ વંશીય અથવા કચ્છવાહવંશીય રાજાઓનું ત્યાં રાજ્ય હતું, હિંદી વિશ્વકોષ, પુ. ૧૧, પૃ. ૪૩૨.

રફી–ઉદ્દરજાતે સ્વેચ્છાથી ગાદી સ્વીકારી નહતી, ક્ષયના વ્યાધીથી તે પીડાતો હતો, સૈયદોનું ત્રાસદાયક વર્તન સહન કરી શકતો નહતો. રંગીલા સૈયદ અબ્દલાખાને તેની બેગમ ઉપર પણ કુદૃષ્ટિ કરવાની ધૃષ્ટતા કરી હતી. તે સર્વ કારણોથી તા. ૪–૬–૧૭૧૯ ને રોજ તેણે દિલ્હીની બાદશાહીનો વિધિપૂર્વક ત્યાગ કર્યો, તેની જગ્યોએ વજીરસાહેબે તેના ભાઇ રફી–ઉદ્દૌલાને પકડી મગાવી ધકેલી દીધો. બાદશાહોની ફેરબદલીના કામોથી પરવારતાં, તેના જાણવામાં આવ્યું કે–નાનાભાઇને આગ્રાના કિલ્લામાંથી અસંખ્ય ધન મળ્યું છે. તે સમાચાર સાંભળતાં જ બાદશાહને સાથે લઇ તે આગ્રા તરફ દોડી આવ્યો. માર્ગમાં ફતેહપુરની પાસે આવેલા વિદ્યાપુર ગામની સીમમાં છાવણી જમાવી. આ તકનો લાભ લઇને રાજા ગિરિધર બહાદુર શિવાજી મહારાજની જેમ યુક્તિ-પ્રયુક્તિઓ કરીને દિલ્હીના કેદખાનામાંથી નાશી ગયા અને નિર્વિઘ્ન અલ્હાબાદ પોહોચી ગયા. ( તા. ૧–૮–૧૭૧૯ ). બડાભાઇ છંછેડાયેલા નાગની પેઠે ફુંફાડા મારતા ધસ્યા આવે છે, તેવા ખબર મળતાં જ સૈયદ હુસેન અલીખાન શરણુ આવેલ નેકુસીયરને સાથે લઇને વિદ્યાપુરની છાવણીમાં પોહોચી ગયો, નેકુસીયરને અર્પણ કર્યો અને તેને જન્મ પર્યન્ત કારાગ્રહમાં પુરી રાખવા દિલ્હી મોકલાવી દીધો. પરંતુ તેટલાથી કંઇ બડાભાઇની ક્રોધજ્વાલા ઓલવાય તેમ નહતી. આ પ્રસંગે પણ રાજા રતનચંદ્રે કજીઓ પતાવ્યો, લુંટના માલમાંથી અર્ધ ભાગ મોટા-ભાઇને અપાવ્યો.×

આગ્રાના બળવામાં મિત્રસેનની પ્રેરણાથી નેકુસીયરને મદદ આપવા મહારાજા જયસિંહ સવાઇએ સઘળી તૈયારીઓ કરી રાખી હતી. પરંતુ તેઓએ રાજા છબીલારામ અને માળવાના સુબા નિજામ–ઉલ–મુલ્કની

× મુસલમાન ઇતિહાસકારો તે લુંટની કિમ્મત બેથી ત્રણ ક્રોડ રૂપીઆ સુધીની આંકે છે. છતાં સૈયદ હુસેનઅલીખાને મોટા ભાઇને માત્ર અઠ્ઠાવીશ લાખ રૂપીઆ આપ્યા હતા. Later Mughals. Vol. I, p. 428.

મદદની આશા રાખી હતી, તેમાં તેઓ નિષ્ફળ ગયા હતા. છતાં બળવાખોરને મદદ આપવા એક મોટી સેના લઇને તેઓ અંબરથી નીકળ્યા, પરંતુ પોતાની હદમાં જ ટોડા ગામે મુકામ કરી પડી રહ્યા. સૈયદોને તેઓની સાથે યુદ્ધ કરવાનું પાલવે તેમ નહતું, તેથી તેઓની માગણીઓ પ્રમાણે તેઓની સાથે સલાહ કરવાની જરૂર પડી. વીશ લાખ રૂપીઆ રોકડા ઉપરાંત અમદાવાદથી સુરત સુધી ગુજરાત પ્રાંતની સુબેદારી આપીને તેઓનું મન મનાવ્યું. ( તા. ૧૨–૧૦–૧૭૧૯ ). જોધપુરના મહારાજા અજિતસિંહની સુબેદારીમાં તે સમયે ગુજરાત પ્રાંત હતો. પરંતુ સૈયદભાઇઓને રાજી રાખવાના હેતુથી તેઓએ ગુજરાત પ્રાંત છોડી દીધો, તેના બદલામાં અજમેર પ્રાંતની સુબેદારી તેઓને અર્પવામાં આવી. એ રીતે અજમેરથી સુરત સુધી આખો પ્રદેશ રજપુત રાજાઓના હાથમાં આવ્યો. ( તા. ૫–૧૧–૧૭૧૯ ).*

દરમ્યાન વિદ્યાપુરની છાવણીમાં બાદશાહ રફી-ઉદ્દૌલાનું મૃત્યુ થયું હતું. ( તા. ૧૭–૯–૧૭૧૯ ). તેની જગ્યાએ તેના પિત્રાઇ ભાઇ, જહાનશાહના પુત્ર મહમદશાહને ગાદીએ બેસાડયો (તા. ૨૮–૯–૧૭૧૯).

બુંદીના રાવરાજા બુધસિંહને ફરૂખસીયરને પકડયા પહેલાં જ દીલ્હીથી વળાવી દીધા હતા. તે પ્રસંગે તેઓએ તેઓના પિત્રાઇભાઇ કોટાના રાજા ભીમસિંહને ઉશ્કેર્યો. બન્ને ભાઇઓમાં એવો વિગ્રહાનલ સળગાવ્યો કે જેને પરિણામે રાજા બુધસિંહ વિપત્તિની પરંપરામાં આવી પડયો.×

એ રીતે મહારાજા જયસિંહનું સામદામથી અને રાવરાજા બુધસિંહનું ભેદથી પતી ગયા પછી રાજા છબીલારામનો વારો આવ્યો. તેઓને પકડવા અને અલ્હાબાદનો કિલ્લો તાબે કરવા સૈયદોએ મોટું

---

* અર્વિન કૃત ' ઉત્તર મુગલો ', પુ. ૨, પૃ. ૪.

× તેજ, પૃ. ૫–૬.

લશ્કર મોકલ્યું. રાજા છબીલારામ તે લશ્કરને વધાવી લેવા કિલ્લામાંથી બહાર આવીને મેદાનમાં પડયા, તેવામાં સૈયદ અબ્દલ્લાખાન તરફથી આવેલો વિષલિપ્ત પત્ર વાંચવાનું શરૂ કરતાં જ, તેઓનો સ્વર્ગવાસ થયો. ( તા. ૧–૧૧–૧૭૧૯ ). સૈયદભાઇઓ આમ રાજા છબીલરામને પોતાના માર્ગમાંથી દૂર કરી શકયા, પરંતુ રાજા ગિરિધર બહાદુર ગાંજ્યા જાય, તેવા નહતા. પન્નાના મહારાજા છત્રસાલ બુંદેલા, બુંદીના રાજા બુધસિંહ હાડા અને અલ્હાબાદ પ્રાંતના ચંદેલ રજપુત જમીનદારોની તેઓને પુરતી સાહાય્ય હતી. સૈયદોના લશ્કરી અમલદારોએ કિલ્લો તાબે કરવા તનતોડ મહેનત કરી, પરંતુ જયારે તેઓ ફાવ્યા નહિ, ત્યારે રાજા રત્નચંદ્રને સંધિની વિષ્ટિ કરવા મોકલ્યા. રાજા રત્નચંદ્રે તેઓને અયોધ્યાની સુબેદારી, લખનઉ અને ગૌરખપુરની ફોજદારી, રાજા બહાદુરનો ઇલકાબ અને પાંચ હજાર સ્વારની મનસબદારી આપવાનો ઠરાવ કર્યો, તદુપરાંત ત્રીશલાખ રૂપીઆ રોકડા આપવા ઠરાવ્યા. તે શરતોનો સ્વીકાર કરી રાજા ગિરિધર બહાદુર અલ્હાબાદ છોડી અયોધ્યે ગયા. ( તા. ૧૧–૫–૧૭૨૦ ).×

રાજા ગિરિધરબહાદુરનો એ રીતે નીકાલ કર્યા પછી, સૈયદોને માળવાના સુબા નિજામ–ઉલ–મુલ્કનો પ્રચંડ ભય હતો, તેનો તેઓએ ઘાટ ઘડવાની બાજી રમવા માંડી. પરંતુ હવે તેઓ પૂર્વજન્માર્જિત પુણ્ય પરવારી બેઠા હતા; નિજામ–ઉલ–મુલ્કને સળગાવી દેવા જે દાવાનળ તેઓએ પ્રકટયો, તેજ દાવાનળમાં તેઓ પોતે ઝંપલાયા અને ભસ્મીભૂત થઇ ગયા. નિજામ–ઉલ–મુલ્કનો કાકો મહમદ અમીનખાન દિલ્હીદરબામાં તેનો પ્રતિનિધિ હતો. એક તરફથી તે મુગલ અમીરો અને સરદારોને પોતાના પક્ષમાં એકઠો કરતો હતો અને બીજી તરફ સૈયદોના પ્રપંચોથી નિજામ–ઉલ–મુલ્કને પૂરેપૂરો વાકેફ રાખતો હતો. આ સમયે એટલે

---

× તેજ, પૃ. ૧૫

તા. ૧૪-૧૨-૧૭૧૯ તે રોજ સૈયદો બાદશાહ મહમદશાહને વિદ્યાપુરથી લઇને આગ્રામાં આવીને રહ્યા. નિજામ-ઉલ-મુલ્ક સૈયદોની ખટપટથી ચેતી ગયો. તેણે માળવામાં રહેરહે મોટું લશ્કર એકઠું કર્યું, અને દક્ષિણમાં પ્રવેશ કરી ઔરંગાબાદ કબજે કરવાની તૈયારી કરી. પ્રથમ તો તેણે અલીગઢ અને બુરાનપુરના ફોજદારો સાથે છુપી સલાહ કરી. તેઓએ તે બન્ને કિલ્લા તેને સોંપી દીધા. સૈયદો આ બનાવથી ચમકી ગયા અને દિલાવરખાનને મોટી સેના આપી, તેનો પરાભવ કરવા મોકલ્યો. દિલાવરખાનને બુરાનપુર પાસે આવેલા પંદર ગામ પાસે નિજામ-ઉલ--મુલ્ક સાથે યુદ્ધ કર્યું; પરતુ તેમાં તે પોતે હાર્યો અને મરાયો. તેની મદદે કોટાના રાજા ભીમસિંહ હાડા અને નરવરના રાજા ગજસિંહ કચ્છ-વાહને મોકલ્યા હતા, તેઓની પણ તેજ દશા થઇ (તા. ૧૯-૬-૧૭૨૦) આ ખબર સાંભળી સૈયદોએ વધારે જટિલ કપટવ્યૂહ અજમાવવાનો યત્ન કર્યો. નિજામ-ઉલ-મુલ્કનો વિશ્વાસ સંપાદન કરવા તથા તેને વિશેષ પ્રવૃત્તિ કરતાં અટકાવવા, તેની ઉપર દક્ષિણના સરસુબાની નિમણુંકની સનદ મોકલી દીધી અને ઔરંગાબાદ જઇ અધિકાર સંભાળી લેવાની આજ્ઞા કરી. બીજા હાથ તરફ ઔરંગાબાદનો સરસુબો પોતાનો ભત્રીજો આલમઅલીખાન હતો, તેને ગુપ્તપત્રથી એવું ફરમાન મોકલ્યું કે તેણે નિજામને અધિકાર સોંપવો નહિ, બને તેટલું બળ એકત્ર કરી, મરાઠાઓની પૂરેપૂરી મદદ લઇ તેની સાથે સગ્રામ કરવો અને તેને જીવતો પકડી દિલ્હી મોકલાવી દેવો અથવા જીવથી મારી નાંખવો. સૈયદ આલમઅલીખાન માત્ર વીશ વર્ષનો યુવક હતો, છતાં બની શકે તેટલી તૈયારી કરી તેમજ મરાઠાઓની મોટી મદદ લઇ નિજામની સામે થવા ઔરંગાબાદથી એક પ્રચંડ સેના લઇને નીકળ્યો. બલપુરગામ* પાસે બે સેનાઓનો ભેટો થયો, ભીષણ ઘર્ષણ થયું; પરંતુ

* વરાડ પ્રાંતમાં અકોલાથી ૧૬ માઇલ દૂર આવેલું ગામ. એક તરફથી તે ગામ બુરાનપુરથી ૬૫ માઇલ દૂર છે, તેમજ બીજી તરફ ઔરંગાબાદથી પણ તેટલું જ દૂર છે.

ભાગ્યદેવી નિઝામ-ઉલ-મુલ્કને પ્રસન્ન હતી. આલમઅલીખાન અને તેની સમગ્ર સેનાનો વિનાશ થયો; તે જ ક્ષણથી સૈયદોની ભાગ્યદેવી તેઓને ત્યજી ચાલતી થઇ. ( તા. ૯-૮-૧૭૨૦ )

આગ્રા મુકામે આ ખબર પહોંચતાં જ, બન્ને સૈયદભાઇઓ જેમ કાળી નાગણો છંછેડાય, તેમ છંછેડાયા. નિઝામ-ઉલ-મુલ્કનો ગર્વ ગંજન કરવા સૈયદ હુસેનઅલીખાન પોતે જ બાદશાહને સાથે લઇ બની શકે તેટલું મોટું લશ્કર એકઠું કરી, આગ્રાથી દક્ષિણ તરફ દોડયો. ઉત્તર ભાગમાં શાંતિ રક્ષવાનું મોટાભાઇ સૈયદ અબ્દલાખાને બીડું ઝડપ્યું, અને તે એકદમ દિલ્હી પોહોચી ગયો. ( તા. ૬-૯-૧૭૨૦ ). સૈયદહુસેન અલીખાન ઉપસ્થિત પ્રસંગને પાઇ ગયો હતો. મુગલ અમીરો સૈયદોના કટ્ટા શત્રુઓ હતા, તેઓનું તત્ત્વ પ્રમાણમાં વધારે હતું. તેઓને પ્રસન્ન રાખવાને તે બની શકે તેવા ઉપાયો યોજતો હતો; છતાં મહમદ અમીનખાન, હૈદરકુલીનખાન વગેરે મુગલસરદારો તેનું કાસળ કાઢી નાંખવા ગુપ્ત પ્રપંચ રચતા હતા. તા. ૮-૧૦-૧૭૨૦ ને રોજ બાદશાહની છાવણી જયપુરરાજ્યની હદમાં ટોડાઝીમ નામના ગામ પાસે હતી. સૂર્યનારાયણ મધ્યાકાશમાં આવી વિશ્રમી રહ્યા હતા, તેવામાં સૈયદ હુસેનઅલીખાન બાદશાહને જુહાર કરવા જતો હતો, ત્યાં બાદશાહના તંબુ પાસે મુગલ અમીરોના ઘાતકે તેનું છડેચોક ખુન કર્યું. આખી છાવણીમાં હાહાકાર મચી રહ્યો. મહમદઅમીનખાન બાદશાહને લઇને શાંતિ ફેલાવવા આવતાં, સૈયદપક્ષના અમીરો અને સૈનિકો સામે થયા. શત્રુમિત્રની પ્રતીતિ રહી નહિ; પરસ્પર કાપાકાપી ચાલી રહી, અંતે સૈયદ પક્ષનો નાશ થયો. સૈયદહુસેન અલીખાન અને તેના પક્ષકારોનો

પોતાના બાદશાહની અમૂલ્ય સેવા કરી. તે બન્ને હિંદુ અધિકારીઓને સમજાવી બાદશાહને શરણ કર્યા.* રાજા મુહકમ સિંહને માફી બક્ષી, પરંતુ રાજારત્નચંદ્ર ઉપર મુગલોનો દીર્ઘ દ્વેષ હતો, તે તેઓએ ખાલી કર્યો. હસનપુરના યુદ્ધને દિવસે તેને ગરદન મરાવ્યો. (તા. ૧૩-૧૧-૧૭૨૦).

સૈયદ અબ્દુલાખાન હજુ દિલ્હી પોહોચ્યો ન હતો; આગ્રાથી ૪૮ માઇલ દૂર સરાઇચાથ ગામ પાસે તેનું મુકામ હતું, તેવામાં સૈયદ હુસેનઅલીખાનના ખુન થયાના સમાચાર તેને પોહોચ્યા. તુરત એક ખીજવાયેલા વાઘની પેઠે તેણે પોતાના ભાઇનું વૈર વાળવા પછાડા મારવા માંડયા. બાદશાહ મહમદશાહને પદભ્રષ્ટ કરવાનો ઢંઢેરો પીટાવીને તેની જગ્યાએ બાદશાહી વંશના હરકોઇ શાહજાદાને દાખલ કરવાનો, તેમજ બાદશાહ અને તેના અનુયાયીઓને બળવાખોર ગણવાનો અને તેઓની સાથે યુદ્ધ કરી, તેઓનું નિકંદન કાઢી નાંખવાનો ઉપાય તેને સુજી આવ્યો. દિલ્હીનો સુબેદાર નિજામઉદ્દીનઅલીખાન પોતાનો કનિષ્ઠ ભાઇ થતો હતો. મહમદશાહ બાદશાહની છાવણીમાં પ્રપંચીઓનો નાયક મહમદઅમીનખાન હતો. દિલ્હીમાં તેની જે કંઇ મિલ્કત હોય, તે સઘળી જપ્ત કરવાનો, તેમજ દિલ્હીના કારાગૃહમાં પુરાઇ રહેલ હરકોઇ શાહજાદાને પકડી લાવીને તેને એકદમ ગાદીએ બેસાડી દેવાનો હુકમ સુબેદાર નિજામઉદ્દીન અલીખાન ઉપર લખી મોકલ્યો. સુબેદારે વડાભાઇની આજ્ઞાનો તુરત અમલ કર્યો. રફીઉદરજાત અને રફીઉદ્દોલાના ત્રીજા ભાઇ ઇબ્રાહીમને ગાદીએ બેસાડયો, અને મહમદશાહને પદભ્રષ્ટ કર્યાનો ઢંઢેરો પીટાવી દીધો. ( તા. ૧૫-૧૦-૧૭૨૦ ).

* Later Mughals. Vol. II pp 65-67. સરદેસાઇ મરાઠી રીયાસતમાં ( મધ્યભાગ પૃ. ૧૮૫ માં ) આ પ્રસંગને અનુસરીને કહે છે કે-ઉક્ત રાજા દયારામબહાદુર રાજા ગિરિધરબહાદુરના પિતા હતા. પરંતુ તેમાં તેણે નામની એકતાને લીધે ભૂલ કરી છે. ગિરિધરબહાદુરના પિતા રાજા દયાળબહાદુર તો લાહોરના યુદ્ધમાં તા. ૧૭-૩-૧૭૧૨ ને રોજ મરાયા હતા. જુઓ પૃષ્ઠ ૪૫.

બાદશાહ મહમદશાહને હવે દક્ષિણ તરફ જવાની જરૂર રહી નહિ. નિજામ-ઉલ-મુલ્કને પોતાની હજુરમાં હાજર થવાનો હુકમ લખી મોકલ્યો, અને મહમદ અમીનખાનને વજીરની એટલે મુખ્ય પ્રધાનની જગ્યા આપી. સૈયદ અબદલાખાને બળવો ઉઠાવ્યાના ખબર જેવા મળ્યા કે તુરત તેણે દિલ્હી તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં ભુસાવર ગામ પાસે તેણે છાવણી નાંખી વિશ્રામ લીધો ( તા. ૧૧-૧૦-૧૭૨૦ ). આસપાસના સુબાઓને તેમજ પ્રગણાના ફોજદારોને હાજર થવાનાં ફરમાનપત્રો મોકલાઇ ગયાં હતાં. મુખ્યશઃ સુરત ચકલાના સુબેદારની જગ્યાએ નિમાયેલા જયપુરના રાજા જયસિંહ સવાઇને, અયોધ્યાના સુબા રાજા ગિરિધર બહાદુરને અને લાહોરના સુબા અબદસ સમદખાનને સત્વર હાજર થવા આજ્ઞા કરવામાં આવી. આજ્ઞાનુસાર હાજર થવાને માટે એકદમ તૈયારી કરવામાં આવે છે, તેવો પ્રત્યુત્તર રાજા ગિરિધર બહાદુરે તુરત પાઠવી દીધો. મેવાતના ફોજદાર સૈયદ નસરતખાનબારા વગેરે સરદારો બાદશાહ શાહને મદદ કરવા બની શકે તેટલું લશ્કર લઇને હાજર થઇ ગયા. મહારાજા જયસિંહ સવાઇએ પણ પોત્તાની રજપુત સેના મોકલાવી દીધી. એક તરફથી સૈયદ અબદલાખાન બની શકે તેટલું લશ્કર એકઠું કરી બાદશાહ સામે ધસ્યો આવતો હતો, બીજી તરફ બાદશાહ તેને વધાવી લેવા આગળ ધસતો હતો. તા. ૧૩-૧૧-૧૭૨૦ ને રોજ દિલ્હીથી કેટલેક દૂર હસનપુરગામ પાસે બન્ને લશ્કરોનો ભેટો થયો. સૈયદ અબદલાખાન અને તેના પક્ષકારો કેસરીયાં કરી ઉતરી પડયા, પરંતુ હવે પાપનો ઘડો ભરાઇ ગયો હતો. તેની આખી સેના કપાઇ ગઇ અને તે પોતે પકડાઇ ગયો. બાદશાહે તેને તુરત કારાગ્રહમાં પુરવા દિલ્હી મોકલાવી દીધો.* વેષધારી બાદશાહ બીચારો ઇબ્રાહીમ અહીંથી તહીં નાશભાગ કર્યા કરતો હતો, તેને પણ પકડી પાડયો અને તેની પણ તેવી જ દશા

* બે વર્ષ પછી એટલે તા. ૧૧-૧૦-૧૭૨૨ ને રોજ નિજામ-ઉલ-મુલ્કની વજીરાતમાં મુગલોની ખટપટથી, જે કારાગ્રહમાં તેણે ફરૂખસીયરનું ખુન કરાવ્યું હતું, તે જ કારાગ્રહમાં તેને વિષ દઇ મારી નાંખવામાં આવ્યો.

કરવામાં આવી. આ વિજયથી નિષ્કંટક થઇને બાદશાહે વિજયઘોષણા કરતાં દિલ્હીમાં પ્રવેશ કર્યો. ( તા. ૨૨–૧૧–૧૭૨૦ ).

દિલ્હીમાં પ્રવેશ કરતાંની સાથે જ નવા નીમાયેલા વઝીર મહમદ અલીખાનનું કર્ત્તવ્ય એ હતું કે–પ્રજામાં શાંતિ ફેલાવવી અને છિન્ન-ભિન્ન થઇ ગયેલી રાજસત્તાને વ્યવસ્થિત કરી પ્રજાનો અને અમીરોનો વિશ્વાસ સંપાદન કરવો. મહમદ અમીનખાન તે ભાર ઉપાડી શકે, તેવું તેનું સામર્થ્ય નહતું. નિઝામ–ઉલ–મુલ્ક હજી આવી પહોંચ્યો નહતો, તે અરસામાં જિજિયાવેરાના ત્રાસથી " ત્રાહિ ! ત્રાહિ ! " પુકરાતી દિલ્હીની પ્રજાએ હડતાલ પાડી. તા. ૨૪–૧૧–૧૯૨૦ ને રોજ જયપુરના મહારાજા જયસિંહ સવાઇ તથા અયોધ્યાના સુબેદાર રાજા ગિરિધર આવી પોહોચ્યા.× તા. ૨૫–૧૧–૧૭૨૦ ને રોજ બાદશાહે વિજયોત્સવ ઉજવવા એક ભવ્ય દરબાર ભર્યો. ઘણા અમીરોને અને સરદારોને શિરપાવો આપવામાં આવ્યા, તેઓની જાગીરોમાં વધારો કરી આપવામાં આવ્યો. આ પ્રસંગે જિજિયાવેરાનો સમૂલ ઉચ્છેદ કરવાનો મહારાજા જયસિંહ સવાઇ અને રાજા ગિરિધર બહાદુરે લાગ સાધ્યો. મહારાજા જયસિંહે હિંદુઓની વફાદારીની પ્રતીતિ કરાવી. રાજા ગિરિધર બહાદુરે તેઓને ટેકો આપતાં કહ્યું કે–' આવે જ પ્રસંગે રાજા છબીલારામની અરજ ધ્યાનમાં લઇ બાદશાહ ફરૂખસીયરે જિજિયાવેરો કાઢી નાંખ્યો હતો. હિંદુ પ્રજાનો આશીર્વાદ અને વિશ્વાસ મેળવવાનો આ અવસર બાદશાહ જવા દેશે નહિ, અને જિજિયાવેરાનું હિંદુસ્થાનમાં નામનિશાન રહેવા દેશે નહિં. '+

જિજિયાવેરાનો ત્રાસ.

---

× જુઓ ઇલિયટનો હિંદુસ્થાનનો ઇતિહાસ પુ. ૭. પૃ. ૫૨૬ માં ખાફી-ખાનનો ઉલ્લેખ.

+ Rajah Giridhar Bahadur, Governor of Oudh, added his entreaties, remending the Emperor, how his uncle Chhabila-

જિજિયાવેરાની આખા રાજ્યમાંથી ચાર ક્રોડરૂપીઆની ઉપજ આવતી હતી; છતાં બાદશાહના સલાહકારો ચેતી ગયા અને સમયને શરણ થઈને ચાર ક્રોડ રૂપીઆની ઉપજ ઉપર છીણી મુકવાને તેઓને જરૂર પડી. તુરત જિજિયાવેરો કાઢી નાંખવાનું જાહેર કરવામાં આવ્યું અને તેનો પૂરેપૂરો અમલ કરવામાં આવ્યો.

એ રીતે રાજા છબીલારામે સમસ્ત હિંદુપ્રજાનો આશીર્વાદ લેવાનો ઉપક્રમ કર્યો હતો, તેની પૂર્ણાહુતિનો પ્રસંગ પણ તેઓના જ ભત્રીજા ગિરિધરબહાદુરને પ્રાપ્ત થયો. છતાં આ અદ્‌ભૂત રાક્ષસની ભસ્મમાં પણ ચૈતન્ય રહી ગયું હતું. ઇ. સ. ૧૩૫૫ માં જન્મ થયો ત્યારથી ઇ. સ. ૧૭૨૦ માં તેનો સમૂલ ઉચ્છેદ થયો, ત્યાં સુધી એટલે ૩૬૫ વર્ષના અંતરમાં તેને ચારચાર વાર યમસદન પોહોચાડયો, અને છેવટે તો તેને બાળીને ભસ્મીભૂત કરી નાંખ્યો, છતાં બાદશાહીના મૂળમાં અગ્નિ મૂકનાર નિઝામ-ઉલ-મુલ્ક જ્યારે વજીર થયો, ત્યારે તેણે તે રાક્ષસની ભસ્મમાંથી તેને પુનઃ ઇ. સ. ૧૭૨૩ માં અને ત્યારપછી ઇ. સ. ૧૭૨૫ માં-એમ બે વાર સજીવન કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ આખરે ભસ્મ તે ભસ્મ જ રહી. હતાશ થયેલા વજીરે કોપાનલથી ધિક્‌ધિકતા ઉચ્છ્વાસથી તે ભસ્મ ઉડાડી મુકી, યમુનાને અને હુગલી નદીને તીરે તે ભસ્મ વેરાઇ ગઇ. આજે તેનાં રજકણોમાંથી આયાતવેરો, ઘરવેરો, મીઠાવેરો વગેરે કેટલાક અસુરો ફુટી નીકળી હિંદી પ્રજાના શિર ઉપર ચઢી બેઠા છે. પરંતુ તેના ભૂતને આશ્રય આપનાર બે ચાર હિંદુરાજાઓ સિવાય બીજા કોઇ રહ્યા નથી. આજે તે જિજિયાવેરાનું ભૂત તે હિંદુઓનાં તીર્થસ્થળોમાં ઉતરી પડી શ્રદ્ધાળુ યાત્રાળુઓને મુંડકીવેરારૂપે સંતાપે છે,

---

ram had obtained the same favour from the late Farrukh Siyar after the triumph over Jahandar Shah." Later Mughals Vol. II p. 103. મુસલમાની ઇતિહાસકારો શિવદાસ, વરિદ અને કામવારખાને આ પ્રસંગનું સવિસ્તર વર્ણન કર્યું છે.

પરંતુ અન્યત્ર કોઇપણ સ્થળે પગ મુકવાની તેની હિમ્મત ચાલતી નથી. ભોળી હિંદુ પ્રજાના સ્મરણપટ ઉપરથી તેનો શાશ્વત લોપ થયો છે, પરંતુ વજ્રલેપવત્ ચોંટી ગયેલ તે રાક્ષસનો ઇતિહાસના પૃષ્ઠ ઉપરથી કદી પણ લોપ થશે નહિ.



## પ્રકરણ ૯ મું.

## અલ્હાબાદની સુબેદારી

[ સપ્ટેંબર ઇ. સ. ૧૭૧૩ થી નવેંબર ઇ. સ. ૧૭૧૯ સુધી ]

ઇ. સ. ૧૭૧૩ ના સપ્ટેંબર માસમાં રાજા છબીલારામની આગ્રેથી અલ્હાબાદના સુબેદાર તરીકે બદલી થઇ, અને ત્યાર પછી ઇ. સ. ૧૭૧૯ ના નવેંબર માસમાં તેઓનો તે સ્થલે દેહોત્સર્ગ થયો, તે સમયાન્તરમાં તેઓનું ગૃહજીવન, કુટુંબ જીવન, જ્ઞાતિજીવન કે પ્રજાજીવન કેવું હતું, તે જાણવાને આપણી પાસે કંઇ સાધન નથી. છતાં જે કંઇ રાજકીય તેમજ સામરિક પ્રસંગોનો યત્કિંચિત્ ઇતિહાસ ઉપલબ્ધ થયો છે, તે ઉપરથી કલ્પનાનો આશ્રય લઇ તેઓના રાજકીય તેમજ સામાજિક જીવનનું આછું ચિત્ર આલેખવામાં આવે તો તે અનુચિત તો નહિ જ ગણાય. ઉત્તર હિંદુસ્થાનમાં તેઓ પોતે કે તેઓના પિતા અથવા તેઓનો કોઇ પૂર્વજ ગુજરાતમાંથી આવ્યા હતા કે કેમ ?–સાધનના અભાવે તેનો નિશ્ચય થઇ શકે તેમ નથી. બ્રિટિશ મ્યુઝીયમમાં રહેલ તેઓના પત્રસંગ્રહનું ભાષાંતર થાય, તો કદાચ તેની ઉપર સારો પ્રકાશ પડવાની આશા રહે છે. ગુજરાતમાંથી આવીને તેઓ

આગ્રા, અલ્હાબાદ કે કાશી તેમાંના ગમે તે નગરમાં વસ્યા હોય, અલ્હાબાદમાં સૈયદોના કાર્યભારી રતનચંદે તેઓને પ્રથમ આશ્રય આપ્યો હોય, એ વૃત્તાંત કદાચ સંશયગ્રસ્ત હોવા છતાં એ તો નિર્વિવાદ છે કે ઔરંગજેબના પુત્ર બહાદુરશાહના શાહાજાદા અઝીમ-ઉશ-શાને તેઓના ભાવિ ઇતિહાસનો પાયો નાંખ્યો હતો. અઝીમ-ઉશ-શાન બહાદુરશાહ બાદશાહનો લાડકવાયો શાહજાદો હતો. પૂર્વજન્મના ઋણાનુબંધે જ તેને રાજા છબીલારામના જ્યેષ્ઠ ભ્રાતા દયાલબહાદુર કર્ણધાર તરીકે મળી ગયા હતા. લાહોરના યુદ્ધમાં તેણે દયાળબહાદુર જેવા વિચક્ષણ અને વીર પુરૂષનું કહ્યું માન્યું હોત, તો જહાંદારશાહ જેવો લંપટી અને મૂર્ખ પુરૂષ દિલ્હીના મયૂરાસનને અપવિત્ર કરી શકયો હોત નહિ. તેમ થવાથી અને પાછળથી સૈયદ ભાઇઓના હાથમાં હિંદુસ્થાનની બાદશાહી સપડાઇ જવાથી મુગલાઇનો જેટલી ત્વરાથી અંત આવ્યો, તેટલી ત્વરાથી અંત આવત નહિ. અખિલ વિશ્વનું ચક્ર ચલાવનાર પ્રજાના સંકલ્પો અગમ્ય અને અતકર્યજ હોય છે. શાહજાદા અઝીમ-ઉશ-શાનની લાડઘેલી મનોદશાએ સ્વામી અને સેવક-ઉભયને સાથે જ સ્વર્ગમાં મોકલ્યા.

દયાળબહાદુરે તો આ લોકમાંથી પરલોકમાં પ્રયાણ કર્યું. પરંતુ તેઓની સ્વામીનિષ્ઠાએ તેઓના ભાઇ છબીલારામના હૃદયમાં અચલ વાસ કર્યો. આગ્રાના યુદ્ધમાં પોતાના અન્નદાતા અઝીમ-ઉશ-શાનના પુત્ર ફરૂખસીયરને જીવનને ભોગે પણ સાહાય્ય કરી. જહાંદારશાહ અને તેની આખી સેનાનો પરાભવ થયો. પોતાના પિતાના અટલ ભક્તના ભ્રાતા ઉપર ફરૂખસીયરનો પ્રેમધોધ છૂટે એમાં આશ્ચર્ય શું ?

બાદશાહ ફરૂખસીયરની રાજા છબીલારામ ઉપર અપૂર્વ કૃપા હતી, તે નિઃસંદેહ છે. પરંતુ તેજ કારણથી તેઓ સૈયદભાઇઓની ઇર્ષ્યા અને દ્વેષના ભોગ થઇ પડયા હતા. બાદશાહે તેઓને દષ્ટિસમીપ રાખવાના

હેતુથી તેઓને દીવાન–ઇ–ખાલસા એટલે વસુલાતખાતાના કાર્યભારીની જગ્યો આપી હતી: સૈયદોને તે પસંદ ન જ આવે, તે સહજ સમજાય તેવું છે. તેઓએ પોતે જ તેઓને આગ્રાના સુબેદારની જગ્યો આપી, પરંતુ બાદશાહની નજદીક પણ રેહેવા દેવાને તેઓને પુરતો વાંધો હતો. છેવટે તેઓની બદલી અલ્હાબાદ કરાવી. એક રીતે રાજા છબીલારામને શત્રુઓનો અસંતોષ પોતાના હિતરૂપ થઇ પડયો. દિલ્હી દરબારમાં તે સમયે મુસલમાન અમીરો અને અમલદારોમાં બે પક્ષો પડી ગયા હતા. ઇરાન અને તુરાનમાંથી આવેલા મુસલમાનો મુગલો કહેવાતા હતા, ત્યારે બીજા હાથ તરફ અફઘાન અથવા પઠાણ અને હિંદુસ્થાનના જુના વતની મુસલમાનો હિંદુસ્તાની મુસલમાનો કહેવાતા હતા. રજપુતરાજાઓનો એક ત્રીજો પક્ષ હતો. મુગલો અને હિંદુસ્તાની મુસલમાનો વચ્ચે સર્પનકુલીય સંબંધ બંધાઇ ગયો હતો. રજપુત રાજાઓ જ્યારે જ્યારે જેઓને ફાવે ત્યારે તે પક્ષમાં ભળી જતા હતા. સૈયદભાઇઓ હિંદુસ્તાની મુસલમાન વર્ગના હતા, તેઓ બહુ માથાભારે થઇ ગયા હતા, બાદશાહ ખુદનો જાન પણ જોખમમાં હતો. છતાં મુગલો કંઇ કાચા ન હતા. ફાવે કે ન ફાવે તો પણ તેઓ અવિરત પ્રપંચજાળનું ચક્ર ગુંથ્યા કરતા હતા. તેવા તોફાની રાજકીય વાતાવરણથી ઇશ્વરે જ રાજા છબીલારામને દૂર રાખ્યા હતા. કોઇ કોઇ પ્રસંગે તેઓ બાદશાહ હજુરની સલામે દિલ્હી આવતા હતા, ત્યારે બાદશાહ તેઓની ઉપર જે મેહેરબાની બતાવતો હતો, તેથી સૈયદોના હૃદયમાં તેલ હોમાતું હતું.* તેવે કોઇ પ્રસંગે બાદશાહ ફરૂખસીયરે અકબરબાદશાહને મળી આવેલાં નીલમનાં બે શિવલિંગો આપ્યાં હશે.

તો પણ કોઇપણ મુસલમાની ઇતિહાસકારે રાજા છબીલારામની ઇ. સ. ૧૭૧૩થી ઇ. સ. ૧૭૧૮ સુધીની પ્રવૃત્તિનો એક અક્ષર પણ

* Later Mughals, Vol, II, p 6.

નોંધ્યો નથી. તે ઉપરથી સહજ જણાઇ આવે છે કે, તેઓ બાદશાહી ઝંઝાવાતથી દૂર ને દૂર જ રહેતા હતા.

સુબેદાર તરીકે તેઓને કિલ્લામાં જ રહેવાની ફરજ હતી; અને તેમ હોવાથી તેઓ કુટુંબસહિત ત્યાંજ રહેતા હશે.

અલ્હાબાદનો કિલ્લો ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણ નદીઓના સંગમ ઉપર ઇ. સ. ૧૫૮૪માં અકબર બાદશાહે બંધાવ્યો હતો. તે કિલ્લામાં પુરાણપ્રસિદ્ધ અક્ષયવટ અને ઇતિહાસપ્રસિદ્ધ અશોકનો શિલાસ્તંભ આવેલ છે. તેજ શિલાસ્તંભ ઉપર સમ્રાટ સમુદ્રગુપ્તે પોતાના દિગ્વિજયની પ્રશસ્તિ કોતરાવી છે. અકબરે તેમાં અનેક સુંદર મહેલો બંધાવ્યા હતા જે પૈકી, તેણે ચાળીસ સ્તંભો દુર્ગમાં અને ચોસઠ સ્થંભો પ્રધાનખંડમાં શિલ્પકળાથી ભરપૂર અને દેખાવમાં અતિ ભવ્ય બનાવ્યા હતા. તે દુર્ગ અને પ્રધાનખંડ રાજા છબીલારામના સમયમાં વિદ્યમાન હતા.× આ પ્રધાનખંડમાં તેઓ પ્રસંગોપાત્ત દરબાર ભરતા હશે અને નિત્યનું રાજકીય કાર્ય પણ ત્યાંજ આટોપતા હશે. સુબેદારોને યોગ્ય સેના રાખવાની મંજુરી આપવામાં આવતી હતી, પરંતુ લડાઇને પ્રસંગે તેઓ ઇચ્છાનુસાર સેના વધારી શકતા હતા. તે સઘળી સેના તેનાં શસ્ત્રાસ્ત્ર સાથે કિલ્લામાંજ રાખવામાં આવતી હતી. સુબેદારોના હાથમાં તેની સર્વોપરિ સત્તા સોંપાઇ હતી.*

આ પ્રસંગે સુબેદારોની શી શી ફરજો હતી, કેટલી સત્તા હતી, સંક્ષેપમાં કેવી પરિસ્થિતિ હતી, તેનું તાદૃશ ચિત્ર આલેખવામાં બાદશાહી શાસનપદ્ધતિ કેવી હતી, તેનું કંઇક દિગ્દર્શન કરાવવાની અપેક્ષા રહે છે.

---

× Prayag or Allahabad by Modern Review office, A. D. 1910, pp. 45–49.

* Mughal Administration by Jadunath Sarkar p. 85.

મુસલમાની ધર્મશાસ્ત્રો પ્રમાણે બાદશાહ સર્વતંત્ર સ્વતંત્ર હતો. લશકર ખાતાનો તેમજ મુલ્કીખાતાનો તે સર્વોપરિ અધિકારી હતો. એટલુંજ નહિ પણ ધર્માચાર્યોનો પણ ધર્માચાર્ય હતો. યદ્યપિ કુરાનાદિ ધર્મશાસ્ત્રોના સખ્ત બંધનથી તેની નિરંકુશ સત્તાને નિયંત્રિત કરવામાં આવી હતી. પરંતુ તેનું ઉલ્લંઘન કરનાર બાદશાહનો નિગ્રહ કરવાને તેની સામે બળવો ઉઠાવવા સિવાય, બીજો કંઇ ઉપાય નહતો. જ્યાં સુધી તેમ કરવામાં ન આવતું ત્યાં સુધી મોલવીઓના ફતવા રૂપી અમોઘ શસ્ત્ર કેવળ કુંઠિત થતું હતું.

તેમ છતાં અકબર બાદશાહે શાસનપદ્ધતિ બની શકયા પ્રમાણે સર્વગ્રાહી અને નિયંત્રક બનાવવાનો પ્રયત્ન કર્યો હતો. તે પ્રયત્ન એટલો બધો સફળ થયો હતો કે હિંદુસ્થાનની સરકારની આધુનિક શાસનપદ્ધતિ કેટલેક અંશે મુગલશાસનપદ્ધતિનું અનુકરણ છે, એમ નિ:સંશય કહી શકાય. આખી બાદશાહીનો વહીવટ કરવાને માટે અકબરના સમયમાં ઉત્તર હિંદુસ્થાનને ૧૩ પ્રાંતોમાં અને દક્ષિણના ભાગને ૩ પ્રાંતમાં મળી કુલ્લે ૧૬ પ્રાંતમાં વિભાગ પાડવામાં આવ્યા હતા. ઔરંગજેબના સમયમાં તેમાં વધારો થઇ કુલ ૨૨ પ્રાંતોની સંખ્યા થઇ હતી.* દક્ષિણદેશ રાજધાનીથી બહુ દૂર હોવાથી, તેના સઘળા પ્રાંતો ઉપર દેખરેખ રાખવાને

---

* અકબરના સમયમાં નીચે પ્રમાણે પ્રાંતો હતા;

૧૩ ઉત્તર હિંદુસ્થાનના.

૧ કાબુલ, ૨ લાહોર, ૩ મુલતાન, ૪ સિંધ ( ઠઠ્ઠા ), ૫ ગુજરાત, ૬ માળવા, ૭ અજમેર, ૮ દિલ્હી, ૯ આગ્રા, ૧૦ અલ્હાબાદ ૧૧ અયોધ્યા, ૧૨ બહાર, ૧૩ બંગાલ,

૩ દક્ષિણના–૧ વરાડ, ૨ બુરાનપુર, ( ખાનદેશ ), ૩ અહમદનગર

===

૧૬

ઔરંગજેબના વખતમાં ઉત્તરહિંદુસ્થાનમાં ઓરીસા તથા કાશ્મીરનો વધારો થયો હતો. દક્ષિણમાં ૧ હૈદ્રાબાદ, ૨ બેદર. ૩ બીજાપુર અને ૪ કર્ણાટક પ્રાંતોનો વધારો થયો હતો, એ રીતે કુલ ૨૨ પ્રાંતો હતા,

માટે એક સરસુબાની નિમણુક કરવામાં આવતી હતી, અને તેનું મથક ઔરંગાબાદ રાખવામાં આવ્યું હતું. દરેક પ્રાંતના સરકાર (જીલ્લા) અને મહાલ ( પ્રગણાં ) એવા ઉપવિભાગો પણ પાડવામાં આવ્યા હતા. કુલ બાવીસ પ્રાંતના ૧૪૭ સરકારો ( જીલ્લા ) અને ૪૪૨૯ મહાલો(પ્રગણાં) હતા. મહમદશાહના સમયમાં આખી બાદશાહીની ઉપજ રૂ ૩૨, ૪૩, ૫૧, ૯૬૭ ની હતી. ખુદ અલ્હાબાદ પ્રાંતમાં ૧૪ સરકારો ( જીલ્લાઓ ) અને ૨૭૨ મહાલો ( પ્રગણાં ) હતા. તેની ઉપજ રૂ. ૧,૦૩,૦૮,૬૬૫ની આવતી હતી. ( સવિસ્તર વિગત માટે જુઓ પરિશિષ્ટ અંક ૮ )

બાદશાહને મદદ કરવાને માટે એક કાર્યભારમંડળ સ્થાપવામાં આવ્યું હતું. તે કાર્યભારમંડલમાં ખાતાવાર કાર્યભારીઓ નીમવામાં આવતા હતા. તે મંડલનો ઉપરી અધિકારી વજીર અથવા મુખ્ય પ્રધાન હતો. વજીરના તાબામાં ત્રણ દીવાનો હતા. ૧ લશ્કર ખાતાનો સર્વોપરિ અધિકારી, જેનો ઇલ્કાબ અમીર-ઉલ-ઉમરા હતો; ૨ દીવાન-ઇ-ખાલસા એટલે બાદશાહી મુલુકની સઘળી ખાલસા જમીન વસુલાતી કાર્યભારી; ૩ દીવાન-ઈ-તન અથવા નાણાંપ્રકરણી કાર્યભારી. વજીરનાં તે ખાસ ખાતાંઓ સિવાય બીજાં સાત ખાતાંઓ ઘણાં અગત્યનાં હતાં. બાદશાહના ખાનગી ખર્ચનો ઉપરિ અધિકારી ખાન-ઇ-સમન એટલે ખાનગી કાર્યભારી, લશ્કરખાતાનો હીસાબ રાખનારા અધિકારીઓ એટલે બક્ષીઓ, ન્યાયખાતાનો ઉપરિ અધિકારી એટલે મુખ્ય કાજી, ધર્માદાખાતાનો મુખ્ય અધિકારી એટલે સદ્ર-ઉસ-સદર, મુસલમાની ધર્માચારનું પાલન કરાવનાર અધિકારી એટલે મુહતસીબ, તોપખાનાનો ઉપરિ અધિકારી એટલે દારોગા-ઇ-તોપખાના અને ટપાલખાતાનો ઉપરિ અધિકારી એટલે દારોગા-ઇ-ડાકચોકી-એવા સાત અધિકારીઓની વ્યવસ્થા કરવામાં આવતી હતી.

તે સિવાય શહેરનું રક્ષણ કરવાને મજબુત પોલીસખાતું પણ સ્થાપવામાં આવતું હતું; તેનો ઉપરિ અધિકારી કોટવાળ કહેવાતો હતો.

હાલની જેમ તે સમયે વકીલની સંસ્થા ન હતી, પરંતુ ન્યાય કરનાર કાજીને જ્યાં જ્યાં ધર્મશાસ્ત્રોના અર્થો કરવામાં સંશય પડતો, ત્યાં ત્યાં તેનો નિર્ણય કરવાને માટે એક અધિકારી નીમવામાં આવતો હતો; તે અધિકારી મુફ્તી કહેવાતો હતો.

સામાન્યતઃ આ સઘળા અધિકારીઓ પોતપોતાના ખાતાઓમાં સ્વતંત્ર હતા. તો પણ હાલના વાઇસરૉયની એક્ઝીક્યુટીવ કાઉન્સીલના સભ્યો કરતાં તેઓની સ્થિતિ ઉતરતી અને સેક્રેટરીઓ કરતાં કંઇક અંશે ચઢીયાતી હતી. ખાતાનો તુરતનો ઉપરિ અધિકારી હોવાથી, પ્રત્યેક અધિકારી પોતાના ખાતામાં અધિકારીઓની નિમણુંકો કરવાને સ્વતંત્ર હતો, છતાં તેના સઘળા પત્રો, રિપોર્ટો, પત્રકો વગેરે સઘળો પત્રવ્યવહાર વજીરની મારફત બાદશાહની હજુરમાં ચલાવવાનો નિયમ હોવાથી, તેટલે અંશે પ્રત્યેક અધિકારી વજીરનો તાબેદાર હતો. વજીર હરકોઇ અધિકારીના કામમાં વચ્ચે પડી શકતો હતો, છતાં છેવટના નિર્ણયની સત્તા તો બાદશાહના હાથમાં જ હતી. ઔરંગજેબ જેવો મનસ્વી બાદશાહ વજીર અથવા બીજા હરકોઇ કાર્યભારીની સલાહ પ્રમાણે ભાગ્યેજ વર્ત્તતો હતો. સઘળો પત્રવ્યવહાર વજીરની મારફતજ કરવાનો સખ્ત નિયમ હોવા છતાં બાદશાહ ઇચ્છામાં આવે ત્યારે હરકોઇ કાર્યભારી સાથે સીધો વ્યવહાર રાખતો હતો, તેટલે અંશે વ્યવહારમાં વજીરની સત્તા ખંડિત થતી હતી.

શાસનતંત્રની જેવી વ્યવસ્થા કેન્દ્રસ્થાનમાં હતી, તેનુંજ અનુકરણ પ્રાંતોમાં કરવામાં આવતું હતું. પ્રત્યેક પ્રાંતને સગવડ પ્રમાણે મહાલોમાં વેંહેચી દેવામાં આવ્યો હતો, મહાલનો ઉપરિ અધિકારી ફોજદાર હતો, તેની નિમણુંક વજીરની ભલામણ મુજબ બાદશાહ તરફથી કરવામાં આવી હતી, તેમજ વજીર સાથે તેને સીધો સંબંધ હતો. છતાં વ્યવહારમાં તે પ્રાંતના સુબાના એક તાબેદાર અધિકારી જેવો હતો. પ્રાંતોના સુબાઓની તેમજ દક્ષિણના સરસુબાની

નિમણુંકો વજીરની ભલામણ મુજબ બાદશાહ કરતો હતો. સુબેદારના તાબામાં દિવાન-ઇ-ખાલસા એટલે સરકારી ખાલસા જમીનનો વસુલાતી અધિકારી હતો; તે સિવાય ન્યાયખાતાનો અધિકારી કાજી, ધર્માદાખાતાનો અધિકારી સદ્ર અને પોલીસ ખાતાનો અધિકારી કોટવાળ હતો. પ્રગણાના ફોજદારના તાબામાં અમીન, કાનુંગો, કોરી ( તહેસીલદાર ) વગેરે હતા. ધારાધોરણ પ્રમાણે તેઓની પરબારી નિમણુક કરવાની ખુદબાદશાહની ફરજ હતી. છતાં વ્યવહારમાં સુબાની ભલામણ મુજબ સઘળા અધિકારીઓની નિમણુકોની મંજુરી આપવામાં આવતી હતી. સુબેદારની જેમ ફોજદાર પણ પોતાના મહાલમાં પૂરેપૂરો સ્વતંત્ર હતો. મહાલના રક્ષણ માટે નિયત કરેલું લશ્કર તે રાખી શકતો હતો અને તેની સર્વોપરિ સત્તા તેનાજ હાથમાં હતી. ધારાધોરણ મુજબ પ્રાંતના સુબેદારની સ્થિતિ કલેક્ટર અથવા કમિશ્નર જેવી હતી, પરંતુ વ્યવહારમાં તે હાલના ગવર્નર કરતાં પણ વધારે સ્વતંત્ર હતો. હાલના ગવર્નરને લશ્કર ખાતા સાથે કશો સંબંધ નથી, ત્યારે મુગલસુબાઓ લશ્કર ખાતાની પણ સ્વતંત્ર સત્તા ભોગવતા હતા.

મુગલબાદશાહોનું અથવા વસ્તુત: સઘળા મુસલમાન રાજ્યકર્તાઓનું શાસનલક્ષ્ય મહેસુલવસુલ, વિદ્રોહશમન, નવ્યપ્રદેશવિજય અને વિજિતપ્રદેશની વ્યવસ્થા-એટલુંજ હતું. નહિ જીતાયેલા પ્રદેશોના રાજ્યકર્તાઓ સાથે વિગ્રહોમાં પ્રત્યેક બાદશાહને સતત રોકાઇ રહેવું પડતું; તેથી પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાને તેને ભાગ્યેજ અવકાશ મળતો હતો. અલબત, આજના પોલીસખાતા જેવું કોટવાળખાતું સ્થાપવામાં આવ્યું હતું, પરંતુ તે રાજધાની અને પ્રાંતોના મુખ્ય શહેરમાં જ. દેશના અવશિષ્ટ ભાગ સાથે કોટવાળખાતાને કશો સંબંધ ન હતો. તેમ હોવાથી પ્રજાને પોતાને પોતાનું રક્ષણ કરવાની વ્યવસ્થા કરી લેવી પડતી હતી. શસ્ત્રનિરોધનો કાયદો ન હોવાથી પ્રત્યેક વ્યક્તિમાં આત્મરક્ષણ કુટુંબરક્ષણ અને જરૂર પડે તો ગ્રામરક્ષણ કરવાનું સામર્થ્ય સચવાઇ

રહ્યું હતું. કાજીઓની કચેરીઓ પણ ઉપર્યુક્ત શહેરોમાંજ રાખવામાં આવી હતી. યદ્યપી બાદશાહ પોતે ફુરસદ હોય ત્યારે પ્રજાની હરકોઇ વ્યક્તિને હરેક સમયે ન્યાય આપવાને ઉત્સુક રહેતો હતો, પરંતુ આસપાસ ગીધની જેમ વિંટાઇ રહેલા અધિકારીઓને વટાવી બાદશાહનાં દર્શન કરવાનું કોઇકનાજ ભાગ્યમાં સર્જાયું હતું. પરિણામ એ આવ્યું કે રાજ્યકર્તાઓ કદી પણ પ્રજાનાં અંતઃકરણો જીતી લેવાને શક્તિમાન થયા નહિ. પ્રજાને પોતાને જરૂર જેટલું શાસનતંત્ર ઉપજાવવું પડયું હતું. હિંદુઅર્થશાસ્ત્રનિમાતાઓએ ગ્રામ્યપંચાયતો તો સુદૃઢ બનાવી મુસલમાન રાજ્યકર્તાઓને વારસામાં સોંપી હતી. તેમાં જ્ઞાતિપંચાયતો અને મહાજનપંચાયતોનો ઉમેરો થઇ, તે સંસ્થાઓએ દીવાને આમ અને દીવાને ખાસ જેટલી સત્તા જમાવી હતી. રક્ષણ અને ન્યાય ઉપરાંત બીજી સઘળી સામાજિક પ્રવૃત્તિઓમાં પ્રજા પોતે પોતાનું ફોડી લેતી હતી. કેળવણીનો ભાર બ્રાહ્મણો અને મોલવીઓને શિર આવી પડયો હતો. તેવી સ્થિતિમાં શેહર સુધરાઇ કે આરોગ્યશાળાઓની આશા તો કયાંથી જ રાખી શકાય? આમ પ્રજાની નસોમાં સ્વતઃ શાસન કરવાનું રક્ત વહેતું રહ્યું. પરંતુ રાજ્યપ્રતિ દુર્લક્ષની સીમા એટલી બધી વધી પડી કે આખા દેશની સમસ્ત પ્રજા ઉપર એક રાજછત્રની છાયા છતાં એકરાષ્ટ્રત્વની વૃત્તિનો ઉદય જ થઇ શકયો નહિ

મુસલમાન રાજ્યકર્ત્તાઓનો પ્રજા સાથે કંઇ પણ સંબંધ હતો તો તે જમીનમહેસુલ અને કરો વસુલ કરવા પુરતો જ હતો. જમીન બે પ્રકારની હતી; ૧ સરકારી ખાલસા, જેમાં ધર્માદા જમીનનો પણ સમાસ થતો હતો, ૨ જી બારખલી અથવા જમીનદારોદ્વારા જેનું મહેસુલ વસુલ કરવામાં આવતું હતું તેવી. મહાલોનો ફોજદાર એટલે નાનું સુનું લશ્કર રાખી મહાલનું રક્ષણ કરનાર, પરંતુ તેનો મુખ્ય વ્યવસાય તો ખાલસા જમીનના ખેડુતો મહેસુલ આપવાની આનાકાની કરતા, ત્યારે પોતાની સેનાનું બળ અજમાવવાનો હતો.

જમીનદારો વધારે સ્વતંત્ર અને વધારે મનસ્વી હતા. સુબેદારો સાથે તેઓને સીધો સંબંધ હતો. મહેસૂલ ડુબાવવાને તેઓ વારંવાર લાગ જ શોધ્યા કરતા હતા અને રાજધાનીમાં બાદશાહી તંત્રની જ્યારે જ્યારે નિર્બળતા જોતા હતા, ત્યારે ત્યારે બળવો ઉઠાવ્યા વિના રહેતા નહિ. તે કારણથી સુબેદારોની સેનાને શસ્ત્રો ભાથામાં નાંખવાનો ભાગ્યે જ વારો આવતો. તદુપરાંત સુબેદારોને પોતાની સેના સાથે બાદશાહી વિગ્રહોમાં જોડાવાના વારંવાર હુકમો આવ્યા કરતા હતા. તેવા સંયોગોમાં ચોર લુંટારાઓ પોતાનો ધંધો ધિકતો રાખે અને પ્રજામાં ત્રાસ ફેલાવી દે, તેમાં કંઇ આશ્ચર્ય જેવું નહતું. જેમ જેમ બાદશાહી તંત્ર નિર્બળ થતું ગયું, તેમ તેમ તેઓનું બળ એટલું બધું વધી પડયું કે ફોજદારો અને સુબેદારોની સેનાઓ તેઓને હંફાવવામાં પણ અપર્યાપ્ત થઇ પડી હતી. પ્રાંતોના સુબેદારો, વસુલાતીકાર્યભારીઓ અને ફોજદારોને કેન્દ્રસત્તા સાથે સીધો સંબંધ હતો. પરંતુ મહેસુલ વસુલ કરી મોકલવા જેટલો જ તે સંબંધ હતો. જે સુબેદારો તરફથી નિયત મહેસૂલ નિયમિત રીતે બાદશાહની ત્રીજોરીમાં પોહોચાડવામાં આવતી હતી, તે સુબેદારો પોતાના પ્રાંતમાં સ્વતંત્ર નવાબો અથવા રાજાઓ જેવા હતા; અને વસ્તુતઃ તેઓ તેવાજ આડંબરથી રહેતા હતા. છતાં તેઓ ઉપર નિરંતર અવિશ્વાસ રાખવો, તે મુસલમાની રાજનીતિનું એક મુખ્ય સૂત્ર હતું. તેજ કારણોથી મહાલો અને પ્રાંતોના મુખ્ય શેહરમાં ગુપ્તચરો રાખવામાં આવતા હતા. તેઓની ફરજ અને જવાબદારી વર્તમાન પોલિટીકલ ખાતાના ગુપ્તચરો જેવી અને જેટલી જ હતી. સુબેદારથી માંડીને અમીન અને કાનુંગા સુધીના સરકારી નોકરોમાં તથા જમીનદારો તેમજ ખેડુતોની પ્રવૃત્તિઓમાં કંઇ પણ શક પડતું વર્તન જોવામાં આવતું, તો, તુરત તેના સમાચાર તેઓ બાદશાહને મોકલાવતા હતા. તદુપરાંત મુગલ શાસનપદ્ધતિમાં વૃત્તાંતલેખક અથવા રિપોર્ટરની સંસ્થા બહુ અગત્યની હતી. પ્રત્યેક પ્રાંતમાં તેવા વૃત્તાંતલેખકની નિમણુંક કરવામાં

આવતી હતી, અને તે પ્રસિદ્ધ રીતે સુબેદારની હરેક પ્રવૃત્તિની નોંધ લઇને બાદશાહને લખી મોકલાવતો હતો. વસ્તુતઃ બાદશાહના ખાનગી વર્તમાનપત્ર જેવી તેની સ્થિતિ હતી.

રાજા છબીલારામ સુબેદાર તરીકે એટલી બધી અસાધારણ સત્તા ભોગવતા હતા, છતાં કોઇ પણ પ્રસંગે તેઓની વિરૂદ્ધ બાદશાહ રૂબરૂ ફરિયાદ થયાની હકીકત નોંધાઇ નથી, તે તેઓની કાર્યદક્ષતા અને રાજનીતિકુશલતાનું પરિણામ હતું. આપત્તિને સમયે પ્રાંતના એકેએક જમીનદારો તેઓને માથાં આપવાને પ્રવૃત્ત થયા હતા, તેઓની પ્રજાપ્રિયતાનો અચૂક પુરાવો ગણી શકાય.

તે સમયે અલ્હાબાદ પ્રાંતની સીમા હાલના અલ્હાબાદ પ્રાંત કરતાં ઘણી વધારે વિસ્તૃત હતી. પૂર્વે બિહાર પ્રાંત, પશ્ચિમે કોરા અને માણેકપુરના મહાલો, દક્ષિણે બુંદેલખંડમાં આવેલ કલિંજર સુધીનો પ્રદેશ અને ઉત્તરે અયોધ્યા પ્રાંત આવ્યો હતો* દક્ષિણ સીમાએ એક બાજુએ બુંદેલખંડના રજપુત રાજાઓનાં રાજ્યો આવ્યાં હતાં, ત્યારે બીજી બાજુએ બુંદી અને અંબરનાં રાજ્યો પણ હતાં. પ્રાંતને સીમાન્તે આવેલાં ખંડીયાં રાજ્યોમાંથી ખંડણીઓ ઉઘરાવી રાજધાનીમાં નિયત સમયે પોહોચતી કરવી, તે પણ સુબેદારોની અનેક ફરજો પૈકી એક ફરજ હતી.× આ સ્થળે ખાસ નોંધ કરવાની જરૂર જણાય છે કે–પ્રજાની લાગણીની દરકાર રાખ્યા વિના માત્ર રાજાનું જ હિત સાધનારા અને તેમ કરીને રાજાની કૃપા સંપાદન કરનારા રાજ્યાધિકારીઓનો કોઇપણ સમયમાં અથવા કોઇપણ શાસનતંત્રમાં કંઇપણ તોટો આવ્યાનું જણાતું

* Prayag Allahabad by Modern Review office, A. D. 1910, p. 50.

× મુગલ શાસનતંત્રનું અત્ર ઘણું ઝાંખું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. વિસ્તાર માટે જુઓ Mughal Administration by Jadunath Sarkar.

નથી; તેજ પ્રમાણે પ્રજાના હિતનું રક્ષણ કરવા ખાતર રાજાની અવકૃપા વ્હોરી લેનારા અધિકારીઓ હરેક સમયમાં અને હરેક શાસન-તંત્રમાં ઉત્પન્ન થયા વિના રહ્યા નથી. પરંતુ જ્યારે રાજા અને પ્રજા–ઉભયનું સમાન હિત સાધી ઉભયની સમાન પ્રીતિ સંપાદન કરનારા રાજ્યાધિકારીઓના દષ્ટાંતો મળી આવવા દુર્લભ છે, ત્યારે રાજા અને તેના કટ્ટા શત્રુ–ઉભયનો સમાન વિશ્વાસ અને સમાન પ્રેમ સંપાદન કરનારા અધિકારીઓના દષ્ટાંતો તો સુદુર્લભજ હોય, તેમાં કંઇ આશ્ચર્ય નથી. છતાં નાગરઅધિકારીઓના સંબંધમાં તેવા દષ્ટાંતો મળી આવે છે, ત્યારે નાગરત્વનું જાણે તે એક વિશિષ્ટ લક્ષણ હોય નહિ, એમ પ્રતીત થયા વિના રહેતું નથી. એક તરફ ઔરંગઝેબ જેવા પ્રચંડ મનસ્વી બાદશાહ અને બીજી તરફ તેનો કટ્ટો શત્રુ પ્રતાપ રાણા જેવો વીરાત્મા દુર્ગાદાસ રાઠોડ એ ઉભયનો, બાદશાહનો નોકર હોવા છતાં, સમાન વિશ્વાસ અને સમાન પ્રેમ સંપાદન કરનાર અને તે ઉભય હાડવૈરીઓનું વૈર્ય પીગળાવી નાંખી મૈત્રીના રૂપમાં પલટાવનાર પાટણના નાગર ગૃહસ્થ ઇશ્વરદાસનો ઇતિહાસમાં જે દષ્ટાંત નોંધાયો છે, તેવો બીજો દષ્ટાંત ક્વચિત્ જ મળી શકશે.+ તેથી કંઇક ઉતરતો રાજા છબીલારામનો દષ્ટાંત છે. તેઓની ઉપર એક તરફ જેમ દિલ્હીના બાદશાહનો જેવો વિશ્વાસ અને જેવો પ્રેમ હતો, તેથી અધિક વિશ્વાસ અને અધિક પ્રેમ તેઓ ખંડીયા રાજા અંબરાધિપતિ જયસિંહ સવાઇ, બુંદીપતિ બુદ્ધસિંહ અને પન્નાના બુંદેલરાજા છત્રસાલનો હતી લેવાને ભાગ્યશાલી થયા હતા. ત્રણ રાજાઓ અને એક અધિકારી–એમ ચારનું ચતુરંગી મૈત્રી-ચક્ર રચાયું હતું અને સંકટને સમયે અન્યોન્યને સહાયતા આપવાનો તેઓએ ઠરાવ કર્યો હોય નહિ!, એમ જણાઇ આવે છે.

---

+ Modern Review, August 1915, pp. 137–9.

# પરિશિષ્ટ અંક ૮

## મહમ્મદશાહ બાદશાહના સમયમાં મુગલાઇ બાદશાહીના પ્રાંતો, ઉપજ વગેરેનું કોષ્ટક.

[ લખનઉના નવલકિશોર મુદ્રણ યંત્રમાંથી પ્રતિમાસે હિંદી ભાષામાં માધુરી નામનું સુબૃહત્ માસિકપત્ર પ્રકટ થાય છે. સંવત ૧૯૮૬ના શ્રાવણ માસના તે પત્રના વિશેષાંક ( પૃ. ૮૮–૯૫ ) માં શ્રીયુત વ્રજરત્નદાસનો " મુગલ સમ્રાટોની તુલનાત્મક આય " નામનો લેખ પ્રસિદ્ધ થયો છે. તે લેખમાં તે વિશેનું એક પત્રક આપ્યું છે. તે પત્રકમાંથી નીચે મુજબ મુગલબાદશાહ મહમ્મદશાહના સમયમાં આખી બાદશાહીના પ્રાંતો, ઉપજ વગેરેનું કોષ્ટક આપવામાં આવ્યું છે.

શ્રીયુત વ્રજરત્નદાસને ચોરીલાલના ફારસી ભાષામાં બનાવેલા દસ્તુરૂસ્સવાક ( હિસાબના પુસ્તક ) ની એક જૂની હસ્તલિખિત પ્રત મળી આવી છે. તે પુસ્તકની સાથે જોડેલ બીજા પુસ્તકમાંથી તેઓએ ઉક્ત પત્રક ઉપજાવી કાઢ્યું છે. તે અસલ પુસ્તક ઇ. સ. ૧૯ મા સૈકાના પૂર્વાર્દ્ધમાં રચાયું હોય, એમ તેઓ અનુમાન કરે છે].

### ૧ મુગલ સામ્રાજ્ય

| પ્રાંતો ( સુબા ) | સરકાર ( જિલ્લો ) | મહાલ ( પ્રગણાં ) | ઉપજ રૂપીઆ |
|---|---|---|---|
| ૨૨ | ૧૭૪ | ૪૪૨૯ | ૩૨,૪૩,૫૧,૯૬૭ |

ટિપ્પણ–હૈદ્રાબાદ અને બીજાપુરની ઉપજનો આંક ન મળવાથી ઉપરની રકમમાં તેનો સમાવેશ થતો નથી.

## ૫ ઇલાહાબાદ અથવા અલ્હાબાદ પ્રાંત

| સરકાર ( જિલ્લા ) | મહાલ ( પ્રગણાં ) | ઉપજ રૂપીઆ |
|---|---|---|
| ૧ હવેલી, ૨ બનારસ, ૩ નરહાર, | | |
| ૪ ઝાલ:, ૫ જૌનપુર, ૬ ગાઝીપુર, | ૨૭૨ | ૧,૦૩,૦૮,૬૬૫ |
| ૭ કડા ( કરા ), ૮ કાલિંજર, ૯ અહમદાવાદ, | | |
| ૧૦ ભટ:, ૧૧ કોડા ( કોરા ), ૧૨ માનિકપુર, | | |
| ૧૩ મૈનપુર, ૧૪ દારૂલજર્ભ. | | |

## પ્રકરણ ૧૦ મું

## સામાજિક પ્રવૃત્તિ.

ગત પ્રકરણોમાં રાજા છબીલારામબહાદુરની રાજકીય પ્રવૃત્તિઓની રૂપરેખાઓને ભિન્નભિન્ન ચિત્રશાલાઓમાંથી ખેંચી લાવવાનું મંથન કરવામાં આવ્યું છે. પરંતુ ગમે તેટલાં ફાંફાં મારવામાં આવે તો પણ તેઓની સામાજિક પ્રવૃત્તિઓ સદાને માટે અદશ્ય જ રહેવાની. તત્ત્વવેત્તાઓ કહે છે કે—કલ્પનાને પણ સદધિષ્ઠાન હોવું જ જોઇએ. હા ! તેઓને વિશે એક જનશ્રુતિ પરંપરાથી ચાલી આવે છે, તેનું અધિષ્ઠાન લઇએ તો પછી કલ્પનાને તો સકળ દિશાઓમાં ઉડવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. અલ્હાબાદમાં આજ પણ નાગરવાડા નામનો મોહોલ્લો વિદ્યમાન છે. નાગર મુત્સદીઓની પારંપારિક નીતિ પ્રમાણે તે સમયે રાજા છબીલારામે આખી નાગર જ્ઞાતિને તારી દીધી હશે ! આજ પણ ઉત્તર હિંદુસ્થાનમાં વસતા ગુજરાતી નાગરો સિપાહીનાગરો કહેવાય છે. રાજા છબીલારામની સેના તેવા અનેક નાગર સિપાહીઓથી ઉભરાઇ ગઇ હશે, અને તેઓનો કીર્ત્તિચંદ્ર તેવા વીર સુભટોનાં પ્રાણ-કિરણોથી ઝળકી રહ્યો હશે. આજના ધર્મવિપ્લવના કાળમાં પણ કાઠિયાવાડી નાગરો તેઓના ધર્માગ્રહને માટે કોઇ સ્થળેથી અવગણના તો

કોઇ સ્થળેથી ધન્યતા પણ પામે છે. બસે વર્ષો પૂર્વે એક તરફથી મુસલમાનોનું હિંદુધર્મ ઉપર પ્રચંડ આક્રમણ થઇ રહ્યું હતું, તેવું જ પ્રચંડ શૌર્ય હિંદુઓ ધર્મરક્ષણ કરવા માટે સાચવી રહ્યા હતા. તે સમયે ત્રિવેણીના સંગમે અસાધારણ રાજવિભૂતિ પ્રાપ્ત થયે, રાજા છબીલારામ જેવા ધર્માત્મા શી શી ધાર્મિક ક્રિયાઓ નહિ કરતા હોય અથવા શા શા ધર્મોત્સવો નહિ ઉજવતા હોય ? પરિશિષ્ટ અંક ૬ માં આપેલા ઉલ્લેખોથી જણાય છે કે[1]—નાગરબ્રાહ્મણો તેઓના ગૃહમાં સ્થાયી અતિથિઓરૂપે નિવાસ કરી રહ્યા હશે અને પ્રવાસમાં કે રણાંગણમાં પણ વસિષ્ઠ વિશ્વામિત્રાદિ ઋષિઓની જેમ દૈવીપ્રસાદનો વર્ષાદ વર્ષાવી રહ્યા હશે. હિંદી કવિ શ્રીધર ઉર્ફે મુરલીધરે તેઓના આશ્રયમાં રહીને જંગનામા નામનું કાવ્ય રચ્યું હતું. તેઓની જ કૃપાથી તે કવિએ બાદશાહ ફરૂખસીયરની કૃપા સંપાદન કરી હતી. તે તેઓના વિદ્યાવિલાસ અને વિદ્વદાશ્રયનું સુંદર પ્રમાણ છે.

તેઓને વિશે ચાલતી આવેલી દંતકથા કહે છે કે—[2] કંઇ કંઇ ધાર્મિક કે સામાજિક પ્રસંગો ઉપસ્થિત કરી તેઓ વારંવાર જ્ઞાતિભોજનો કરાવ્યા કરતા હતા. જ્ઞાતિનાં આબાળવૃદ્ધો હોંસે હોંસે તેઓની નિકેતનભૂમિને પોતાની ચરણરજથી પવિત્ર કરતાં હતાં. તેવો એક જ્ઞાતિભોજનનો પ્રસંગ હતો. વૃદ્ધો અને બાળકો, યુવકો અને યુવતીઓ બૃહસ્પતિના પરિવારસમાં ટોળાબંધ ચાલ્યાં આવતાં હતાં. ગંગાસ્નાનથી નિર્મળ થઇને તેઓ યજ્ઞવિભૂતિથી કપોલને વિભૂષિત કરતાં હતાં.

---

૧ જુઓ પાછળ પૃ. ૩૫–૪૦

૨ જુઓ નાગરત્રિમાસિક પુ. ૧, અંક ૪ પૃ. ૮૬, સં. ૧૯૯૨ ના પૌષ સુદી ૧૪ નો અંક, તથા પુ. ૨ અંક ૩ પૃ. ૬૬ આશ્વિન સુદી ૧૪ તેમજ જુઓ મજુર સંદેશ–માસિકપત્રના તા. ૨૨–૨–૧૯૦૬ નો અંક તથા સાહિત્ય–માસિકપત્ર, પુ. ૧૪ અંક ૪ એપ્રિલ ઈ. સ. ૧૯૨૬ નો અંક પૃ. ૩૫૮

ભોજનભૂમિ ઉપર રંગોળીઓ પુરાઇ રહી હતી, સુગંધમય ધૂપો મ્હેકી રહ્યા હતા, રાજતદીપિકાઓમાં ચળકતા ધૃતદીપકો તારાગણની જેમ ચમકી રહ્યા હતા. જ્યાં જેઓનો અધિકાર ત્યાં સૌ બીછાવેલાં આસનો ઉપર વિરાજી રહ્યા હતા. आनोभद्रा० तथा स्वस्ति न इन्द्रः० આદિ મંત્રઘોષથી નાગરબ્રાહ્મણો ગગનભેદી ગર્જના કરી રહ્યા હતા. મંત્રગત વિલક્ષણ આંદોલનોએ યજમાનના આવાસને તેજના અંબારોથી છાવરી દીધો હતો. અમૃતમય ભોજનસાહિત્યો પીરસાઇ રહ્યાં હતાં. રાજા છબીલારામ પ્રસન્નવદને અતિથિઓના આશીર્વાદો શિરોધારણ કરવા આમ તેમ મલપતા હતા. અરે! અનેક સંગીતમય તારસ્વરોમાંથી એક તુટેલા તારના કર્કશ ધ્વનિએ તેઓનું હૃદય ભેદી નાંખ્યું. “ બસ ! થઇ ચૂકયું ! કહ્યું માન્યું નહિ, હવે પશ્ચાત્તાપ શા કામનો ? ” છેલ્લી હારમાં બેઠેલા છતાં, સૌનું લક્ષ ખેંચતા, સાદું છતાં અતિ સ્વચ્છ પીતાંબર ધારણ કરનારા, એક પચીશ ત્રીશ વર્ષની વયના યુવકના મુખમાંથી એક મોટા નિઃશ્વાસ સાથે ઉદ્ગારો નીકળી પડયા. પકવાન્નાદિ એક પછી એક સાહિત્ય મુખમાં મુકવાનો તે યત્ન કરતો હતો છતાં જિવ્હાનો સ્પર્શ થતાં જ નાભિએથી ઉછાળો આવી સઘળાં સાહિત્યો પાછાં વળતાં હતાં. રાજા છબીલારામે મંદ મંદ ગતિએ તે યુવકની સઘળી ચેષ્ટા જોઇ લીધી. જ્યારે આસપાસ યુવકો અને યુવતીઓ, બાલકો તેમજ વૃદ્ધો પરસ્પર વાદે ચઢતા હતા, ત્યારે આ યુવાન્ ખિન્નવદને આમ તેમ દૃષ્ટિ ફેરવ્યા કરતો હતો, અને વારંવાર નિઃશ્વાસો નાંખ્યા કરતો હતો. “ આ ભાઇની ડાગળી ચસ્કી જણાય છે ! ” સામે બેઠેલા એક સમવયસ્ક મિત્રે વિનોદ કર્યો. “ અરે ! જવા દો ! ભાભીએ ભાઇને સુધરા કરી મુકયા છે, તેને કયે દિવસે આપણે નાતજાતમાં આવતાં જોયા છે ? ” બીજાએ જરાક હાસ્ય સાથે ટાંણો માર્યો અને સૌ ખડખડાટ હસી પડયા. “ હા ! ભાઇઓ ! જે કહેવું હોય તે કહો, મારા જેવો મુફલીસ ફરી હાથમાં આવશે નહિ ! ગમે તે કહો પણ આ રીકીફચ રસોઇ તો તમારે જ ગળે ઉતરે ! ” માત્ર

પંદર રૂપરડીના પગારદારની જ્ઞાતિજનોમાં કેવી દશા થાય છે, તે સ્મરણમાં છતાં, તેની બિલકુલ દરકાર કર્યા વિના કંઇક સ્મિતથી, કંઇક કડકાઇથી તે યુવકે પ્રત્યુત્તર વાળ્યો. “ બીચારો ભુખ્યો જશે ! આજકાલના જુવાનીયાઓ ધરઘેલા થઇ જાય છે ! શો ઉપાય ? ” પાછાં વળતાં વળતાં રાજા છબીલારામે હૃદયના ભારમાં ભાર ભર્યો.

વાનીઓ ઉપર વાનીઓ પીરસાઇ રહી ! પકવાન્નોની કથરોટોની કથરોટો ખાલી થવા લાગી ! પીરસનારાઓ ચારે તરફ ફરતા દોડતા હાંફવા લાગ્યા ! ભૂદેવો તો ગણપતિપ્રિય નૈવેદ્યને ઉદરવિવરમાં ઠાલવતા, ઠાલવતા, ગણપતિસ્વરૂપ બની ગયા ! છેવટે સૌ એકચિત્ત થતાં ‘ હર ! હર ! મહાદેવ ! ’ ના ધ્વનિએ ત્રિવેણીના તરંગોને પણ ઉછળાવી નાંખ્યા ! વર્ષાઋતુમાં રેલથી રેલાતી ગંગા યમુના જેમ તીરને ઉલ્લંઘીને ચારે તરફ રેલાઇ જાય છે, તેમ આ જ્ઞાતિસમૂહ ભોજનભારથી ભોજનભૂમિને ભેદતો, ઉછળતો, લથડતો, શોરબકોર મચાવતો ચારે તરફ વેરાઇ ગયો.

ગ્રીષ્મ ઋતુનો સમય હતો. સૂર્યનારાયણ પ્રચંડ કિરણો વર્ષાવી ગંગાયમુનાના વહેતા જળને સ્તંભાવી રહ્યા હતા ! રંગબેરંગી પક્ષીઓ શ્રમથી શિથિલ થયેલ વૃક્ષોની ગોદમાં લંપાઇ જતાં હતાં ! દૂર દૂરથી એક સ્વાર અશ્વની પીઠ થાબડતો થાબડતો ચાલ્યો આવતો હતો ! આ જે સવિતાદેવે રક્ત વાઘામ્બરો હજુ દ્યાવાપૃથ્વીને ધરાવ્યાં ન હતાં, તે પહેલાં મંદોહા રક્ષોગણને હાંકી કાઢતાં, રાજા છબીલારામ અવશિષ્ટ નિત્યકર્મને ત્વરાથી આટોપી લઇને પોતાના સૈન્યની કૃત્રિમ યુદ્ધકળા નિરખવા નીકળી પડયા હતા. શત્રુપક્ષના સેનાની મીરસમશેર ગિરિધર બહાદુરસામે ટક્કર ઝીલતાં ઝીલતાં, તેઓનું આખું શરીર જાણે નિષ્ચેષ્ટ થયું હોય નહિ, તેમ તેઓનાં શિથિલ થઇ ગયેલાં ગાત્રો દર્શાવી રહ્યાં હતાં ! રણભૂમિની તપેલી ધુલિવૃષ્ટિથી છવાયેલા સુવર્ણમય ટોપમાં સૂર્યની કિરણાવલિ હીરાકણિઓની જેમ ચળકી રહી હતી ! એક નીચી

છતાં સુધાધૌત દીવાલોમાં ચિત્રવિચિત્ર ચિત્રાવલિથી તરી આવતી ખડકી પાસે તેઓએ પોતાના થાકીને લોથ થયેલ અશ્વને થંભાવ્યો. અશ્વના હણહણાટે જેમ ગૃહના શાંત વાતાવરણમાં તેમ ગૃહપતિના પ્રસન્નચિત્તમાં પ્રક્ષોભ કરી મુક્યો. ॐयज्ञ यज्ञं गच्छ० ઇત્યાદિ મંત્રોચ્ચારથી વિશ્વદેવોને વિસર્જન કરતો, અગ્નિદેવનો પ્રસાદ ધારણ કરતાં ન કરતાં, એક યુવક હાંફ્લો ફાંફ્લો બહાર ધસી આવ્યો. "અહો ! મહારાજ ! આપ ? સેવકને શી આજ્ઞા છે ?" "કંઇ નહિ, આજે હું બહુ શ્રમિત થયો છું, આ અશ્વ પણ એક ડગલું આગળ ભરવાની આનાકાની કરે છે," રાજા છબીલારામે અશ્વ ઉપરથી ઉતરતાં સ્મિતવદને આશ્વાસન આપતાં, તે યુવકના ખભા ઉપર પોતાનો હાથ ટેકવ્યો. "સુદામાની પર્ણકુટિ આપના ચરણકમળથી પવિત્ર થશે. પધારો !" વિદ્યુલ્લેખાવત અનેક વિચારતરંગોથી તરંગિત થયેલા હૃદયે ઉત્તર આપતાં, તે યુવક વેત્રધરની જેમ માર્ગનિર્દેશ કરતો, પોતાના ભગવાન્ સમા અતિથિને પ્રધાનખંડમાં બેસાડીને, તેઓની યોગ્યતાનુસાર સત્કાર કરવાની વ્યવસ્થા કરવા માટે અંતઃખંડમાં ગયો. રાજા છબીલારામ અતિનિર્મલ છતાં તેજસ્વી વાતાવરણમાં નિમજ્જન થતા, ખંડની સાદી છતાં મનોહર રચના જોઇને ચકિત થઇ ગયા. ખંડની સમૃદ્ધિમાં તો બે ચાર ચીનાઇ સાદડીઓ, વિવિધ રંગોથી રંગેલી અને આછી આછી પીંછીથી આલેખાએલી બે ચાર સંદુકો, એક પાસ અભરાઇ ઉપર સંસ્કૃત, હિંદી અને ફારસી ભાષાનાં વ્યવસ્થાપૂર્વક ગોઠવેલાં પુસ્તકો, બીજી પાસ સંગીત અને વ્યાયામનાં સાહિત્યો સાથે દર્ભના ઝુડાઓ અને દર્ભાસનો માત્ર નિહાળીને જ્ઞાતિભોજનને દિવસે તેઓના હૃદયમાં ભરાઇ રહેલો ભાર પીગળવા માંડ્યો. તેમાં પણ વૈદિકસંહિતા, તુલસીકૃત રામચરિતમાનસ અને આઇન અકબરી જેવાં મહત્ત્વનાં અને મનનીય પુસ્તકો, તેમ છતાં તે સઘળાં તે યુવકના એકના જ હાથથી લખાયેલાં હતાં, એમ જ્યારે તેઓના જોવામાં આવ્યું ત્યારે તો પીગળતો

રસ નીગળવા લાગ્યો ! અને જ્યારે ચારે તરફ દીવાલો ઉપર ચંદ્રિકામાં તરતા ઇંદ્રધનુષના ખંડો હોય નહિ, તેવાં દેવદેવીઓનાં ચિત્રો સાથે આગ્રાના સમરવિજયના ચિત્રે પણ તેઓનાં લોચન રસભીનાં કરી નાંખ્યાં, ત્યારે તે નીગળતો રસ સ્નેહામૃતમાં જામવા લાગ્યો ! " અહો ! શી સરસ્વતીની ભક્તિ ! શી રસજ્ઞતા ! છતાં કેટલી ગંભીર સ્વામીનિષ્ઠા ! છતાં કેવી દિવ્ય શાંતિ ! " રાજ રાજેશ્વરના મહાલયોમાં પણ એ ચારે સંપત્તિઓનું સાહચર્ય ક્યાંથી હોય ? રંકની ઝુંપડીમાં જ પ્રભુની ઝળહળતી જ્યોતિનાં દર્શન થઇ શકે ! " રાજા છબીલારામ આમ વિચારસાગરમાં નિમગ્ન થઇ ગયા હતા, ત્યાં યુવકે આવી વિનયપૂર્વક પ્રણામ કર્યા અને ભોજન લેવાની વિનંતી કરી.

સ્નાનાગારમાં પ્રવેશ કરી, યમુનાની મૃતિકાથી તેઓએ પોતાના શરીરનો મેલ કાઢી નાખ્યો અને ત્રિવેણીના પાવન જળથી સ્થૂળ તેમજ સૂક્ષ્મ—ઉભય શરીરોને પવિત્ર કર્યાં. ભોજન ખંડમાં ખદીરના પાટલા ઉપર દર્ભાસન બીછાવી, તેઓને માટે ઉત્તરાભિમુખ આસન ગોઠવી રાખ્યું હતું; મધ્યાન્હ કૃત્યો કરવાને માટે યજ્ઞવિભૂતિ, દર્ભ, યવ, તિલ, ત્રાંબાનાં પાત્રો યથાસ્થાને યોજી રાખ્યાં હતાં; રાજા છબીલારામ પોતાના આસન ઉપર બીરાજી યજ્ઞવિભૂતિથી ત્રિપુંડ્ કરી મધ્યાન્હ ક્રિયાઓ કરવા લાગ્યા, તે સમયાન્તરમાં તે યુવકે પૂર્વાભિમુખ આસન ઉપર બેસીને પુરૂષસૂક્ત, વિષ્ણુસૂક્ત અને રૂદ્રસૂક્તના મંત્રોચ્ચારથી વાતાવરણમાં દિવ્યતા રેડી દીધી. મંડળો પૂરાઇ ગયાં, ધૂપ, દીપો પ્રકટાઇ ગયા, કેળ પત્રના પત્રાવલીઓ અને પલાશપત્રના દ્રોણો આસનો, પાસે ગોઠવાઇ ગયા; સુગંધમય શીતળ જળપાત્રો પણ યથાસ્થાને મૂકવામાં આવ્યાં ! જેમ ક્ષિતિજનું દ્વાર ભેદીને ચંદ્રિકા પ્રવેશ કરે, તેમ શુભ્ર વસ્ત્રવેષ્ટિત સાક્ષાત્ લક્ષ્મીજી જ ન હોય !—તેવાં તે યુવકનાં ધર્મપત્ની પાકશાળામાંથી આવીને ભોજનનાં સાહિત્યો પીરસવા લાગ્યાં. જ્યોત્સ્નાથી છવાઇ રહેલા આકાશપટમાંથી જેમ કિરણોનો જ સંચાર

થાય, તેમ તેઓનાં શુભ્રવસ્ત્ર વેષ્ટિત અમૃતરશ્મિ રાશિસમા દેહમાંથી માત્ર કરકુસુદતાંજ દર્શન થતાં હતાં ! એક પછી એક વાની આવતી ગઇ, વિશાળ પત્રાવલી ઉપરાંત અનેક દ્રોણો પૂરાતાં પણ પાર આવ્યો નહિ. યુવકે દેવમંદિરમાં જઇને પંચદેવોને એક થાળમાં નૈવેદ્ય ધરાવ્યું, પોતાના અતિથિની ભાવપૂર્ણ પૂજા કરી અને ભોજનવિધિ કરી ભોજન કરવાનો આરંભ કર્યો.

" આહા ! આટલી બધી વાનીઓ આટલા સ્વલ્પ સમયમાં શી રીતે તૈયાર થઇ શકી ? આટલાં બધાં મિષ્ટાન્નો, પુરીઓ, રોટલીઓ, વિવિધ પ્રકારનાં ભજીયાં, પાપડ, વડી, સેવી વગેરે ફરશી ચીજોનો પણ પાર નથી ! આવડો મોટો દ્રોણ માત્ર ઉષ્ણ જલથી ભરીને શા માટે મૂક્યો હશે ? " રાજા છબીલારામ બહુ ચતુર છતાં, અનેક અનુભવો અનુભવ્યા છતાં એક બાલકના જેવા મોહાવિષ્ટ થઇ ગયા. યુવક વારંવાર પોતાની અંગુલીઓ ઉષ્ણ જલથી ભરેલા દ્રોણમાં બોળીને શુદ્ધ કરતો હતો. ' આનું કારણ શું હશે ? ' પોતાના અતિથિને આમ વિચારવિલીન જોઇને યુવકે નમ્રતાથી પ્રશ્ન કર્યો. " કેમ મહારાજ ! આ તો સુદામાનાં તંદુલ છે. આપના જેવા પુણ્યશાલીને કદાચ રૂચિકર નહિ થતા હોય ! " " અરે ! શું કહો છો ? આ એકેએક વાની જાણે દિવ્યામૃતથી ભરેલી હોય, તેવી મધુરતા તેમાં સમાઇ રહી છે; પરંતુ હજુ હું તેનો કોયડો ઉકેલી શકતો નથી, અને તેથી જ સ્તબ્ધ બની ગયો છું. આ ઉષ્ણ જલથી ભરેલો દ્રોણ શા માટે મૂકવામાં આવ્યો છે ? શા માટે તમે તેમાં તમારો હાથ વારંવાર બોળો છો ? આટલી બધી વાનીઓ શા શા પદાર્થોની બનાવી છે ? " " મહારાજ ! ક્ષમા કરશો; આપ પધાર્યા તે સમયે આ સુદામાના ઘરમાં ચોખા સિવાય બીજી કંઇ પણ ચીજ ન હતી. ઘી, દુધ, દહીં, મશાલો તો સામટો ભરી રાખવામાં આવતો હોવાથી, તેની કંઇ તંગી ન હતી. પરંતુ તે સિવાય બીજું કંઇ પણ અનાજ તેમજ શાકભાજી પણ ઘરમાં ન હતાં. કોથમીર, આદુ,

લીંબુ વગેરે પદાર્થો તો સાથેના વાડામાંજ થાય છે, આપને ચિરકાલ રોકવા, તે યોગ્ય ન હતું, તેથી માત્ર આ સઘળી વાનીઓ માત્ર એકજ અનાજ એટલે ચોખાની જ બનાવવામાં આવી છે. જૂદી જૂદી જાતના દુધપાકો, કેસરીઆ અને ગુલાબી ભાતો, ફીરની,[૨] વિવિધ પ્રકારની રોટલીઓ અને પુરીઓ, પાપડ, વડી, સેવ, ભજીયાં, જૂદા જૂદા મોદકો વગેરે લગભગ પચાસ વાનીઓ છે, તેમાં ચોખા સિવાય બીજા કોઇ પણ અનાજનો ઉપયોગ કરવામાં આવ્યો નથી. એક ચીજ ખાધા પછી તુરત હાથ ધોઇ નાંખવાનું કારણ એ છે કે–તે ચીજનાં રજકણો હાથ સાથે ચોંટી રહી બીજી ચીજ સાથે ભળી ન જાય; તેમ થાય તો બીજી ચીજમાં કેવો જૂદો સ્વાદ છે, તે બરાબર જાણી શકાય નહિ. મહારાજ ! આપ મારા જેવા રંકની સેવા સ્વીકારી લેશો, એવી પ્રાર્થના કરૂં છું."
રાજા છબીલારામ તો આ ઉત્તર સાંભળીને દિઙ્મૂઢ થઇ ગયા ! પોતાને ઘેર જ્ઞાતિભોજનમાં તે યુવકે કાઢેલા ઉદ્ગારો તેઓ સમજી શક્યા. 'જેના ઘરમાં નિત્ય આવું અમૃતભોજન થતું હોય, તેને ઇતર ભોજન નિ:સ્વાદ લાગે, તેમાં આશ્ચર્ય શું ?' આવી ઉદાર વિચારપરંપરાથી તેઓનો જઠરાગ્નિ પણ અસાધારણ પ્રદીપ્ત થયો, અને પ્રત્યેક વાની હોંસે હોંસે આરોગી.

ભોજનવિધિ સમાપ્ત થયો; શ્રી ઇષ્ટદેવ હાટકેશ્વરની સ્તુતિ કરતાં કરતાં રાજા છબીલારામને મુખવાસથી પ્રસન્ન કર્યા. તેઓના અનુચરો ભાળ કાઢતા કાઢતા ત્યાં આવી પહોચ્યા હતા. યુવકના શરીરે પોતાના કોમલ હસ્તથી મૃદુ મૃદુ સ્પર્શ કરતાં કરતાં, પ્રસન્નવદનમાંથી સ્મિત-કલિકાઓ વર્ષાવતા વર્ષાવતા તેઓ વિદાય થયા.

હિરણ્યતેજના અંબરસમાં સૂર્યનારાયણ હિરણ્યરથમાં બેશીને દિશાસુંદરીઓને હિરણ્યરસથી રસતા હતા. હર્ષથી હલકાતા હૈડાને

---

૨ ઉકાળેલા દુધમાં ચોખાનો સાંતવેલો લોટ નાંખી ધીમી આંચ ઉપર તે દુધને ઘટ્ટ કરવામાં આવે છે. તેને ફીરની કહે છે.

આમ તેમ ઉછાળતી, કલ્લોલિની ત્રિવેણી રાજત કરનિકરથી અમૃતરસ રેલાવતા ભગવાન્ સૂર્ય દેવને પોતાના ઉલ્લસતા વક્ષઃસ્થલ ઉપર પધરાવતી હતી ! કમલિનીના ગુંજારવ સંગીતમય મૃદુ મૃદુ નૃત્ય સાથે પક્ષીઓ કિલકલાટ રવથી નાચી રહ્યાં હતાં ! પશુઓના હર્ષઘોષોના ધ્વનિઓ અને પ્રતિધ્વનિઓ દિગન્તમાં નવ્ય જીવન રેડતા હતા ! દેવમંદિરોમાં ઘંટાનાદ થઇ રહ્યો હતો; વિદ્યાર્થીઓ વેદધ્વનિથી, યાજ્ઞિકો યજ્ઞના ધુમ્રથી, ભક્તો ભજનની ધૂનથી સ્ત્રીપુરૂષો અર્ઘ્યપૂજનથી વિમાનોમાં બેશીને દોડાદોડ કરતાં દેવ દેવીઓને પરિતૃપ્ત કરતાં હતાં ! બાળકો ગેલ કરી રહ્યાં હતાં, શીતલપવન એ સર્વનો સંદેશ લઇને સૂર્યનારાયણને પોહોચાડવા દોડી જતો હતો. હસતાં પુષ્પો, નમન કરતી વૃક્ષશાખાઓ, આમ તેમ લચતા ધાન્ય છોડવાઓ—એ સર્વ સૂર્યનારાયણ જેવા મહાન્ અતિથિને વધાવતાં ન હોય, તેવું થઇ રહ્યું હતું ! તુરત રત્નજડિત છડી લઇ એક છડીદાર તે યુવકની સમીપમાં સલામ કરતો ખડો થયો. “ રાજા છબીલારામબહાદુરે આપને આમંત્ર્યા છે, આ ફરમાન પત્ર મોકલ્યું છે, સાથે આ પોષાક પણ મોકલ્યો છે; વાહનો તૈયાર છે, આપ અને આપનાં પત્ની સત્વર પધારો, એવી તેઓની ઇચ્છા છે, ” છડીદારે ફરમાન પત્ર અને પોષાક આપતાં આપતાં પ્રાર્થના કરી. સૂર્યનારાયણે જેમ અખિલ સૃષ્ટિમાં નવું જીવન અર્પણ કર્યું હતું. તેમ ભાગ્યદેવીએ નવુંજ જીવન તે યુવકને અર્પણ કર્યું. રાજા છબીલારામે તેને પોતાના ખાનગી કાર્યભારીની નિમણુક કર્યાનો હુકમ લખી મોકલ્યો હતો, તેનાં ધર્મપત્નીને પોતાની પુત્રીરૂપે સ્થાપી હતી. “ શ્રીકૃષ્ણ ભગવાને સુદામાને આથી અધિક શું અર્પ્યું હતું ? અહો ! મહાત્માઓનાં હૃદયો અગાધ હોય છે, તેઓનાં ચરિતો અગમ્ય હોય છે ! ” એવા વિચારવમળમાં વિલીન થતાં થતાં તે દંપતીએ નવીન જીવનને વધાવી લીધું.

---

# પ્રકરણ ૧૧ મું

## આગ્રાનો બળવો.

( તા. ૨૪–૨–૧૭૧૯ થી તા. ૧૨–૮–૧૭૧૯ સુધી )

રાજા છબીલારામની સામાજિક પ્રવૃત્તિ માટે તો આપણે માત્ર ઉપર્યુક્ત દંતકથાથી જ વિરમવું પડશે. બાદશાહ ફરૂખસીયરનું રાજકીય જીવન એટલે સૈયદ ભાઇઓની અવિરત ખટપટ, અને તે ખટપટમાંથી છૂટવાની તેઓની અવિશ્રાંત ગડમથલ. રાજા છબીલારામે પોતાને શરીરે તે ખટપટનો સ્પર્શ પણ થવા દીધો ન હતો, છતાં તેઓના જેવા બાદશાહના બળવાન્ મિત્રને સૈયદ ભાઇઓ જતા કરે, તે અશક્ય જ હતું. આગ્રાના બળવામાં રાજા જયસિંહ સવાઇએ કરેલી ભૂલનો તેઓને અકસ્માત્ લાભ મળી ગયો. આગ્રાનો બળવો શા કારણથી થયો, બંડખોરો કોણ કોણ હતા, અને કેવી રીતે તેઓ બંડ ઉઠાવી શક્યા, તે સઘળો વૃત્તાંત સ્ફુટ કર્યા પહેલાં, બળવાની પૂર્વપરિસ્થિતિ ઉપર દૃષ્ટિક્ષેપ કરવાની જરૂર રહે છે.

એ તો નિર્વિવાદ છે કે–ફરૂખસીયરને પટણાના સુબા સૈયદ હુસેનઅલીખાન અને અલ્હાબાદના સુબા સૈયદ અબ્દુલાખાનની સાહાય્ય ન મળી હોત તો તે હિંદુસ્થાનના સિંહાસન ઉપર આરૂઢ થવાને ભાગ્યવાન્ થયો હોત નહિ. તેમ તે પણ એટલુંજ સ્પષ્ટ છે કે આગ્રાના યુદ્ધમાં રાજા છબીલારામ અને રાજા ગિરિધરબહાદુરે જે પ્રાણાર્પણ પરાક્રમ કર્યું હતું, તે ન કર્યું હોત તો સૈયદભાઇઓને હિંદુસ્થાનના બાદશાહના પણ બાદશાહ થવાનો મદ જામી ગયો હતો, તે થવા પામત નહિ. બાદશાહ અને સૈયદો વચ્ચેના વૈમનસ્યનું કારણ તો અલબત, બાદશાહનું હૃદય-દૌર્બલ્ય જ હતું. આરંભથી જ સૈયદોએ બાદશાહની આસપાસ તેમજ મુલ્કી અને લશ્કરખાતાંઓમાં સ્વપક્ષી અધિકારીઓ નીમી દીધા હતા તો

પણ જ્યાં સુધી મુગલ અધિકારીઓનું બળ ટકી શક્યું, ત્યાં સુધી સૈયદો ફાવી શક્યા ન હતા. ખટપટનું જોર આગળ વધતાં અટકાવવાના હેતુથી છોટાભાઇ સૈયદ હુસેનઅલીખાનને દક્ષિણમાં સરસુબો બનાવી મોકલી દીધો. ( તા. ૪–૪–૧૭૧૫ ). પરંતુ ત્યાં તેણે જૂદી જ બાજી રમવા માંડી. બાદશાહને પદભ્રષ્ટ કરી, તેની જગ્યાએ પિત્રાઇ-ઓમાંથી હરકોઇને ગાદીએ બેસાડવો અને રાજ્યની સઘળી સત્તા સ્વહસ્તગત કરવી, તે તેનો અંતરમનોરથ હતો. મરાઠાઓની સાહાય્ય વિના તે મનોરથ સફલ થાય તેમ ન હતો. બાદશાહી અધિકારી-ઓમાં આવા અંતઃકલહો જોઇને મરાઠાઓને હિંદુપતપાદશાહી સ્થાપવાનો અને તેવો વિચાર પ્રચરિત કરવાનો યોગ્ય અવસર મળી ગયો. સૈયદ હુસેન અલીખાને સ્વાર્થ સાધવા માટે જ મુસલમાનોના અને મુસલમાન બાદશાહીના કટ્ટા શત્રુઓ સાથે ગુપ્ત સંધિઓ કરવા માંડી. પરંતુ તેનું પરિણામ પોતાના અને આખી બાદશાહીના વિનાશમાં જ આવ્યું. ઇ. સ. ૧૭૧૭ ( તા. ૧૨–૪–૧૭૧૭ ) માં બાદશાહે ઔરંગ-જેબના ક્રૂર દીવાન ઇનાયત ઉલ્લાહખાનની વસુલાત ખાતાના અને નાણાપ્રકરણી ખાતાના દીવાનની પદવીએ જયારે નીમણુંક કરી, ત્યારથી બડાભાઇ વજીર સૈયદ અબદુલ્લાખાનના હૃદયમાં જે દ્વેષાગ્નિ ધુંધવાતો હતો, તે સળગી ઉઠયો. ત્યાર પછી ઇ. સ. ૧૭૧૮ માં જયારે પોતાના વિશ્વાસપાત્ર મુગલ અમીરો મહમદ અમીનખાન, ઇતકાદખાન અને સરબુલંદખાનને મહત્ત્વની જગ્યાઓ આપી, ત્યારે તે અગ્નિમાં તેલ હોમાયું. આ પ્રસંગે એક ખાસ હકીકતની નોંધ લેવાની જરૂર જણાય છે. મુસલમાન સરદારો પૈકી ઇરાની અને તુરાની મુગલ સરદારો બાદશાહના પક્ષમાં હતા, ત્યારે અફઘાનો એટલે પઠાણો અને હિંદુસ્થાની મુસલમાનો સૈયદોના પક્ષમાં હતા. સૈયદોના પૂર્વજો તો બગદાદથી હિંદુસ્થાનમાં આવ્યા હતા. પરંતુ ચિરકાલના નિવાસથી તેઓ હિંદુસ્થાની મુસલમાનો કહેવાતા હતા. તે સમયે રજપુતાનામાં અને બુંદેલખંડમાં રજપુત રાજ્યો હતાં. રજ-

પુતાનામાં ઉદયપુર, જોધપુર અને અંબર ( જયપુર ) નાં ત્રણ મુખ્ય અને બલવાન્ રાજ્યો હતાં. તે ત્રણ રાજ્યોમાંથી ઉદયપુર દિલ્હીની રાજખટપટથી કેવલ દૂર જ રહ્યું હતું. જોધપુર અને અંબરને પરસ્પર વિરોધ હતો. તે કારણથી અંબરાધિપતિ રાજા જયસિંહ સવાઇ જ્યારે ફરૂખસીયર બાદશાહના પક્ષમાં હતા, ત્યારે જોધપુરના રાજા અજિતસિંહે પોતાની પુત્રીને બાદશાહને પરણાવ્યા છતાં તેઓ સૈયદોના પક્ષમાં ભરાઇ બેઠા હતા. બાદશાહ પોતે છેવટ સુધી એમ માનતો ન હતો કે મહારાજા અજિતસિંહ જ તેઓને દગો દેશે. પરંતુ વિધાતાના ખેલો તો ન્યારા જ હોય છે! જાજઉના યુદ્ધમાં ઔરંગઝેબના જ્યેષ્ઠ પુત્ર બહાદુરશાહને વિજય સાથે રાજમુકુટ અપાવનાર બુંદીના હાડા રાજા બુદ્ધસિંહ તેમજ બહાદુરશાહને અનેક વિગ્રહોના દાવાનલમાંથી ઉદ્ધારનાર પન્નાના બુંદેલ રાજા છત્રસાલ તો રાજમુકુટ ધારણ કરનારને જ વફાદાર હોય, તેમાં આશ્ચર્ય શું? તેઓના પ્રતિપક્ષીઓ બાદશાહના પ્રતિપક્ષમાં જ ભળે, તે પણ તેટલું જ સ્વાભાવિક છે. કોટાના હાડારાજા ભીમસિંહ, નરવર* ના કચ્છવાહ રાજા ગજસિંહ અને દતીયાના બુંદેલ રાજાઓ

---

*નરવર—ગ્વાલીયરના રાજ્યનો એક જિલ્લો તેમજ એક નગર. તેનું પ્રાચીન નામ પદ્માવતી હતું. પુરાણોક્ત નાગવંશીય રાજાઓ ત્યાં રાજ્ય કરતા હતા. ઉત્તર હિંદુસ્થાનના દિગ્વિજેતા સમ્રાટ સમુદ્રગુપ્તે ઇ. સ. ૩૩૬માં ત્યાંના રાજા ગણપતિનાગને હરાવી, તેનું રાજ્ય ખાલસે કર્યું હતું. વિન્સેંટ સ્મીથનો ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ, બીજી આવૃત્તિ, પૃ.૨૯૯-૩૦૮. કુશવંશીય નલ રાજાએ તે નગર ઇ. સ. ૨૯૫ માં વસાવ્યું હતું અને ત્યાં રાજ્ય જમાવ્યું. મહાભારતોક્ત દમયંતી કથાનો નલ તે આજ નલ હતો, એમ ટોડ સાહેબનું ધારવું છે. ટોડ રાજસ્થાન, કલકત્તા સંસ્કરણ ( ઇંગ્રેજી ), ભાગ ૨ જો, પૃ. ૩૩૫.

કાશીમાં રાજ્ય કરનાર કચ્છવાહવંશીય રાજાના કોઇ વંશજે ઇ. સ. ના ૧૦ મા સૈકામાં નરવર અને ગ્વાલીયર જીતી લીધાં હતાં. ત્યાર પછી ઇ. સ. ૧૧૨૯ માં પરિહાર વંશના રાજાઓએ તે જીતી લીધાં અને ઇ. સ. ૧૨૩૨ સુધી તેઓએ ત્યાં રાજ્ય કર્યું. ત્યાર પછી દિલ્હીના

દલપત અને મહકમસિંહે સૈયદોનો પક્ષ લીધો હતો. સઘળી પરિસ્થિતિ જોતાં સ્પષ્ટ થાય છે કે–સૈયદો ધીમે ધીમે મજબૂત પક્ષ જમાવી શક્યા હતા. બાદશાહ પોતે તે સઘળું પાઇ ગયો હતો, છતાં તેનો પ્રતિકાર કરવાને માટે ન હતી તેનામાં બુદ્ધિની તીવ્રતા, ન હતો હૃદયનો ઉદ્રેક કે ન હતી ચિત્તની સ્વસ્થતા. પ્રથમ તો તેઓએ સૈયદભાઇઓને મનાવવા મહારાજા અજિતસિંહ સાથે જ વિષ્ટિ કરાવી, પરંતુ તેઓએ તો હિત શત્રુનું જ કાર્ય કર્યું. (તા. ૩૦–૮–૧૭૧૮), ત્યાર પછી સ્વેચ્છાનુસાર રાજતંત્ર ચલાવવા દેવાની કબુલત સાથે વજીર સાહેબને મનાવવા તેઓએ કેટલાક અમીરોને પણ મોકલ્યા. તે અમીરો પણ ફરી બેઠા અને વજીર સાહેબને શરણ થયા. તા. ૨૯–૯–૧૭૧૮ ને રોજ વજીર સૈયદ અબ્દુલ્લાખાને પોતાના ભાઇ સૈયદ હુસેન અલીખાનને દક્ષિણ હૈદ્રાબાદમાંથી બોલાવવા પત્ર લખી મોકલ્યો; અને હવે તેણે પોતાની ભીષણ તૃષ્ણાઓને તૃપ્ત કરવાની યોજનાઓ ઘડવા માંડી. (તા. ૨૪–૯–૧૭૧૮).

ફરૂખસીયરને મુગલસરદારોમાંથી ભવિષ્યમાં નિજામના રાજ્યની સ્થાપના કરનાર ચિનકિલિચખાન નિજામ–ઉલ–મુલ્ક અને તેના કાકા મહમદઅમીનખાન ઉપર સૌથી વધારે વિશ્વાસ હતો. પરંતુ તેઓ તો સીંમમાંથી જ સડેલા નીવડ્યા. ચિનકિલિચખાનના પિતા મીરશાહબુદીને

---

ગુલામવંશના બાદશાહ અલ્તમસે નરવર અને ગ્વાલીયર જીતી લીધાં. (ઇ. સ. ૧૨૩૨). તૈમુરના આક્રમણ પછી દિલ્હીના બાદશાહના કબજામાંથી તે રાજ્યો તોમરવંશી રાજાએ જીતી લીધાં (ઇ. સ. ૧૪૦૦) અને ઇ. સ. ૧૫૦૭ સુધી ત્યાં રાજ્ય કર્યું. ત્યારપછી દિલ્હીના લોદી વંશના બાદશાહ સીકંદરે ઇ. સ. ૧૫૦૦ માં પાછાં તે રાજ્યો બાદશાહીમાં જોડી દીધાં. અકબરના વખતમાં માળવા પ્રાંતનો નરવર નામનો એક જિલ્લો હતો. શાહજહાનના વખતમાં કચ્છવાહવંશીય રાજાએ તે આખો પ્રદેશ જીતી લીધો અને ઇ. સ. ની ૧૯ મી સદી સુધી ત્યાં રાજ્ય કર્યું. ત્યાર પછી સિંધિયાએ તે જીતી લીધું. હિંદી વિશ્વકોષ પુ. ૧૧ પૃ. ૪૬૨

ઔરંગઝેબના લશ્કરી અમલદાર તરીકે અનેક યુદ્ધોમાં વિજયો મેળવી, તેનો વિશ્વાસ સંપાદન કર્યો હતો. તે સમયે ચિનકિલિચખાન પોતાના પિતાની સાથે જ હતો. ઔરંગઝેબના પુત્ર બહાદુરશાહે તેને અયોધ્યાનો સુબેદાર અને ગોરખપુરનો ફોજદાર બનાવ્યો હતો. બહાદુરશાહના મૃત્યુ પછી તેણે આરંભમાં જહાંદારશાહનો પક્ષ લીધો હતો, અને લાહોરની લડાઇમાં તે અજીમ-ઉશ-શાનની સામે લડવા ઉભો રહ્યો હતો. પરંતુ જહાંદારશાહની સેનામાં ભંગાણ પડતું જોઇ, તે અજીમ-ઉશ-શાનને શરણે ગયો. છતાં અજીમ-ઉશ-શાનની સખ્ત હાર થતી જોતાં જ તે જહાંદરશાહની છાવણીમાં ચાલ્યો ગયો. આગ્રાના યુદ્ધમાં જહાંદારશાહે તેને સેનાપતિ બનાવ્યો હતો. તેમ છતાં તે પ્રસંગે પણ જહાંદારશાહનો પરાજય થતાં જોઇને તે અને તેનો કાકો મહમદઅમીખાન ફરૂખસીયરના પક્ષમાં ચાલ્યા ગયા.* ફરૂખસીયરે તો તેના ઉપર અપૂર્વ કૃપા દર્શાવી હતી. તેણે તેને દક્ષિણના સરસુબાની જગ્યો આપી હતી, અને નિજામ-ઉલ-મુલ્કનો ઇલ્કાબ અને ત્યાર પછી ખાનખનાન તથા અસફજહાન તેમજ ફતેહ જંગબહાદુરના ઇલ્કાબો પણ તેણેજ આપ્યા હતા. ( ઇ. સ. ૧૭૧૩ ). છતાં તે કૃપાનો બદલો તેણે રાજ્યના પાયા ગડગડાવી નાંખવામાં આપ્યો. મરાઠાઓને તેણે મદદ કરી ન હોત તો મરાઠાઓ કદી નર્મદાનદીની ઉત્તરના બાદશાહી પ્રાંતોમાં પ્રવેશ કરવા પામ્યા ન હોત. સૈયદ હુસેન અલીખાનને ખટપટનું જાળું ગુંથતાં અટકાવવાના હેતુથી બાદશાહને તેને દક્ષિણમાં મોકલી દેવાની જરૂર પડી. અને તેજ કારણથી તેને દક્ષિણના સરસુબાની જગ્યા આપી અને નિજામને† ત્યાંથી બોલાવી મુરાદાબાદની ફોજદારની જગ્યોએ ગોઠવ્યો, ( ઇ. સ. ૧૭૧૫ ) દિલ્હીદરબારમાં આવી ગડમથલ ચાલી રહી હતી,

---

* Irvin's Later Maghals Vol. I pp. 40-41 & 227 & 268, 269.

† તેજ પૃ. ૩૨૮.

તેનો લાભ લેવાના ખાતર મહમદઅમીનખાન, જે માળવા પ્રાંતનો સુબો હતો, તે ત્યાંથી વગરપરવાનગીએ દિલ્હી દોડી આવ્યો તેને બાદશાહે પોતાના અંગરક્ષકોનો અધિકારી બનાવ્યો. બુંદેલખંડમાંથી રાજા છત્ર સાલને બોલાવીને બાદશાહે તેનો પ્રીતિપૂર્વક સત્કાર કર્યો ( તા. ૩–૫–૧૭૧૮ ), પરંતુ તેઓએ તો સૈયદોની ખટપટજાળથી દૂર રહેવાનું જ ઉચિત ધાર્યું. છેવટે બાદશાહની દૃષ્ટિ નિજામ–ઉલ–મુલ્ક ઉપર પડી. તે તેને મુરાદાબાદથી સત્વર બોલાવી વજીર સાહેબને મનાવવા મોકલ્યો. પરંતુ તે મનાવવા જનાર જ મનાઇ ગયો અને સૈયદોનું બળ જોઇને, તેઓના પક્ષમાં ફરી ગયો.

સૈયદ હુસેનઅલીખાનને વડાભાઇનો પત્ર મળતાંજ, તેણે મરાઠાઓના મહારાજા શાહુછત્રપતિ સાથે સંધિ કરી. મરાઠાઓ દક્ષિણના સઘળા બાદશાહી પ્રાંતોમાંથી ચોથ અને સરદેશમુખી લેવાને પોતાને હકદાર સમજતા હતા. બહાદુરશાહના સમયમાં સરસુબેદાર દાઉદપન્નીએ તેઓના હકનો સ્વીકાર કર્યો હતો. પરંતુ તેની જગ્યાએ નિજામ–ઉલ–મુલ્કની બદલી થતાં તેણે વાંધો ઉઠાવ્યો હતો. સૈયદ હુસેનઅલીખાનને મરાઠાઓની મદદ વિના ચાલે તેમ ન હતું; તેથી ચોથ અને સરદેશમુખીની તેમજ શિવાજીમહારાજે મેળવેલા પ્રદેશ ઉપર સ્વરાજ્યના હકની સનદો બાદશાહ પાસેથી અપાવવાનું તેણે કબુલ કર્યું. તે સંધિજ પોતાના તેમજ બાદશાહીના વિનાશનું મૂલ થઇ પડી. શાહુરાજાએ પ્રથમ પેશવા બાલાજી વિશ્વનાથને મોટી સેના સાથે તેની મદદમાં મોકલ્યો. ઔરંગાબાદથી દિલ્હી જતાં પહેલાં તેણે દક્ષિણના પ્રાંતોમાં પોતાના વિશ્વાસપાત્ર સુબાઓને ગોઠવ્યા અને પોતાના નાની ઉમરના ભત્રીજા સૈયદઆલમ અલીખાનને સરસુબાની જગ્યાએ ગોઠવી, શાહુ રાજાના પ્રતિનિધિ શંકર મલ્હારને તેનો સલાહકાર નીમ્યો. ઇ. સ. ૧૭૧૮ ના નવેંબર માસમાં તેણે લગભગ ત્રીશ હજાર સૈનિકોની સેના સાથે ઔરંગાબાદથી કુચ કરી, તે સમયે દક્ષિણ અને માળવાના જિલ્લાઓના અને થાણાઓના

મુસલમાન ફોજદારો તેને મળી ગયા; રજપુતોમાંથી ખુંદેલા રાજા જયસિંહ અને ખુંદેલા સરદાર મુહકમસિંહ સિવાય બીજા કોઇએ ખુલ્લી રીતે તેનો પક્ષ લીધો ન હતો. તા. ૧૮–૧૨–૧૭૧૮ ને રોજ સૈયદ હુસેન અલીખાન તેનું મોટું લશ્કર લઇને મંડુ પાસે પડયો. તે સમયે બાદશાહે તેને મનાવવા માટે ઇખ્લાસખાનને મોકલ્યો હતો, છતાં તે એકનો બે થયો નહિ. ગ્વાલીયરના ફોજદાર અને દિલ્હી ખાતાના પોતાના જ વકીલના પત્રોમાં લખાઇ આવ્યું કે–બાદશાહે બડાભાઇનું મન મનવ્યું છે અને હવે વૈમનસ્યનું કંઇ કારણ રહ્યું નથી. છતાં છોટાભાઇ તો પ્રચંડ ઝંઝાવાતની પેઠે માર્ગમાં જે કંઇ આવતું તેનો વિનાશ કરતા છેવટે ઇ. સ. ૧૭૧૯ ના જાન્યુઆરી માસમાં આગ્રે જઇ પોહોચ્યા. અહીં તેના શરીરે પ્રથમની લડાઇઓમાં થયેલા જખમો ઉભળી આવ્યા. મિત્રસેન નામનો એક નાગર બ્રાહ્મણ+ ઔરંગજેબના

---

+ ખાફીખાન નામનો સમર્થ ઇતિહાસકાર આ સમયે હુસેન અલીખાનની છાવણીમાં હતો. તેણે મિત્રસેનને નાગર બ્રાહ્મણ કહ્યા છે. (ખાફીખાન, પુ. ૨, પૃ. ૮૨૫) અર્વિન, પુ. ૧, પૃ. ૩૫૯.

પરંતુ મહમદ કાસીમ લાહોરીએ પોતાના ઇબ્રાતનામા (પૃ. ૨૬૭) માં તેને તીવારી ગૌડ બ્રાહ્મણ કહ્યો છે. સ્વ. સાક્ષર શ્રી નવલરામ લક્ષ્મીરામે અકબર બાદશાહના બીરબલની કથાઓ લખી છે. તે પ્રસંગે તેઓએ તે બીરબલને નાગર બ્રાહ્મણ કહ્યો છે. (નવલગ્રંથાવલિ, પુ. ૧, પૃ. ૨૯૮) મિત્રસેનને નેકુસીયરે બીરબલનો ઇલ્કાબ આપ્યો હતો, તેથી તે મિત્રસેન પણ બીરબલના નામથી ઓળખાતો હતો. ને બે બીરબલોને સેળભેળ કરી દેવાથી તેઓની તેવી ભૂલ થયેલી જણાય છે. કેમકે અકબર બાદશાહનો બીરબલ તો બ્રહ્મભાટ બારોટ હતો અને તેની જન્મભૂમિ કાલ્પી નગરી હતી. અકબર બાદશાહે કાલિંજરમાં તેને જાગીર આપી હતી. તેનું અસલનામ મહીદાસ હતું, બાદશાહે બીરબલની પદવી આપ્યા પછી તે બીરબલના નામથી પ્રસિદ્ધ છે. (ગોવિન્દ સખારામ દેસાઇ કૃત મુસલમાની રીયાસત, ભાગ ૨ જો, ઉત્તરાર્ધ, ગુજરાતી ભાષાંતર, પૃ. ૧૬૮). હિંદી વિશ્વકોષકારે તો તે બીરબલને પણ બ્રાહ્મણ કહ્યો છે. (હિંદી વિશ્વકોષ પુ. ૪ પુ. ૪, પૃ. ૬૦૮–૬૦૯)

પુત્ર નેકુસીયરનો કાર્યભારી હતો. તે વૈદ્યક વિદ્યામાં પણ બહુ કુશલ અને વિખ્યાત હતો તેથી હુસેન અલીખાને તેને બોલાવ્યો અને તેની ચિકિત્સાથી તેને સારો પેઠે આરામ થયો.

ઇ. સ. ૧૬૮૧ માં જ્યારે ઔરંગજેબની સામે તેના પુત્ર અકબરે બળવો કર્યો હતો, ત્યારે ઔરંગજેબે તેના આખા કુટુંબને પકડીને આગ્રાના કિલ્લામાં કેદ કર્યું હતું. તેમાં નેકુસીયર પણ હતો, અને તે વખતે તેની ઉમ્મર દશ વર્ષની હતી.× આજે એટલે ઇ. સ. ૧૭૧૯ માં તેનું વય ૪૮ વર્ષનું થયું હતું; તે અરસામાં એક પણ દિવસ તેને કિલ્લાની બહાર પગ મૂકવા દેવામાં આવ્યો ન હતો. તેના પોતાનામાં તો કંઇ દમ ન હતો, પરંતુ તેનો કાર્યભારી મિત્રસેન બુદ્ધિશાલી અને મહત્ત્વાકાંક્ષી હતો; ટુંક મુદતમાં તે સૈયદસાહેબના અધિકારીઓનો વિશ્વાસ મેળવી શક્યો હતો, અને તેઓની ગુપ્ત ગોષ્ઠિથી જાણી શક્યો કે, સૈયદસાહેબ આવડી મોટી ગંજાવર સેના સાથે પધાર્યા છે, તેનું બીજું કંઇ કારણ ન હતું, પણ ફરૂખસીયરને પદભ્રષ્ટ કરી તેની જગ્યાએ તેના વંશજોમાંથી હર કોઇને ધકેલી દેવો અને પોતે આખા હિંદુસ્થાન ઉપર સ્વતંત્રસત્તા ભોગવવી, એજ તેને હૃદ્‌ગત મનોરથ હતો. તેનો પોતાના સ્વામી નેકુસીયરનો હક સૌથી શ્રેષ્ઠ લાગ્યો. નેકુસીયર આખા હિંદુસ્થાનનો બાદશાહ છે. અને તે પોતે તેનો માનીતો વજીર થઇ સ્વચ્છંદે મ્હાલે છે,’ એવાં એવાં મધુર સ્વપ્નાં તેને આવવા લાગ્યાં ! સ્વપ્નાંને સફલ કરવાની પ્રબળ વાંછનાએ પ્રેરાઇને તેણે હિમ્મત રાખી પોતાની ધારણા સૈયદસાહેબને જણાવી. “ નેકુસીયર ઔરંગજેબનો પૌત્ર છે, તેને નિષ્કારણ ગેરઇનસાફ થયો છે. અને રાજગાદી ઉપર તેનો હક સૌથી શ્રેષ્ઠ છે. ” એમ તેણે દૃઢતાથી પણ સવિનય નિવેદન કર્યું. પરંતુ તે નિવેદનનું પરિણામ બહુ ભયંકર આવ્યું. પોતાની ગુપ્તબાજી આગ્રાનો એક

---

× ખાફીખાન પુ. ૨ પૃ, ૨૭૫. +તેજ પુ. ૨ પૃ. ૮૨૫–૮૨૮

બ્રાહ્મણ પાછ જાય, તેનો તેના હૃદય ઉપર વજ્રપાત આઘાત થયો. મોટા તિરસ્કારથી તેણે તેને છાવણીમાંથી હાંકી કઢાવ્યો. ચિત્રસેન પણ કાળો નાગ જ હતો! સૈયદ સાહેબનું અપમાન તેને હાડોહાડ વ્યાપી ગયું. ગમે તે રીતે પણ પોતાના સ્વામીને હિંદુસ્થાનના બાદશાહ બનાવવાની નંદરાજાના દરબારમાંથી છંછેડાયેલા ચાણાક્યની પેઠે તેણે ભીષણ પ્રતિજ્ઞા કરી. આગ્રાના બળવાનું બીજ તેજ ક્ષણે રોપાયું! તા. ૧૬-૨-૧૭૧૯ ને રોજ સૈયદ હુસેન અલીખાને બાદશાહનું કાલસ્વરૂપ ધારણ કરી, એક કટ્ટર વિજેતાની પેઠે દિલ્હીમાં પ્રવેશ કર્યો, અને દિલ્હીના મેદાન ઉપર છાવણી નાંખી. બડાભાઇથી તો બાદશાહ કાયર કાયર થઇ ગયો હતો, તેવામાં આ સંહારમૂર્ત્તિ છોટાભાઇએ તેને બ્હાવરો બનાવી દીધો. તા. ૧૯-૨-૧૭૧૯ ને રોજ બડાભાઇ વજીર-સાહેબ પોતે મહારાજા અજિતસિંહ અને હાડા રાજા ભીમસિંહને સાથે લઇને છોટાભાઇના દરબારમાં ગયા, અને ત્યાં તે મિત્ર-ચોકડીએ ગુપ્ત મંત્રણા કરી, બાદશાહનું કાસળ કાઢી નાંખવાની યોજના ઘડી કાઢી. તા. ૨૦-૨-૧૭૧૯ ને રોજ બાદશાહની આસપાસના વિશ્વાસુ અમલદારોની અને અંગરક્ષકોની પણ બડાભાઇએ બદલી કરાવી નાંખી અને ત્યાં પોતાનાં માણસો ગોઠવ્યાં. આગ્રામાં બળવાની તૈયારી થવાની ગંધ આવી ગઇ હતી, તેથી સૈયદોએ તેના સુબેદારની જગ્યાએ ધૈરત-ખાનને નીમી દીધો. તા. ૨૨-૨-૧૭૧૯ (સં. ૧૭૭૫ ના ફાલ્ગુન સુદ ૧ ગુરૂવાર) ને રોજ સૈયદ હુસેનઅલીખાનના આગ્રહથી બાદશાહે પોતાના સાચા મિત્રો રાજા જયસિંહ સવાઇને તેમજ બુંદીના હાડા રાજા બુદ્ધસિંહને દિલ્હી છોડી જવાનો હુકમ કર્યો. રાજા જયસિંહ સવાઇએ તેજ તારીખે દિલ્હીથી કુચ કરી અને તા. ૨૮-૨-૧૭૧૯ સુધીમાં પોતાની હદમાં બલસરાઇ ગામે મુકામ કર્યો. તે સ્થળેથી તેઓએ ઉદેપુરના રાણા સંગ્રામસિંહના મંત્રી બિહારીદાસ ઉપર તા. ૨-૩-૧૭૧૯ ને રોજ એક પત્ર* લખ્યો છે. તે પત્રથી જણાય છે કે

---

* જુઓ પરિશિષ્ટ અંક. ૯

બાતમી મળી ગઇ (તા. ૨૪-૨-૧૭૧૯). રાજા જયસિંહ સવાઇ અને છબીલારામ બહાદુર એકઠા થાય, અને તેઓ આગ્રાના બળવાખોરોને મદદ કરે તો પોતાના દિવસો ભરાઇ ચૂકયા, એમ સૈયદ ભાઇઓ બરાબર સમજતા હતા. તેઓએ એકદમ છબીલારામને ધમકીનો પત્ર લખ્યો (તા. ૨૫-૨-૧૭૧૯). "જો તેઓ ખટપટથી દૂર જ હોય તો તેઓ શા માટે પોતાની જામીનગીરી માટે ગિરિધર બહાદુરને દિલ્હીમાં ન મોકલી દે?" છબીલારામ બહાદુર તો કેવળ નિર્દોષ જ હતા; દિલ્હીની ખટપટમાં તેઓએ કદી ભાગ લીધોજ ન હતો, તેમ લેવાની ઇચ્છા પણ ન હતી. ત્યારે શા માટે તેઓ કંઇ પણ દગલબાજીની શંકા પણ રાખે? વજીરસાહેબના ફરમાનને માન આપી, તેઓએ ગિરિધર બહાદુરને દિલ્હી મોકલી દીધા. પરંતુ વજીરસાહેબનું હૃદય તો મલિનતાથી સડબડતું હતું. તુરત તેઓએ તેને નજરકેદ કર્યા અને લુફત ઉલ્લાહખાન સીદીક અને તેના પુત્ર હિદાયતખાનને દારોગા નીમી, તેઓના કબજામાં સોંપ્યા.+

તા. ૨૩-૨-૧૭૧૯ ને રોજ હુસેન અલીખાન બાદશાહની સલામે મહેલમાં ગયો. વજીર સાહેબે અગાઉથીજ મેહેલ ફરતાં પોતાનાં માણસો ગોઠવી દીધાં હતાં. અલીખાનની સાથે મરાઠાઓની સેના પણ આવી હતી. દિલ્હીની પ્રજાને આ પહાડી ઉંદરો કૌતુકરૂપ થઇ પડયા. દીવાનખાનામાંથી બાદશાહના ખાસ અંગરક્ષકોને પણ હાંકી કાઢવામાં આવ્યા. બન્ને સૈયદભાઇઓ અને રાજા અજિતસિંહ બાદશાહને ઘેરીને બેઠા, અને તેઓએ પોતાની એકે એક માગણી કબુલ કરાવી. અંતઃપુરના સેનાધ્યક્ષ ઇતિકાદખાનને પણ દૂર કર્યો, અને તેની જગ્યાએ પોતાનું માણસ ગોઠવ્યું. મહકમસિંહ ખુંદેલાને મેહેલનો મુખ્ય દરવાજો સોંપ્યો. એ રીતે

---

+ ખીજરખાનના પુત્ર મહમદ ઉપરનો સિવનિહ નામનો ઇતિહાસ પૃ. ૭, અર્વિન, પુ. ૨ પૃ. ૭

તા. ૨૭–૨–૧૭૧૯ સુધીમાં બાદશાહને પજવી પજવીને છેક કલાહીન અને પક્ષહીન કરી નાંખ્યો. તે દિવસે પ્રાતઃકાલમાં બડાભાઇ સૈયદઅબદલાખાન મહારાજા અજિતસિંહ, કોટાના રાજા ભીમસિંહ અને નરવરના રાજા ગજસિંહને સાથે લઇને મેહેલમાં ઘુસી ગયો, અને ચૂડામણજાટને મેહેલની યમુનાનદી ઉપર પડતી બાજુ ઉપર ગોઠવી દીધો. તે દિવસે જ્યારે બાદશાહ પૂરેપૂરો સાણસામાં સપડાયો, ત્યારે બન્ને ભાઇઓએ પોતાનું રૂપ ખુલ્લું કર્યું. બિચારા બાદશાહને પાણીથી પાતળો કરી નાંખ્યો. અને તે ભયથી થરથરતો, ક્રોધથી સળગતો તથા કચરાયેલ નાગની પેઠે ફુંફાડા મારતો અંતઃપુરમાં નાશી ગયો. મહારાજા અજિતસિંહ અને વજીર સાહેબે તે રાત્રિએ મેહેલમાં જ વાસ કર્યો; પરંતુ છોટાભાઇ પોતાની છાવણીમાં ચાલી ગયા, અને તા, ૨૮–૨–૧૭૧૯ ને રોજ છોટાભાઇએ મેહેલની આસપાસ તથા શેહેરના મુખ્ય મુખ્ય ભાગોમાં સૈનિકો ગોઠવી દીધા. મધ્યાન્હ થતાં, તેણે મરાઠાઓ અને પઠાણોના મોટા લશ્કર સાથે મહેલ તરફ કુચ કરી. બાદશાહના મોગલસરદારોને તો બલહીન કરી નાંખ્યા હતા, છતાં તેઓ આત્મહીન થયા ન હતા. તેઓ સઘળા ગાઝીઉદીન (અહમદબેગ) અને બાદશાહના શ્વસુર સાદતખાનની સરદારી નીચે એકઠા થયા. અને બાદશાહને બચાવવાને માટે પોતાના પ્રાણો અર્પણ કર્યા. પ્રથમ તેઓને મરાઠાઓ સાથે યુદ્ધ થયું. મરાઠાઓ તરફથી બાલાજી વિશ્વનાથ પેશવા, તેનો બાલપુત્ર બાજીરાવ, સેનાપતિ ખંડેરાવ દાભાડે, ઉદાજી પવાર, સંતાજી ભોંસલે અને રાણાજી ભોંસલે× ત્રીશહજાર સ્વારો સાથે સૈયદોની મુરાદ પાર પાડવાને તૈયાર થઇ રહ્યા. એમ કહેવાય છે કે મરાઠાઓએ તે યુદ્ધમાં બહુ ભીરુતા બતાવી. ખાફીખાન તે સમયે દિલ્હીમાંજ હતો. તેણે પોતાના રસિક ઇતિહાસમાં તેનું બહુ છટાદાર વર્ણન કર્યું છે.

× સરદેસાઇકૃત મરાઠી રિયાસત, મધ્યભાગ, પૃ. ૧૦૫

(પૃ. ૮૧૧). તેઓના તે પ્રસંગે બે હજાર માણસો મરાયાં, તે સાથે સંતાજી ભોંસલે પણ કામ આવી ગયો. *

સૈયદહુસેન અલીખાન તેથી કંઇ નિરાશ થયો ન હતો, મોગલોને તો તે ચાંચડની જેમ ચોળી નાંખે તેવો હતો. તેઓ સાથે શેહેર વચ્ચે થોડી ઝપાઝપી થઇ, તેમાં સાદતખાન ઘવાયો અને મરાયો; ગાજીઉદ્દીન અને બીજા મોગલ સરદારો જીવ લઇ પોતાના મકાનમાં ભરાઇ પેઠા. એ રીતે હુસેન અલીખાને મેહેલની બહાર સઘળું નિષ્કંટક કરી નાંખ્યું. પ્રજાજનોમાં અનેક ગપ્પાઓ ચાલવા લાગ્યાં, તેનું નિરાકરણ ન થાય, તો સામાન્ય બળવાનો ભય ઉપસ્થિત થયો. સૈયદહુસેન અલીખાને બડાભાઇને મહેલમાં સંદેશ મોકલ્યો કે-" તાકીદે તૈમુરના એકાદ વંશજને તખ્ત ઉપર ધકેલી દો અને ફરૂખસીયરને પકડી કેદ કરો." બડાભાઇએ તે આજ્ઞા સ્વીકારી અને રાણીવાસમાં સંતાઇ રહેલા કુંવરોમાંથી એકને પકડી લાવવાનું કામ કાદરખાન પઠાણની સરદારી નીચે મહારાજા અજિતસિંહના ભંડારીઓને સોપ્યું. વરૂના ટોળાની માફક તેઓ જનાનખાનાઓમાં ફરી વળ્યા, અને અનેક સ્ત્રીઓના વિલાપોની અવગણના કરી તેઓ રફી ઉદ્દરજાતને પકડી લાવ્યા. મહારાજા અજિતસિંહ અને વજીરસાહેબે તેને મયૂરાસન ઉપર ચઢાવી દીધો અને શહેરમાં તુરત તેના નામનો ઢંઢેરો પીટાવ્યો. ફરૂખસીયરનો કાળ તો વિકરાલ દંષ્ટા પ્રસારીને ધસ્યો આવતો જ હતો! વજીરસાહેબે રાજા રતનચંદ્ર, રાજા બખ્તમલ અને દીદારખાનને પઠાણની પલટણ સાથે અંતઃપુરમાંથી ફરૂખસીયરને પકડી રજુ કરવાનો હુકમ કર્યો. તેઓએ ત્યાં થાય તેટલો અત્યાચાર કર્યો, અનેક સુંદરીઓને ભ્રષ્ટ કરી, જે

* ખાફીખાન પ્રમાણે ૨૦૦. મીરજામહમદ પ્રમાણે ૧૦૦૦ થી ૪૦૦૦ અને કામરાજ પ્રમાણે ૪૦૦ માણસો મરાયાનું નોંધાયું છે. અર્વિન પુ. ૧ પૃ. ૩૮૪

સામી થઇ તેઓને કતલ કરી અને અંતઃપુરનું લુંટાય તેટલું ઝવેરાત લુંટી લીધું. બાદશાહને કુતરાની પેઠે ઘસડીને દીવાનખાનામાં લઇ ગયા, વજીરસાહેબે તેની આંખો ફોડી નાંખી અને અંધારી કોટડીમાં પુરાવી દીધો. ત્યાં પણ તેની ઉપર અત્યાચાર કરવામાં ખામી રાખી નહિ. ગુપ્ત રીતે તેનો અંત આણવા તેને ઝેર આપ્યું, પણ તેના દુર્દૈવે તે ઝેર તો તેને પચી ગયું; બીચારો કારાગ્રહમાંથી ભાગી છુટવાની તજવીજ કરતો હતો, તેવામાં વજીરસાહેબની આજ્ઞાથી પઠાણ કારાધ્યક્ષે તેને નિર્દયપણે માર મારી મારી નાંખ્યો. ( તા. ૨૮–૪–૧૭૧૯ ).* એ રીતે પાળીને ઉછેરેલા નાગોની પેઠે તે સૈયદભાઇઓએ પરિણામે બદલો આપ્યો.

બલસરાઇથી દીવાન બીહારીદાસ ઉપરના પત્રમાં લખ્યા મુજબ રાજા જયસિંહ સવાઇ તા. ૨–૩–૧૭૧૯ ને રોજ ત્યાંથી કૂચ કરીને તા. ૧૦–૩–૧૭૧૯ સુધીમાં અંબર પોહોચી ગયા. મિત્રસેન આગ્રાના કિલ્લાના અમલદારો અને સૈનિકોને તૈયાર કરી રાજા જયસિંહની સાહાય્ય મેળવવા અંબર દોડી ગયો. રાજા જયસિંહ સવાઇ જાણતા હતા કે ફરૂખસીયર ઉપર કોઇને પણ ખરી પ્રીતિ હતી તો તે પોતાના મિત્રો રાજા છબીલારામબહાદુર અને નિજામ–ઉલ–મુલ્કની હતી. તે બન્ને સરદારો હૃદયપૂર્વક મદદ કરે તો સૈયદોનો વિનાશ કરવાનું કામ કંઇ બહુ કઠિન ન હતું. તેઓએ પોતે બનતી મદદ આપવાનું કબુલ કર્યું, તે સાથે એક પત્ર રાજા છબીલારામ બહાદુરને અને એક પત્ર નિજામ–ઉલ–મુલ્કને લખી આપ્યો. સૈયદો નિજામ–ઉલ–મુલ્કથી રાઠ નાંખતા હતા. છોટાભાઇએ તો તેનું કાસળ કાઢી નાંખવાની બડાભાઇને સલાહ આપી હતી. પરંતુ નિજામ–ઉલ–મુલ્કનો વાંકો વાળ કરવાથી આખી

---

*અર્વિન. પુ. ૧ પૃ. ૩૭૩ થી ૩૯૪, ખાફીખાન. મીરજા મહમુદ, કાસવારખાન, શિવદાસ, સીયર–ઉલ–મુતખેરીન, ખુશાલચંદ, કામરાજ, વરીદ, મહમદ કાસીમ લાહોરી હાથાનગેર–ઇતિહાસકારોના ઇતિહાસોને આધારે.

મોગલ પ્રજા ધણધણી ઉઠે તેમ હતી. તેવા સંયોગોમાં તેને દિલ્હીથી દૂર કરવો, તેજ વડાભાઇને ઉચિત લાગ્યું. તા. ૧૫-૩-૧૭૧૯ ને રોજ તેને માળવાના સુબેદારની જગ્યાએ બદલી કરી વિદાય કરી દીધો. તા. ૨૦-૩-૧૭૧૯ ના અરસામાં તેણે આગ્રે મુકામ કર્યું, તે પ્રસંગે મિત્રસેન તેને મળ્યો અને બળવાની તેણે જે તૈયારી કરી રાખી હતી, તે કહી સંભળાવી. વિશેષમાં તેણે કહ્યું કે-" આપ નામદાર, રાજા જયસિંહ સવાઇ અને રાજા છબીલારામ બહાદુર, એટલા જો ધારે તો આજે ક્ષણમાત્રમાં આખું હિંદુસ્થાન તાબે કરી શકે. સૈયદો જેવા દુષ્ટોને દળી નાંખવા, તે આપને મન રમત જેવું છે." નિજામે તેનો શો પ્રત્યુત્તર આપ્યો, તે જાણવામાં આવ્યું નથી, પરંતુ પાછળથી તેના વર્તન ઉપરથી જણાય છે કે-તેણે બહુ ઉત્સાહભરેલો ઉત્તર આપ્યો નહિ હોય. છતાં નેકુસીયર ઉપર તેણે ગુપ્ત પત્ર લખ્યો હતો, તે પાછળથી પકડાયો હતો તે ઉપરથી મિત્રસેનને તેણે સંતોષજનક આશા આપી હશે, એમાં તો શક જેવું નથી. ઇતિહાસકાર ખાફીખાન તેનો બચાવ કરે છે; પરંતુ ખાફીખાન તેનો દીવાન હતો, તેથી તેને તેનો પક્ષપાત હોય, તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી* છતાં એટલું તો સ્પષ્ટ છે કે-રાજા છબીલારામ મદદે આવી શકયા ન હતા અને રાજા જયસિંહ સવાઇ નાહિમ્મત થઇ ગયા હતા. તેવી પરિસ્થિતિમાં તે એકલો અગ્નિ-કુંડમાં ઝંપલાવે, તેવો મૂર્ખ ન હતો. સૈયદો સાથે તેને એટલું બધું વૈમનસ્ય થઇ ગયું હતું કે જો સઘળા સંયોગો સાનુકૂળ હોત તો તો તેનો લાભ લીધા વિના તે કદી રહ્યો હોત નહિ.

દિલ્હીમાં સૈયદોને આ સઘળા સમાચાર ગુપ્તચરોથી મળતા રહેતા હતા. નવા નીમાયેલા ખૈરતખાનને તેઓએ એકદમ આગ્રે રવાને કરી દીધો. કિલ્લેદાર સફીખાનને બરતરફ કરીને તેની જગ્યો સમંદરખાનને

---

* History of India Sir H. Elliot, Vol. VII, p. 208.

આપી અને આગ્રાનો ગુપ્ત ભંડાર હસ્તગત કરવાનું તેમજ બની શકે તો નેકુસીયર અને તેના ભાઇઓની આંખો ફોડી નાંખવાનું કામ દિલાવરખાનને સોંપી, તેઓને પણ રવાને કરી દીધા. (તા. ૫-૫-૧૭૧૯).

આગ્રાના બળવાખોરોને તેની કંઇ અસર થઇ નહિ. તેઓએ અપૂર્વ ઉત્સાહથી ધારેલી યોજના પાર પાડવા માંડી. તા. ૧૮-૫-૧૭૧૯-ને રોજ તેઓએ કિલ્લાની બહાર મોટો દરબાર ભરી નેકુસીયરને હજારો મનુષ્યોની મેદની વચ્ચે બાદશાહી આડંબરથી રાજ્યાભિષેકની ક્રિયા કરી. નેકુસીયરને બાદશાહ જાહેર કરતાંજ, તેણે મિત્રસેનને વજીરનો પોષાક, ૭૦૦૦ સ્વારોની સનસબી તથા તેની વિદ્વત્તા માટે રાજા બીરબલનો ઇલકાબ આપ્યો. તે સાથે ગુપ્ત ભંડારમાંથી એક ક્રોડ રૂપીઆ હસ્તગત કર્યા અને સઘળા અમલદારો અને સૈનિકોને બક્ષીસો આપી ઉત્તેજિત કર્યા. બે દિવસ પછી રાજા બીરબલે (મિત્રસેને) ફરી દરબાર ભર્યો, લશ્કર એકઠું કરવા માંડયું, યુદ્ધની સામગ્રીઓ તૈયાર કરવા માંડી, તે સાથે આગ્રાના કોટવાળની જગ્યાએ પોતાનું માણસ ગોઠવ્યું. કિલ્લા બહાર ખેરતખાન ઇસ્લામખાનના મકાનમાં છાવણી નાંખી પડયો હતો, તેના ઉપર તોપોનો મારો શરૂ કર્યો, અને લડાઇ જાહેર કરી.

બીજેજ દિવસે આ સમાચાર દિલ્હીમાં પોહોચતાંજ, સૈયદ ભાઇઓના હૃદય ઉપર વજ્રપાત આઘાત થયો. દરમ્યાન રફી ઉદ્દરજાતને ગાદીએ બેસાડયા પછી તેઓ અનેક ઉથલપાથલ કરવામાં ગુંથાઇ ગયા હતા. તેઓએ ફરૂખસીયર બાદશાહના વફાદાર અમલદારોની જાગીરો જપ્ત કરી, અને વડાભાઇએ પોતાના ખુશામદખોરોમાં તેનું છૂટથી લ્હાણું કર્યું; ઇતિકાદખાનને પકડી કેદ કર્યો, અને તેના ઘરમાં જે કંઇ જવાહીર અને દ્રવ્ય મળી આવ્યું, તે પણ તે સ્વાહા કરી ગયો. મરાઠા સરદાર બાલાજી વિશ્વનાથ પંડિતને દક્ષિણના બાદશાહી પ્રદેશ ઉપર ચોથ તેમજ સરદેશમુખીના હકોની, તે સાથે શિવાજીએ મેળવેલા

પ્રદેશ ઉપર સ્વરાજ્યના હક્કની સનદો કરી આપી, રવાને કરી દીધો (તા. ૩૦–૩–૧૭૧૯). ત્યારપછી તેઓની દૃષ્ટિ બાદશાહી ખજાના ઉપર પડી. ખાફીખાને તે પ્રસંગનું બહુ ઓજસ્વી ભાષામાં વર્ણન કર્યું છે. તે લખે છે કે:–"એમ કહેવાય છે કે સૈયદ ભાઇઓએ બન્ને મહેલમાંથી મળી શક્યું તેટલું જવાહીર, દ્રવ્ય અને અલંકારો લુંટી લીધા, તેમજ હાથીઓ અને ઘોડાઓની પણ બાકી રાખી નહિ. સૈયદ અબદલાખાન રમણીઓનો બહુ રસીઓ હતો. તેના પોતાના અંતઃપુરમાં પોતાની કામવાસના તૃપ્ત કરવાને ૭૦ થી ૮૦ અપ્સરાઓ એકઠી કરવામાં આવી હતી. છતાં મરહુમ બાદશાહના અંતઃપુરની ત્રણ સુંદરી ઉપર તે બહુ મોહી પડ્યો અને તેઓને પોતાના અંતઃપુરમાં ધકેલી દીધી.

બે ભાઇઓમાં જે ભ્રાતૃપ્રેમ હતો તે દ્વેષ અને ઇર્ષ્યામાં બદલાઇ ગયો. યદ્યપિ વડોભાઇ વજીર હોવાથી અમલદારોની બહાલી બરતરફીનો સર્વ અધિકાર તેના હાથમાં હતો, છતાં છોટોભાઇ હુસેનઅલીખાન પરાક્રમી, અનુભવી, ઉદાર અને માની હતો; તે સમયે તેનો જોટો મળવો મુશ્કેલ હતો. બાહુબળથી અને હૃદયના ઔદાર્યથી તેણે અનેક અમીરોનાં મન જીતી લીધાં હતાં, તેથી વસ્તુતઃ રાજ્યકાર્યભારની સત્તા તે દબાવી બેઠો હતો. એમ હોવાથી તે બન્ને ભાઇઓ વચ્ચે વારંવાર વિખવાદો થયા કરતા હતા" (પૃ. ૮૧૬).×

આ પ્રસંગે પણ દીવાન રત્નચંદ્ર વચમાં પડ્યો. તે સમયે તેઓની સ્થિતિ કેટલી બધી વિષમ હતી, તેનું તેણે ભાન કરાવ્યું. જપ્ત કરેલી જાગીરોમાંથી છોટાભાઇના ખુશામદીઆઓનો ભાગ પડાવી, તેનું મન મનાવ્યું.* આગ્રાના બળવાની ચિંતાકારક સ્થિતિના સમાચાર તે

× Elliot's History of India, Vol. VII p. 481.

* અર્વિન, પુ. ૧, પૃ. ૪૦૮, કામવારખાન અને ખાફીખાનને આધારે.

અવસરે આવી પોહોચ્યા. તુરત ધૈરતખાનને મદદ મોકલવાની મોટા પાયા ઉપર તૈયારી કરવા માંડી. હૈદરકુલીખાન, ઇવાઝખાન, અસદ અલીખાન, કોટાના રાજા ભીમસિંહ અને ચૂડામણ જાટની સરદારી નીચે મોટી સેના રવાને કરી દીધી. વડાભાઇની સલાહ થયાથી છોટાભાઇ સૈયદ હુસેનઅલીખાને પણ બીજું લશ્કર લઇ આગ્રા પ્રતિ પ્રયાણ કર્યું, અને શહેર બહાર બારાપુલ પાસે છાવણી નાંખી પડાવ નાંખ્યો ( તા. ૨૫-૫-૧૭૧૯ ).

દરમ્યાન આગ્રાના કિલ્લાના અમલદારો સુસ્થ થઇને બેશી રહ્યા. ધૈરતખાનાં માણસો પ્રગણામાં મહેસુલ ઉઘરાવવા ગયાં હતાં. કિલ્લાના લશ્કરે તે સંધિનો લાભ લીધો હોત અને કિલ્લામાંથી બહાર નીકળી ધૈરતખાનની છાવણી ઉપર ધસારો કર્યો હોત તો સૈયદોના મનોરથો ધૂળધાણી થયા હોત. પરંતુ કિલ્લેદાર મશીખાનના ભાઇ ઇસ્લામખાનને તથા તેના આખા કુટુંબને સૈયદોએ દિલ્હીમાં કેદ કર્યાથી, તે કેવલ ભગ્નહૃદય થઇ ગયો હતો. મિત્રસેન રાજા જયસિંહ સવાઇ અને રાજા છબીલારામની રાહ જોયા કરતો હતો. જયસિંહ સવાઇએ ૧૦,૦૦૦ સ્વારોની સેના લઇને અંબરથી ટોડે આવી પડાવ નાંખ્યો હતો, પરંતુ રાજા છબીલારામ અને નિઝામ આવ્યા પેહેલાં ત્યાંથી એક ઇંચ પણ આગળ વધવાની તેઓની હિમ્મત ચાલતી ન હતી. છતાં ઉદયપુરના રાણાને ગમે તેમ સમજાવીને તેઓ પાસેથી નાણાની મદદ મેળવી હતી, એમ તેઓના તા. ૯-૮-૧૭૧૯ ના પત્ર ઉપરથી જણાય છે* તે પત્રમાં તેઓએ રાણાજીને જણાવ્યું હતું કે રાજા છબીલારામ અને નિઝામ બન્ને મોટાં સૈન્યો લઇ મદદે આવવા નીકળી ચૂક્યા છે, તે હકીકત તદન ખોટી જ હતી.× નિઝામ-ઉલ-મુલ્કે પોતાના મનોરાજ્યમાં એક

---

* જુઓ પરિશિષ્ટ અંક ૧૦

× અર્વિન પુ. ૨ પૃ, ૨.

જન્મદીજ બાજી બીછાવી દીધી હતી. અથવા એમ કહો કે દક્ષિણમાં એક સ્વતંત્ર રાજ્ય સ્થાપવાને વિધાતાએજ તેના લલાટમાં છઠ્ઠીના લેખો લખ્યા હતા. તેથી વગરવિચાર્યું એક પણ પગલું ભરવાનું સાહસ કરે તેવો તે ન હતો. રાજા છબીલારામે મિત્રસેનને મદદ આપવાનો સ્વીકાર કર્યાનું એક પણ પ્રમાણ મળી આવ્યું નથી. તેઓના ભત્રીજા ગિરિધર બહાદુર દિલ્હીમાં સૈયદોના કબજામાં હતા. તેવી પરિસ્થિતિમાં તેઓ કંઇ પણ સાહસ કરે, તે માની શકાય તેમ જ ન હતું. છતાં સૈયદ-ભાઇઓ તેની પ્રતિછાયાથી પણ ભડકતા હતા; તેથી તેઓએ તેઓને પોતાના પ્રાંતમાંજ રોકી રાખવાની યુક્તિ કરી. ફરૂકાબાદના નવાબ મહમદ બંગસ દ્વારા તેઓએ કાલ્પીના† જમીનદાર જસ્રનસિંહને છબીલારામ સામે બળવો કરવાને ઉશ્કેર્યો. છબીલારામ તો તે બળવો દાબી દેવામાંજ ગુંથાઇ રહ્યા હતા.

છતાં નગરજનોના તરંગી મગજોમાંથી નિત્ય નિત્ય નવનવી કલ્પનાઓ ઉદ્‌ભવ્યા કરતી હતી. નેકુસીયર ફકીરને વેષે રાજા જયસિંહ સવાઇની છાવણીમાં પોહોચી ગયો અને તેઓને લઇને તે આવે છે, તેમજ નિઝામ-ઉલ-મુલ્ક અને રાજા છબીલારામબહાદુર પ્રચંડ સૈન્યો લઇને ધસ્યા આવે છે, તેવાં ગપ્પાંઓ ચાલવા લાગ્યાં. તેમ છતાં જ્યારે હૈદર કુલીખાનની * સરદારી નીચે નવું લશ્કર આવ્યું, ત્યારે ધૈરતખાનના

---

† કાલ્પી શહેર કાનપુર અને ઇટાવા વચ્ચે આવેલું છે. અકબર બાદશાહના બીરબલની તે જન્મભૂમિ હતી. તે સમયે કાલ્પી જિલ્લો આગ્રા પ્રાંતમાં હતો (અર્વિન પુ. ૧ પૃ. ૨૧૬) છતાં અલ્હાબાદની નજીકમાંજ તે પ્રદેશ હોવાથી, તેનો જમીનદાર છબીલારામ સામે બળવો કરી શકયો હતો. હિંદી વિશ્વકોષ પુ. ૪ પૃ. ૬૦૮-૬૦૯

* હૈદરકુલીખાન ઇરાની મોગલ હતો, ઇ. સ. ૧૭૧૪-૧૫ માં નિઝામ-ઉલ--મુલ્કના તાબામાં તેને દીવાન (વસુલાતી અને નાણાંપ્રકરણી કાર્યભારી) નીમવામાં આવ્યો હતો. ત્યાં નિઝામની સાથે તેને બન્યું નહિ અને

શરીરમાં નવું ચૈતન્ય વ્યાપ્યું. તેઓએ કિલ્લાને ચારે તરફથી ઘેરી લીધો અને પ્રચંડ યુદ્ધ શરૂ કર્યું. એક તરફ તોપોનો ઘોર સંગ્રામ મચી રહ્યો, તેવામાં બીજી તરફ મિત્રસેનને શેતરંજની એક નવી ચાલ સુજી. નેકુસીયરના નામથી તેણે એક પત્ર લખી સૈયદોને મોકલી દીધો. મહમદ કાસીમ લાહોરીએ તે પત્રની નકલ પોતાના ઇબ્રાતનામા નામના ઇતિહાસમાં આપી છે ( પૃ. ૨૭૦ ), ઉપરથી જણાય છે કે નેકુસીયરે તેમાં એક વિજેતા બાદશાહના જેવી ભાષામાં તે પત્ર લખ્યો હતો. તેમાં લખ્યું હતું કે "હિંદુસ્થાનના રાજસિંહાસન ઉપર એક છોકરાને બેસાડી દેવામાં તમને શરમ આવતી નથી? જ્યેષ્ઠ વારસને મૂકીને કનિષ્ઠને ગાદીએ બેસાડયાનો પૂર્વે એક પણ દષ્ટાંત બન્યો છે? અલબત્ત, બિચારા ફરૂખસીયરને બંધન અને ઘાત તો હેવે જન્મથી જ નિર્મી રાખ્યાં હતાં. તે પણ તમે બે ભાઇઓ તમારાં કૃત્યો માટે યોગ્ય પશ્ચાત્તાપ કરશો તો તમને ક્ષમા આપવામાં આવશે એટલું જ નહિ પણ તમારી પ્રતિષ્ઠામાં કે સત્તામાં કંઇ પણ ખંડન કરશું નહિ" સૈયદ હુસેન અલીખાન તો આ પત્ર વાંચી ખીજવાયેલ વિકરાળ વાઘની પેઠે ઘુરકી ઉઠયો. પરંતુ બડાભાઇએ તેને શાંત કર્યો. છેવટે ગમે તે ભોગે આગ્રાના કિલ્લાને વિદીર્ણ કરવાની પ્રતિજ્ઞા કરી, પ્રયાણની તૈયારી કરી. તેવામાં બીજી ગડબડ જાગવાથી તેને રોકાઇ રહેવું પડયું.

---

દિલ્હી ચાલ્યો ગયો (તા. ૨-૧૧-૧૭૧૫) ત્યાર પછી સુરત જિલ્લાનો તેને ફોજદાર બનાવ્યો હતો. (તા. ૯-૮-૧૭૧૬) ફરૂખસીયરે તેને ત્યાંથી તા. ૨૦-૬-૧૭૧૮ને રોજ પોતાની હજુરમાં બોલાવી લીધો. આગ્રાના બળવામાં પરાક્રમ કરવાથી તે સૈયદહુસેન અલીખાનનો માનીતો થઇ પડયો હતો. છતાં મહમદશાહ બાદશાહને લઇને તે નિજામને પરાસ્ત કરવા જતો હતો, ત્યારે ટોડાભીમની છાવણીમાં તેનું ખૂન કરવાને જે મોગલ અધિકારીએ પ્રપંચ રચ્યો હતો, તેમાં હૈદરકુલીખાને મુખ્ય ભાગ લીધો હતો,—અર્વિન, પુ. ૧ પૃ. ૪૧૩. પાદ ટિપ્પણ.

નેકુસીયરે પોતાના પત્રમાં લખ્યું હતું, તેમ વીશ વર્ષની ઉમ્મરના અને ક્ષયના વ્યાધિથી પીડાતા છોકરા રફી ઉદ્દરજાતને સૈયદોએ હિંદુસ્થાનના મયૂરાસન ઉપર બેસાડી દીધો હતો. તે જ મયૂરાસન તેને કંટકાસન થઇ પડયું. દિલ્હીનો બાદશાહી મહેલ તેને ફરૂખસીયરની અંધારી કોટડી કરતાં પણ વધારે અકારો થઇ પડયો. સૈયદોએ વસ્તુતઃ તેની પાસેથી અંતઃપુરનો જીવનોલ્લાસ ઝુંટવી લીધો હતો અને તેને બદલે તેને બંધીવાનનો કૃપણ કલેશ અર્પ્યો હતો. દુષ્કાલમાં અધિક માસની પેઠે વિષયાસક્ત અબદલ્લાખાન તેની નિર્દોષ બેગમને સતાવ્યા કરતો હતો. અંતે હૃદયવ્યથાનો ભાર ન સહન થયાથી, નિર્વેદ પામી તેણે બાદશાહીનું રાજીનામું આપ્યું. ( તા. ૪–૬–૧૭૧૯ ). તુરત તેના જ્યેષ્ઠબંધુ રફી–ઉદૌલાને પકડી મગાવવામાં આવ્યો અને તેને કનિષ્ઠ બંધુની જગ્યાએ બહાલ કર્યો ( તા. ૬–૬–૧૭૧૯ ). હૃદયછેદનથી પીડાતો પીડાતો બીચારો રફી ઉદ્દરજાત તા. ૧૧–૬–૧૭૧૯ ને રોજ ખુદાના દરબારમાં ઇનસાફ માગવા ચાલ્યો ગયો. એ રીતે બાદશાહોની બરતરફીબહાલીનું કાર્ય તો નિર્વિઘ્ન પતી ગયું. પરંતુ ફરૂખસીયરની મેહેરબાનીથી જ જેઓના પિંડો પોષાયા હતા, તેવા મોગલ સરદારોના આત્મા શી રીતે સ્વસ્થ થઇ શકે ? તેઓના હૃદયમાં પ્રજળી રહેલો અગ્નિ હજુ ઓલવાયો ન હતો. ફરૂખસીયરના મામા સાઇસ્તખાને આંધળિયાં કરી બળવો કર્યો. સૈયદોના પઠાણો તેને પોહોચી વળે તેવા હતા. ઝફરખાન અને નરહરખાને તેની સાથે તુમુલ યુદ્ધ કરી તેને હરાવ્યો અને પકડીને સૈયદો પાસે રજુ કર્યો; સૈયદોએ તેનાં ઘરબાર લુંટાવી લીધાં અને તેને અંધારી કોટડીમાં પુરાવી દીધો. (તા.૧૦–૬–૧૭૧૯ ) ફરૂખસીયરના સાળા સઆદતખાનને તેમ તહવરખાન અને રૂહુલ્લાખાનને ટોડે રહ્યા રહ્યા રાજા જયસિંહસવાઇ ઉશ્કેરતા હતા. રૂહુલ્લાખાનને તો અમદાવાદનો ફોજદાર નીમવામાં આવ્યો હતો. તે પોતાની જગ્યાએ હાજર થવા દિલ્હીથી વિદાય પણ થયો, છતાં

અમદાવાદ ન જતાં રાજા જયસિંહ સવાઇની છાવણીમાં ચાલ્યો ગયો. તેની સાથે સલાબતખાન અને તહવરખાને પણ તેઓનો આશ્રય લીધો. ( તા. ૨૨-૬-૧૭૧૯ ). તેઓના જોડાવાથી રાજા જયસિંહના બળમાં કદાચ વૃદ્ધિ થઇ હશે, પરંતુ દિલ્હીમાં તો પૂર્વવત્ શાંતિ પથરાઇ ગઇ, અને સૈયદહુસેન અલીખાન નિવૃત્ત થયો.

તા. ૨૩-૬-૧૭૧૯ ને રોજ સૈયદહુસેન અલીખાને મોટા લશ્કર સાથે બારાપુલથી આગ્રે જવા પ્રયાણ કર્યું. તેને મદદ કરવા નિઝામ-ઉલ-મુલ્કનો કાકો મહમદ અમીનખાન, સમસદૌલાખાન દૌરાન, ઝફરખાન અને ફરૂકાબાદનો નવાબ મહમદ બંગસ વગેરે આવ્યા હતા. આખી સેના તા. ૮-૭-૧૭૧૯ ને રોજ આગ્રે આવી પોહોચી.

આગ્રે પોહોચતાં જ સૈયદહુસેન અલીખાને કિલ્લો તાબે કરવા મજબૂત તૈયારી કરવા માંડી. આખો કિલ્લો ઘેરી લીધો, યમુના નદીની બાજુએ જાટ યોદ્ધાઓની સાથે તેઓના સરદાર ચૂડામણ જાટને ગોઠવી દીધો. તુરત બન્ને બાજુઓએથી પ્રચંડ તોપોનો મારો શરૂ થયો. હુસેનઅલીખાનના ફડફડાટથી કિલ્લાના સૈનિકો ગાંજ્યા જાય તેવા ન હતા. એક પછી એક દિવસ કરતાં આખો માસ વ્યતીત થવા આવ્યો. તોપના મારાએ કિલ્લાના એક પણ કાંગરાને ખંડિત કર્યો ન હતો. ત્યારે હવે કરવું શું ? કિલ્લાની દિવાલ સામે સઘળાં શસ્ત્રાસ્ત્રો કુંઠિત નીવડયાં. છેવટે ભેદનીતિ અજમાવવાનો નિશ્ચય થયો. કિલ્લાના સૈનિકોને ઇનામોની લાલચો આપવામાં આવી. કુરૂક્ષેત્રની સમરભૂમિ ઉપર યુધિષ્ઠિરે દ્રોણાચાર્યને જે યુક્તિથી નિર્વીર્ય કરી નાંખ્યા હતા, તેવી કંઇક યુક્તિ સૈયદોએ પણ અજમાવી. દિલ્હીથી કિલ્લેદાર સફીખાનના ભાઇ ઇસ્લામખાનનો બનાવટી પત્ર મગાવ્યો; તે પત્રમાં સફીખાનને શરણ થવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો. સફીખાનને તે પત્ર પોહોચાડવામાં આવ્યો, તે સાથે કિલ્લો શરણ કરવાની માગણી કરવામાં

આવી. કિલ્લામાં સંઘરેલું અનાજ સડેલું નીકળ્યું. નવું અનાજ આવી શકે તેમ ન હતું. ભૂખમરાએ આખા લશ્કરને બ્હાવરૂં બનાવી દીધું. તેઓએ કિલ્લો શરણ કરવાની મિત્રસેનને વિનંતિ કરી. મિત્રસેને તેઓનાં મન શાંત કરવા ખાનગી કાર્યભારી નાથમલને તેઓની પાસે મોકલ્યો. ભૂખના દુઃખથી વિવશ થયેલા સૈનિકોએ તેને પકડીને શત્રુને સ્વાધીન કર્યો. સૈયદહુસેન અલીખાને તેની જડતી લેવરાવતાં, તેની કલમદાનમાંથી સૈયદોને મદદ આપવા આવનાર અનેક અમલદારોના નેકુસીયર ઉપરના પત્રો મળી આવ્યા. તેમાંનો એક પત્ર પોતાના નામનો પણ હતો. સૈયદના ક્રોધનો પાર રહ્યો નહિ, પણ તે સમયે મૌન ધારણ કરવું, તેજ ઉચિત હતું. બિચારા નાથમલને તોપને ગોળે ઉડાવી મુકાવ્યો. છેવટ સફીખાને પણ ગભરાઇ જઇ કિલ્લાના દરવાજા ઉઘાડી નાંખ્યા, અને તે શત્રુઓને તાબે કર્યો ( તા. ૧૨-૮-૧૭૧૯ ).

તુરત હુસેનઅલીખાનના હુકમથી વાઘની પેઠે ખીજવાયેલા સિપાઇઓ કિલ્લામાં ઘુંસી ગયા, અને જેઓ હાથ આવ્યા, તેની કતલ કરવા માંડી. રૂપલાલ કાયસ્થને પકડીને રજુ કર્યો, તેની પણ તેજ દશા કરી. છેવટે નેકુસીયર અને તેઓના બે ભાઇઓને પકડીને સૈયદહુસેન અલીખાનની હજુરમાં લઇ આવ્યા. નેકુસીયર પોતે નિર્દોષ હતો, તેથી દીન શરણાગતની પેઠે આક્રંદ કરવા લાગ્યો. તેની માએ કિલ્લામાંથી સૈયદહુસેન અલીખાનને બહુ આર્જવો કહી મોકલાવી. તેઓનું અપમાન કરવામાં આવ્યું નહિ, પણ દિલ્હી પોહોચતાં સુધી તેઓને સખ્ત પ્રતિબંધમાં રાખવામાં આવ્યા. નેકુસીયરને પકડ્યા પછી મિત્રસેનને પકડવાની ધમાલ મચી રહી. સફીખાન અને તેનું લશ્કર વિફરી ગયું, સફીખાને દગો દીધો, નાથમલ અને રૂપલાલ પકડાઇ ગયા, એક પછી એક સીનેમાની ગતિથી બનતા બનાવો જોઇને તે તો આભો જ બની ગયો. શેખચલીના માથા ઉપરનો ગાડવો પડી ગયો અને તેના ચૂરેચૂરા થઇ ગયા. હજુ તો હિંદુસ્થાનનો વજીર બન્યાને પૂરા ત્રણ માસ તો થયા ન હતા, હજુ

અકબરશાહના બીરબલને ભુલાવવા લીધેલ બીરબલપદનો લ્હાવો લેવાનો સમય જ આવ્યો ન હતો, તેટલામાં તો તેનું મનોરાજ્ય કેવલ સ્વપ્નસૃષ્ટિ નિવડ્યું. તેની આસપાસ ઘોર અંધકાર છવાઇ રહ્યો, જગતમાંથી જગતપણું શૂન્યવત્ ભાસવા લાગ્યું. કંઇ વિશેષ સત્ત્વશાલી જગત જ તેની રાહ જુએ છે, એમ તેના અંતરાત્માએ પુકાર કર્યો. સૈયદહુસેન અલીખાનના નરપિશાચો તેને કંઇ પણ યંત્રણા કરી શકે, તે પહેલાં તો તેણે પોતે જ આ મિથ્યા જગતનો ત્યાગ કર્યો. પરંતુ રાક્ષસી હૃદયોમાં સળગતો વૈરાગ્નિ પ્રાણત્યાગથી પણ ક્યાં ઓલવાય છે ? સૈયદસાહેબના હુકુમથી તેનું માથું ધડથી જુદું કરી બડાભાઇને ભેટ ધરવા મોકલી આપ્યું.*

એ રીતે યેનકેન પ્રકારેણ, દંડથી નહિ તો ભેદથી પણ સૈયદસાહેબે લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી. પરંતુ તેના અંતરના અંતરમાં તો કંઇ જૂદી જ વાસના સડબડતી હતી. આગ્રાનો કિલ્લો હસ્તગત કરવામાં જાતે ઝંપલાવવાની શી જરૂર હતી, તેનો ભેદ બડાભાઇ પામી શક્યો ન હતો. ખાફીખાને તેનું યથાર્થ વર્ણન કર્યું છે, માટે તેનાજ શબ્દો ઉલ્લેખવા યોગ્ય છે. તે લખે છે કે–" આગ્રાનો કિલ્લો હસ્તગત કર્યા પછી, સીકંદર લોદી ( ઇ. સ. ૧૪૮૮ થી ) ના અને બાબર ( ઇ. સ. ૧૫૨૬ ) ના સમયથી ત્રણસેં ચારસેં વર્ષો સુધી બાદશાહોએ તેના જામદારખાનાઓનાં ભોંયરાઓમાં જે ધન, જવાહીર, આભૂષણો વગેરે સંતાડી રાખ્યાં હતાં, તે સઘળાં તેણે હાથ કર્યાં. તે ખજાનામાંથી નુરજહાંની રત્નજડિત શાલ, જહાંગીરની હીરાજડિત તરવાર અને મુમતાજમહલ બેગમની કબર ઉપર ચોટાડવાને માટે શાહજહાને તૈયાર કરાવેલ રત્ન અને મોતી જડિત ચાદર પણ મળી આવી. લગભગ ત્રણથી ચાર ક્રોડની કિમ્મતનો ખજાનો તેણે લુંટી લીધો. " ( પૃ. ૮૩૭ ).

---

* અર્વિન પુ. ૧, પૃ. ૧૨૭૦.

એક તરફ હુસેનઅલીખાન આગ્રામાં ખળભળાટ કરી રહ્યો હતો, ત્યારે બીજી તરફ દિલ્હીમાં બડાભાઇને સમાચાર મળ્યા કે રાજા જયસિંહ સવાઇએ અંબરનું રાજ્ય બ્રાહ્મણોને કૃષ્ણાર્પણ કર્યું છે અને તેઓ પોતે અસંખ્ય કચ્છવાહ યોદ્ધાઓને લઇને ટોડે આવી, કેસરિયાં કરી આગ્રે જવાની તૈયારી કરી રહ્યા છે. આ ખબર સાંભળી તેના તો હાંજા જ ગગડી ગયા. તેણે મોટું લશ્કર તૈયાર કર્યું. દિલ્હીની કોટવાળી અને મહેલના રક્ષણનો ભાર સૈયદ જહાનખાન ઉપર મૂક્યો. રાજા અજિતસિંહને સેનાપતિ બનાવ્યા, અને બાદશાહ રફી ઉદ્દરજાતને લઇને રાજા જયસિંહને શિક્ષા કરવા માટે તેણે દિલ્હીથી પ્રયાણ કર્યું. ( તા. ૨૯-૭-૧૭૧૯ ). આમ બડાભાઇના એકાએક જવાથી નગરમાં અનેક ગપ્પાંઓ ચાલવા લાગ્યાં. તે ગપ્પાં જ્યારે ગિરિધર બહાદુરના એકાંતવાસ સુધી પોહોચ્યાં, ત્યારે તેઓનાં મનમાં અનેક તર્કવિતર્કો થવા લાગ્યા. તેઓએ પોતાના દારોગા હિદાયતખાનને ખરી હકીકત કહેવાની વિનંતિ કરી. પ્રત્યુત્તરમાં હિદાયતખાને જણાવ્યું કે—આગ્રાનો બળવો શમાવી સૈયદહુસેન અલીખાન છબીલારામની ખબર લેવા અલ્હાબાદ જનાર છે. રાજા જયસિંહ સવાઇનો મદ ઉતર્યો નથી, તેઓને ઠેકાણે લાવવા વજીરસાહેબ પોતે ઉપડી ગયા છે. ગિરિધર બહાદુરના મનમાં આ સમાચારે કંઇ ઓર પ્રકારની ચિંતા ઉત્પન્ન કરી. પરંતુ તેઓ સામાન્ય માણસ ન હતા. સંકટથી ડરવું, એ તેની પ્રકૃતિમાં જ ન હતું. વિપત્તિને પ્રસન્નવદને વધાવી લેતા હતા. તુરત તેઓને મહારાજા શિવાજીએ આગ્રાના કિલ્લામાંથી છૂટવાને કરેલી યુકિતઓ સાંભરી આવી. હિદાયતખાનને પુષ્કળ જર આપી વશ કર્યો અને તેની જ સાહાય્યથી તેજ રાત્રિએ એક અદશ્ય છાયાની જેમ તેઓ અલોપ થઇ ગયા. ( તા. ૩૦-૭-૧૭૧૯ ). પ્રભાત પડતાં જ રક્ષકોમાં પ્રક્ષોભ થઇ રહ્યો અને નવો કોટવાળ તો ખબર સાંભળતાં જ નિશ્ચેષ્ટ થઇ ગયો. ચપલમાં ચપલ પચાસ સ્વારોને તેઓની પાછળ દોડાવ્યા છતાં તેઓ સર્વને

હંફાવીને ગિરિધર બહાદુર નિર્વિઘ્ને અલ્હાબાદ પોહોચી ગયા. ×
આણી તરફ બડાભાઇ જંગી લશ્કર લઇને ટોડા તરફ કુચ કર્યે જતા
હતા. દરમ્યાન તા. ૫-૮-૧૭૧૯ ને રોજ તેઓએ ફતેહપુર સીક્રી પાસે
પડાવ નાંખ્યો. રાજા અજિતસિંહે પોતાની વિધવા પુત્રી, ફરૂખસીયરની
સ્ત્રીને જોધપુર મોકલવા અને યમુનાસ્નાન કરવા જવાની રજા માગી.
દિલ્હીના કાજીઓના કુરાન મુજબ સખ્ત વાંધાઓ હોવા છતાં વજીર-
સાહેબે તેઓની અરજ મંજુર કરી અને રાજા અજિતસિંહ મથુરે
સીધાવ્યા. તા. ૧૨-૮-૧૭૧૯ ને રોજ નેકુસીયર શરણ થયાના અને
તે સાથે આગ્રાનો અગાધ ખજાનો છોટાભાઇએ હજમ કર્યાના સમાચાર
બડાભાઇને ફતેહપુર સીક્રીની છાવણીમાં પવનવેગે મળી ગયા. તે
સમાચાર સાંભળતાંજ તેના હૃદયમાં હર્ષની સાથે સાથેજ કોપાનલ સળગી
ઉઠયો. તુરત તેઓએ ત્યાંથી થાણું ઉઠાવ્યું અને આગ્રાનો માર્ગ
પકડયો. કેટલેક દૂર જતાં વિદ્યાપુર પાસે છાવણી જમાવી; તેટલામાં
મહારાજા અજિતસિંહજી પણ યમુનાસ્નાનથી વિશુદ્ધ થઇ આવી
પોહોચ્યા. (તા. ૨૬-૮-૧૭૧૯). બડાભાઇને સાંત્વન કરવાના
હેતુથી નેકુસીયરને લઇને છોટાભાઇ પણ ત્યાં આવી પોહોચ્યો. બન્ને
ભાઇઓનો ભેટો થયો, પણ હૃદયોનો ભેટો થઇ શકયો નહિ. આ પ્રસંગે
પણ દીવાન રત્નચંદ્ર વચમાં પડયો. આગ્રાની લુંટમાંથી અઠ્ઠાવીશ લાખ
રૂપીઆનું જવાહીર બડાભાઇને અપાવી, તેની હૃદયજ્વાલા ઓલવી.
(ખાફીખાન. પૃ. ૮૩૭, મહમદ ઉમર પૃ. ૪).

રફીઉદ્દૌલા પણ સૈયદોએ આપેલી બાદશાહીનું સુખ ભોગવવા
ભાગ્યશાળી થયો નહિ. તેને અતિસારનો વ્યાધિ લાગુ પડયો, અને
તેમાંથી તે પોતાના કનિષ્ઠ બંધુની સંભાળ લેવા ચાલ્યો
ગયો. (તા. ૧૮-૯-૧૭૧૯) આમ ૭ સાત માસના ટુંકા સમયાન્તર-

×મહમદ ઉમરના ઇતિહાસ (પૃ. ૭) ને આધારે અર્વિન પુ. ૨, પૃ. ૭.

માં ત્રણ ત્રણ બાદશાહોના મરણ થાય તેથી જનતામાં તેની જૂદીજ અસર થાય તેમાં કંઇ આશ્ચર્ય નથી. ઇતિહાસકાર કામવારખાન તો તે પ્રસંગે છાવણીમાં હાજર જ હતો. સૈયદોએ તેઓને વિષ અપાવ્યું તેવો તેણે ખુલ્લો આરોપ મૂક્યો છે. મહમદ કાસીમ ઔરંગાબાદી તો તેથી પણ વિશેષ સ્પષ્ટતાથી લખે છે કે–સૈયદભાઇઓએ વિષપ્રયોગથી અથવા બીજા હરકોઇ પ્રકારે આખા તૈમુર વંશના વારસોનો વિનાશ કરી ઉત્તર અને દક્ષિણ હિંદુસ્થાન પોતપોતામાં વહેંચી લેવાની ધારણા રાખી હતી. * એવી દુષ્ટ ધારણા કવચિતજ પાર પડે છે. ગમે તેમ હોય પણ સૈયદોને ઇશ્વરે પરિણામે જે ફળ આપ્યું, તે ઉપરથી તેઓનાં કૃત્યો કેટલાં બધાં અધમ હશે, તેનું અનુમાન થઈ શકે છે. છેવટે નેકુસીયરને ત્યાંથી સલીમગઢના કિલ્લામાં કેદ કરવાને દિલ્હી મોકલી દીધો. બીચારા નેકુસીયરના પ્રારબ્ધમાં જન્મથીજ કારાગ્રહ લખાયું હતું. કારાગ્રહમાં અનેક સંકષ્ટો વેઠીને તેનો દુ:ખી પ્રાણાત્મા આ દુષ્ટ જગતનો ત્યાગ કરીને પરલોકમાં ચાલ્યો ગયો. (તા. ૧૧–૩–૧૭૨૩)

---

* તારીખે મુજફ્ફરી પૃ. ૧૬૬ તથા મહમદ કાસીમ ઔરંગાબાદી પૃ. ૧૭૨ a ને આધારે અર્વિન પુ. ૧ પૃ. ૪૩૧–૪૩૨

## પરિશિષ્ટ અંક ૯

[ અંબરાધીશ રાજા જયસિંહ સવાઇએ બલસરાઇ મુકામેથી ઉદયપુરના રાણા સંગ્રામસિંહના મંત્રી બીહારીદાસ ઉપર લખેલા પત્રની નકલ. જુઓ પાછળ ]

અમીર–ઉલ ઉમરા [ સૈયદ હુસેનઅલીખાન દક્ષિણમાંથી દિલ્હી ] આવી ગયા છે. અને બાલાજી પંડિત [બાલાજી વિશ્વનાથ પેશવા] દ્વારા

વાતચીત ઠીક થઇ છે. તેમણે કહ્યું કે તેઓ મને પોતાના મિત્ર તરીકે ગણે છે અને તેમણે મને યાત્રા કરવાની ભલામણ કરી છે. કિસનલાલ અને જીવાલાલે પણ તેવીજ સલાહ આપી છે. આથી મેં પાદશાહ ઉપર એક અરજી મોકલી હતી. આ અરજીમાં આ સલાહનો સમસ્ત વૃત્તાંત લખવામાં આવ્યો હતો, અને આપ સત્વર આજ્ઞા આપશો, એમ પણ લખ્યું હતું. પાદશાહે મને આજ્ઞા આપી, સર્વની ઇચ્છા હોવાથી મેં [ સં. ૧૭૭૫ ] ફાલ્ગુનની પ્રતિપદા અને ગુરૂવાર [તા. ૨૨-૨-૧૭૧૯ ] ને દિવસે યાત્રાનો આરંભ કર્યો. થોડે અંતરે જઇ મેં શ્રી બલસરાઇમાં મુકામ નાંખ્યો. બુંદીનો રાવ રાજા [ બુદ્ધસિંહ ] ને મેં મારી સાથે આવવાનું કહ્યું, પરંતુ આ વાત તેમને ગળે ઉતરી નહિ. તેઓ કુતબ-ઉલ-મુલ્ક [ વજીર સૈયદ અબ્દલાખાન ] ની સાથે મળી ગયા. કુતબ-ઉલ-મુલ્કે કેટલીક સેના આપીને તેમને અજિતસિંહની સાથે મુકામ કરવાનું કહ્યું. રાવ રાજાએ તેમજ કર્યું. કોટાના ભીમસેનની સેના આવી; તેની સાથે એક યુદ્ધ થયું. આ યુદ્ધમાં જયસિંહ હાડા માર્યા ગયા, અને રાવ રાજા ભયભીત થઇને અલીવર્દીખાનની છાવણીમાં નાશી ગયા. તેને સહાય કરવા માટે મેં સેના મોકલી. પાદશાહે હમાસ-ખાનને અને તોશાખાનાં સૈયદોને આપી દીધાં. સૈયદોએ પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ વસ્તુ હજમ કરી છે, અને અદ્યાપિ કરે છે. સૈયદોને તો આપ સારી રીતે ઓળખો છો. હવે હું સ્વદેશ તરફ પ્રયાણ કરું છું. હજુરને [ રાણાજીને ] ઘણી વાતો મોઢામોઢ કહેવાની છે. પરંતુ તે પૂર્વે તમારે મને મળવું. ફાલ્ગુન શુકલપક્ષ ૯ સંવત્ ૧૭૭૫ [તા. ૨-૩-૧૭૧૯]

( સસ્તા સાહિત્ય તરફથી ગુજરાતીમાં પ્રકટ થયેલ ટોડ રાજસ્થાનનો ઇતિહાસ ભાગ ૧ લો. પૃ. ૨૬૦-૨૬૧ પાદટિપ્પણ ).

---

ટિપ્પણ-[ ] કૌંસમાં લખેલ હકીકત વધારે સ્પષ્ટીકરણ કરવાના હેતુથી અમારા તરફથી ઉમેરવામાં આવી છે.—લેખક.

# પરિશિષ્ટ અંક ૧૦

[ અંબરાધીશ રાજા જયસિંહ સવાઇએ ટોડેથી લખેલો ઉદયપુરના રાણા સંગ્રામસિંહના મંત્રી બીહારીદાસ ઉપરનો પત્ર ]

આપે લખ્યું છે કે રાણાજી સેનાને માટે રૂપીઆ મોકલે છે, એમાં મારો કંઇ હીસાબ નથી. ઉંટપર લાદીને રૂપીઆ સત્વર મોકલી દો. નવાબ નિજામ–ઉલ–મુલ્ક ઉજ્જનથી શીઘ્ર યાત્રા કરે છે. અને છબીલારામ અહીં આવે છે. આગ્રાથી એવા સમાચાર મળ્યા છે કે તેઓ કાલપી નદી ઉતર્યા છે. દીવાનજીને કહેજો કે સત્વર ફોજ લઇને મળે. વિલંબ થવો ન જોઇએ. દ્રવ્ય પાસે હોવાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. ભાદ્રપદ શુદી ૪ સંવત્ ૧૭૭૬ [ તા. ૯–૮–૧૭૧૯ ].

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયેલ ટોડરાજસ્થાનના ઇતિહાસનું ગુજરાતી ભાષાંતર, પૃ. ૨૬૨

## પ્રકરણ ૧૨ મુ.

## સૈયદભાઇઓનું અલ્હાબાદ ઉપર આક્રમણ

તથા

## રાજા છબીલારામનો તેઓએ લીધેલો ભોગ.*

( તા. ૧-૧૧-૧૭૧૯ )

મિત્રસેન જ્ઞાતિએ નાગરબ્રાહ્મણ હતો. વૈદ્યક વિદ્યામાં અતિ કુશલ હોવાથી, તે અમીર-ઉલ-ઉમરા સૈયદહુસેન અલીખાનને આરામ કરી તેની પ્રસન્નતા પ્રાપ્ત કરી શક્યો હતો. સાહિત્યમાં પણ તેની પ્રતિભા અકબરના બીરબલ જેવીજ હોવી જોઇએ. નેકુસીયરે તેજ કારણથી તેને બીરબલની પદવી આપી હતી. એવો પ્રતિભાશાલી પુરૂષ મહત્ત્વાકાંક્ષી હોય, તેમાં આશ્ચર્ય શું ? પાટલીપુત્રના ચક્રવર્તી રાજા નંદના અપમાનથી છંછેડાયેલા ચાણાકય અથવા કૌટિલ્ય જેવા

---

* અર્વિને Later Mughals, Vol. II, PP. 6–16 માં ફારસી ઇતિહાસકારો ખુશાલચંદ, મહમદ ઉમર ખિજ્રખાન, શિવદાસ તથા અબ્દુલકરીમ કાશ્મીરીના ઇતિહાસો ઉપરથી તે પ્રસંગનું સવિસ્તર વર્ણન કર્યું છે.

પ્રતિભાશાલી તપસ્વીએ તો તે મદાંધ નંદને પૂરેપૂરો બદલો આપ્યો હતો. પરંતુ કૌટિલ્યના સમયની પરિસ્થિતિમાં અને આ અભિનવ બીરબલના સમયની પરિસ્થિતિમાં સંપૂર્ણ વૈપરીત્ય હતું. તેજ કારણથી ઉભયના ઉદ્યમનું પરિણામ પણ વિપરીત આવ્યું. આગ્રાની સુબેદારીમાં રાજા છબીલારામ આગ્રે રહ્યા હતા, તે સમયમાં મિત્રસેન તેઓના પરિચયમાં આવ્યો હશે. છતાં ફેરુખસીયરને સાહાય્ય આપવાને માટે તેને રાજા જયસિંહ સવાઇનો રાજા છબીલારામ ઉપર ભલામણનો પત્ર લઇ જવાની જરૂર પડી, તેજ હકીકતથી સ્પષ્ટસિદ્ધ થાય છે કે તેણે તેઓનો વિશ્વાસ મેળવ્યો હશે નહિ.

રાજા જયસિંહ સવાઇ તો જાણતા જ હતા કે સૈયદ ભાઇઓએ ફરૂખસીયર બાદશાહના ક્રૂરતાથી કરેલા ખૂનનું વૈર એકલે હાથે લેવાને તેઓ પોતે શક્તિમાન નથી. અલ્હાબાદના સુબા રાજા છબીલારામ ફરૂખસીયરના પરમ પ્રીતિપાત્ર હતા, માલવાનો સુબો નિઝામ–ઉલ–મુલ્ક કિનકિલીચખાન સૈયદોનો ક્રૂર શત્રુ હતો. તે બન્ને સરદારો મદદ કરે તો જ પોતાનો મનોરથ સિદ્ધ થઇ શકે, તેમ હતું. તે જ કારણથી તે બન્ને ઉપર તેઓએ મિત્રસેનને ભલામણના પત્રો લખી આપ્યા હતા. નિઝામ–ઉલ–મુલ્કે તો તેને ખરી અથવા ખોટી પણ આશા આપી હતી, પરંતુ રાજા છબીલારામે તો તેનો કેવલ અનાદર જ કર્યો હશે એમ અનુમાન થાય છે. છતાં સૈયદભાઇઓએ ગિરિધર બહાદુરને પકડી મગાવ્યા અને વિશ્વાસઘાત કરીને તેઓને કેદ કર્યા, તેમજ આગ્રાનો બલવો શમાવ્યા પછી રાજા છબીલારામની પણ તેવીજ દુર્દશા કરવાનો ઘાટ ઘડવા મંડી પડયા.

બુંદેલખંડના બુંદેલ રાજાઓને પઠાણોનું લશ્કર પુરૂં પાડનાર મહમદખાન બંગસે ઇ. સ. ૧૭૧૩ ના આગ્રાના યુદ્ધમાં ફરૂખસીયરને મદદ આપી હતી. ફરૂખસીયરે પ્રસન્ન થઇને તેને આગ્રા પાસે આવેલ

ફરૂકાબાદની ફોજદારી આપી હતી. ઈ. સ. ૧૭૧૪માં તેણે તે ગામ ફરતો કોટ ચણાવી, તેની આબાદી કરી. બાદશાહે ત્યાર પછી આખુ પ્રગણું તેને જાગીરમાં આપ્યું. ધીમે ધીમે મુગલાઈની પડતીનો લાભ લઈને તેણે ત્યાં નવાબી જમાવી.[1] તે મહમદશાહ બંગસે સૈયદોની પ્રેરણાથી કાલ્પી જિલ્લાના જમીનદાર જસનસિંહને ઉશ્કેર્યો. કાલ્પી જિલ્લો અલ્હાબાદ પ્રાંતની સરહદે આવ્યો હતો. જસનસિંહ અલ્હાબાદ પ્રાંતની હદમાં પ્રવેશ કરીને એક લુંટારાની માફક બીચારી બાદશાહી પ્રજાને જ રંજાડવા લાગ્યો. પરંતુ તેટલામાં તો રાજા ગિરિધરબહાદુર દિલ્હીના કારાગ્રહમાંથી છુટકી આવ્યા હતા. તેઓને ફરૂખસીયરે મીર-સમશેરનો ઇલ્કાબ આપ્યો હતો.[2] ખરેખર, તેઓ રાજા છબીલારામની તાતી તરવારરૂપ જ હતા. છબીલારામે પુષ્કલ સૈન્ય આપીને તે દુષ્ટ જસનસિંહની ખબર લેવાને તેઓને મોકલ્યા. ગિરિધરબહાદુર જેવા સિંહ પાસે જસનસિંહ જેવો શિયાળ ક્યાં સુધી ટકી શકે ? તેઓએ તેની આખી સેનાને છિન્નભિન્ન કરી નાંખી. બીચારો જસનસિંહ જ્યાં ત્યાં નાસવા લાગ્યો, અંતે થાકીને ગિરિધરબહાદુરને શરણ આવ્યો અને તેઓએ કહેલી સઘળી શરતો સ્વીકારી પોતાને ગામ ભાગી ગયો. ફરીથી અલ્હાબાદની હદમાં તેણે પગ મૂકવાની હિમ્મત કરી નહિ. આ પ્રસંગે અંબરાધીશ રાજા જયસિંહ સવાઈએ ભારે ધામધૂમ મચાવી મૂકી. બાદશાહના ખૂનનો બાદશાહના ખૂનીના ખૂનથીજ બદલો લેવો, નહિ તો રાજ્યને તેમજ શરીરને પણ તિલાંજલિ આપવી, તેવી ભીષ્મ પ્રતિજ્ઞા કરી; અંબરનું આખું રાજ્ય બ્રાહ્મણોને કૃષ્ણાર્પણ કર્યાની ઘોષણા કરી, પોતે કેસરીયાં કર્યાં, અને આ ધર્મ યુદ્ધમાં પ્રાણાહુતિ આપવાને તૈયાર થયેલા પોતાના રજપુતવીરોને પણ કેસરીયા-

---

૧ જુઓ Imperial Gazetteer of India, Vol. IV pp. 409-417

૨ રા. જોષીપુરાકૃત અમરજી દીવાન નામના પુસ્તક ( પૃ. ૧૪ ) માં ઉલ્લેખિત માસીર ઉલ ઉમરા, પુ. ૨, પૃ. ૩૨૮,

જાધા પહેરાવી દીધા. એ રીતે પ્રચંડ રૂપ ધારણ કરી પોતાના રાજ્યની સીમાના ટોડા ગામે આવી છાવણી જમાવી દીધી.

આ સમાચાર સાંભળીને સૈયદભાઇઓના તો હાંજા જ ગગડી ગયા. જયસિંહને છંછેડવો એટલે આખા રજપુતાનામાં વિગ્રહાનલ પ્રકટાવવો, એમ તેઓ બરાબર સમજતા હતા. છતાં તેઓને ડરાવવાના હેતુથી બાદશાહને લઇને તેઓ વિદ્યાપુરથી ફતેહપુરસિક્રી અને ત્યાંથી મલિકપુર સુધી દોડી આવ્યા. પરંતુ ત્યાંથી એક તસુ પણ આગળ વધવાની તેઓની હિમ્મત ચાલી નહિ. જોધપુરના મહારાજા અજિતસિંહે જયસિંહ સવાઇને સમજાવવાનું બીડું ઝડપ્યું; પરંતુ તેઓના હૃદયથી કોણ અજ્ઞાન હતું ? તેઓની ઉપર વિશ્વાસ મૂકે, તેવા તે ભાઇઓ મૂર્ખ ન હતા. દિલાવરખાનને મોટા લશ્કર સાથે જયસિંહ સવાઇની ખબર લેવા વિદાય કરી દીધો. પરંતુ તે બીચારો તેઓને શું કરી શકે તેમ હતો ? અંતે થાકીને, રાજા જયસિંહે જે જે શરતો રજુ કરી, તે સઘળી તેઓને સ્વીકારવી પડી.

રાજા છબીલારામની રગેરગમાં રાજ્યનું અન્ન ભર્યું હતું. અલબત, પોતાના અન્નદાતા બાદશાહના હાલબેહાલ કરી નાંખવામાં આવ્યા હતા, તે કારણથી સૈયદભાઇઓ પ્રતિ તેનું હૃદય ધીકતું હતું, તેમાં કંઇ આશ્ચર્ય નથી. પરંતુ રાજ્યને પણ બેવફા થાય, તેવી ન હતી તેઓની અંગત પ્રકૃતિ, તેમ જ ન હતી તેઓની જાતિપ્રાપ્ત સંસ્કૃતિ. તેમ છતાં સઘળો રોષ તેવા નિરપરાધી ઉપર ઉતાર્યા સિવાય, સૈયદભાઇઓનો બીજો શો ઉપાય હતો ? તેઓને પકડી લાવવાને તેઓએ અબ્દન નબીખાનની સરદારી નીચે લગભગ દશબાર હજાર યોદ્ધાઓનું લશ્કર અલ્હાબાદ તરફ રવાને કરી દીધું.

રાજા છબીલારામ સૈયદોથી ગાંજ્યા જાય તેવા ન હતા. બીચારો બાદશાહ મહમદશાહ તો સૈયદોના હાથમાં એક રમકડું હતો. બાદશાહ

પાસે પોતાનું હૃદય ખોલી બતાવવાનું બિલકુલ શકય ન હતું. સૈયદોના અત્યાચાર સામે પોતાનું પોતાની પ્રતિષ્ઠાનું અને પોતાના કુટુંબનું ગમે તે ભોગે રક્ષણ કર્યા વિના બીજો છૂટકો ન હતો. કિલ્લાનો મજબૂત બંદોબસ્ત કર્યો અને તેના રક્ષણનો ભાર રાજા ગિરિધર બહાદુર ઉપર મૂકયો. આ સમયે પોતાના સાચા મિત્રો કોણ છે, તેની કસોટી કરવાનો ખરો પ્રસંગ હતો. પન્નાના બુંદેલ રાજા છત્રસાલ અને બુંદીના રાજા બુધસિંહે બને તેટલી સાહાય્ય કર્યાનું નોંધાયું છે. પરંતુ આશ્ચર્ય જેવું છે કે રાજા જયસિંહ સવાઇ તેઓના પરમમિત્ર હોવા છતાં, શુદ્ધ ક્ષત્રિયને ન છાજે તેમ આ પ્રસંગે કેવલ વિરકત જ રહ્યા હતા. જયારે અલ્હાબાદ પ્રાંતના રજપુત જમીનદારો પણ પોતાના હિંદુ સરદારને પ્રાણ અર્પવા તૈયાર થઇ ગયા, ત્યારે રાજા જયસિંહ સવાઇ જેવા મહાન્ વિચક્ષણ ક્ષત્રિય રાજા સ્વાર્થને વશ થઇ ચિરકાલની મિત્રતાને લાત મારે, તે તે કાળનો પ્રભાવ જ હતો.

સૈયદ અબ્દુલ નબીખાન હજુ તો ઇટાવા પાસે રસળતો હતો, તેવામાં રાજા છબીલારામ સઘળી તૈયારી કરીને એક મોટી સેના લઇને સૈયદોના લશ્કરને વધાવી લેવા બહાર મેદાનમાં આવ્યા અને અલ્હાબાદથી થોડે દૂર છાવણી જમાવી દીધી. સૈયદભાઇઓએ લશ્કર તો મોકલ્યું, પણ રાજા છબીલારામ જેવા વીરને સામે પગલે જીતવો, તે સહજ નથી, એમ તેઓ સારી રીતે સમજતા હતા. દગો કરવો એ તો તેઓ પારણા-માંથી જ શીખ્યા હતા. દગાથી જ છબીલારામ જેવા પ્રચંડ વીરનું શૂલ દૂર થઇ શકશે, એમ તેઓએ નિશ્ચય કર્યો. છબીલારામને સમજાવવાને તેઓએ એક પત્ર લખ્યો અને, તે પત્રને હલાહલ વિષથી સિંચી દીધો. લશ્કરના સરદાર અબ્દુલ નબીખાન મારફત તે પત્ર તેઓએ રાજા છબીલારામને મોકલાવ્યો. જેવો રાજા છબીલારામ ખરીતો ખુલ્લો કરી વાંચવાનો આરંભ કરતા હતા કે તુરત તે પત્રને લગાડેલા વિષની

તેઓને એકાએક અસર થઇ ગઇ. કંઇ પણ ઉપાય કરવાનો સમય મળ્યા પહેલાં તે વિષ તેઓના શરીરમાં રગે રગે વ્યાપી ગયું અને તેઓનો અમર આત્મા પોતાના પ્રભુના ધામમાં ન્યાય મેળવવા દોડી ગયો.[૩] ( તા. ૧-૧૧-૧૭૧૯ ).

---

૩ ખુશાલચંદના ફારસી ઇતિહાસને આધારે અર્વિને પોતાના ઉત્તર મુગલોના ઇતિહાસ ( પુ. ૨, પૃ. ૮ ) ના પાદટિપ્પણમાં લખ્યું છે કે- "Khushal-Chand, Berlin Ms. No. 495, fol. 999a, reports that some men suggested foul play. Their story was that 'a letter arrived from the Sayyids, and as soon as he ( C. R. ) had opened the envelope, he gave up the ghost" છતાં અર્વિને ખિઝ્રખાનના પુત્ર મહમદ ઉમરના શિવનિહ નામના ઇતિહાસના આધારે મૂલ લેખમાં લખ્યું છે કે રાજા છબીલારામને તે સમયે એકાએક પક્ષાઘાત થઈ આવ્યો અને તેને પરિણામે તેઓ તુરત મૃત્યુ પામ્યા ( ઉત્તર મુગલો, પુ. ૨ પૃ. ૮ )

ખુશાલચંદ મહમદશાહ બાદશાહની હજુરમાં દીવાની કચેરીમાં કારકુન હતો. તેનો પિતા જીવનરામ ઔરંગઝેબ બાદશાહથી મોટી મોટી જગ્યાએ ચઢવા પામ્યો હતો. ખુશાલચંદે પોતાનો ઇતિહાસ ઇ. સ. ૧૭૩૯-૪૦ માં પૂરો કર્યો હતો. તે ઉપરથી તેને ઉપર્યુક્ત ઘટનાની જાતમાહિતી હોવી જોઇએ. મહમદ ઉમર ખિઝ્રખાને પોતાનો ઇતિહાસ આ બનાવ બન્યા પછી લગભગ ૮૧ વર્ષે પટણામાં રહીને લખ્યો હતો. તેથી ખુશાલચંદ કરતાં તેની ઉપર વધારે વજન રાખી શકાય નહિ. છતાં ખાફીખાન જેવો પ્રખર ઐતિહાસિક, જે ફરૂખશીયરના વખતમાં અને મહમદશાહના વખતમાં દીવાની કચેરીમાં મોટો અધિકારી હતો, તેમજ નિઝામ-ઉલ-મુલ્કનો દીવાન એટલે વસુલાતી કાર્યભારી હતો, તેણે રાજા છબીલારામના મૃત્યુનું તાત્કાલિક કારણ શા માટે નથી બતાવ્યું ? તે તો માત્ર એટલુંજ લખે છે કે " રાજા છબીલારામનું તે સમયે મૃત્યુ થયું. " પોતાના કાર્યભારીઓને લાંછનમાંથી બચાવવા શિવાય તેને મૌન રાખવાનું બીજું કંઇ પણ કારણ ન હતું. પાછળથી ઇ. સ. ૧૭૫૦ની આસપાસ માસીર-ઉલ-ઉમરા નામના ઇતિહાસનો રચનાર શાહ નવાઝખાન પણ ખાફીખાનને જ અનુસર્યો છે. જે સૈયદભાઇઓ પોતાના બાદશાહનું ખૂન

અબ્દુલ નબીખાનને છબીલારામના મૃત્યુના સમાચાર મળ્યા કે તુરત તે સમાચાર તેઓએ સૈયદભાઇઓને આગ્રે મોકલાવી દીધા. સૈયદોને તે ખબર મળતાં, જાણે દિગ્વિજય કર્યો હોય નહિ, તેવો તેઓએ ઉત્સવ ઉજવ્યો. અબ્દુલ નબીખાને સૈયદ ભાઇઓ તરફથી ફરી હુકુમની રાહ નહિ જોતાં ઇટાવેથી છાવણી ઉઠાવીને કાનપુર પાસે આવેલ શાહજાદપુરના મેદાન ઉપર પડાવ નાંખ્યો.

---

કરે, પોતાના બાદશાહની બેગમ ઉપર કુદષ્ટિ કરે, અંતઃપુરની સ્ત્રીઓની લાજ લુંટે, બાદશાહી ખજનાઓ સ્વાહા કરી જાય, પોતાના અધિકારીઓને ફસાવવા ગમે તેવા દુષ્ટ પ્રપંચો રચે, તેઓ વળી સહેલાઇથી કંટક દૂર કરવાને ખુશાલચંદે કહ્યું તેવો ઉપાય લેતાં અચકાય ખરા ? સૈયદોનો પત્ર આવ્યા પહેલાં રાજા છબીલારામ સંપૂર્ણ શક્તિશાલી હતા, તે સમયે તેઓનું વય લગભગ ૫૪ વર્ષનું હતું. છતાં પત્ર ઉખેલતાંજ શરીરમાં એવો શો ફેરફાર થઇ જાય કે, તેઓને એકદમ પક્ષાઘાત થાય, અને પક્ષાઘાત થાય કે તુરત પ્રાણ જાય ? સઘળી હકીકત ધ્યાનમાં લેતાં સૈયદોએ તેઓનું ખૂન કર્યું હતું તે સ્પષ્ટ સિદ્ધ થાય છે અને રાજા છબીલારામ જેવા સ્વામિનિષ્ઠ વીર પુરૂષ માત્ર સ્વામીનિષ્ઠામાં અડગ રહ્યા, તેજ કારણથી તેઓનો ભોગ લેવામાં આવ્યો હતો, તે નિઃસંદેહ છે. ખુશાલચંદ માટે જુઓ ઇલિયટનો ઇતિહાસ. પુ. ૮ પૃ. ૧૦, મહમદ ઉમર ખિજખાન માટે જુઓ Journal of the Asiatic Society of Bengal, Vol. LXV, Part I, No. 2 September 1896, p. 212; ખાફીખાન માટે જુઓ ઇલિયટનો ઇતિહાસ, પુ. ૭, પૃ. ૨૦૭-૨૧૦ અને ૪૮૬; માસીર-ઉલ-ઉમરા માટે જુઓ તેજ પુ. ૮, પૃ. ૧૮૭ તથા વિવરીજનું ઇંગ્રેજી ભાષાંતર, પૃ. ૧-૧૧

## પ્રકરણ ૧૩ મું

# રાજા ગિરિધર બહાદુરની વીરતા

તથા

## સૈયદભાઇઓએ તેઓની સાથે કરેલ સંધિ.

( તા. ૩-૫-૧૭૨૦ )*

રાજા છબીલારામના મૃત્યુના સમાચાર સાંભળતાં જ સૈયદભાઇઓએ બાદશાહને લઇને ફતેપુરથી આગ્રે મુકામ રાખ્યો. એક તરફ અલ્હાબાદનો કિલ્લો વશ કરવાને તેઓ મોટી તૈયારી કરવા લાગ્યા. યમુના નદી ઉપર મછવાનો મજબુત પુલ બંધાવવા માંડયો અને એક પ્રચંડ સેના તૈયાર કરવાને સૈનિકોની ભરતી ભરવા લાગ્યા. બીજી તરફ બની શકે તો ગિરિધરબહાદુરને લાલચો આપી જાળમાં ફસાવવાની યુક્તિઓ શોધવા લાગ્યા. લશ્કરી અમલદાર અબદન નબીખાન મારફત વિષ્ટિપત્ર મોકલાવી દીધું. તે વિષ્ટિપત્રમાં રાજા ગિરિધરબહાદુર અલ્હાબાદનો કિલ્લો શરણ

* જુઓ ઇર્વિનનો 'ઉત્તરમુગલો' નો ઇતિહાસ, પુ. ૨ પૃ. ૮ થી ૧૫ તથા ખાફીખાનના ઇતિહાસના ઉલ્લેખો, ઇલીયટ કૃત હિંદુસ્થાનનો ઇતિહાસ પુ. ૭ પૃ. ૪૮૬-૪૮૭.

કરે તો તેઓને અયોધ્યાની સુબેદારી, ગોરખપુર અને લકનઉની ફોજદારી તથા રાજા બહાદુરનો ઇલ્કાબ આપવાની લાલચ આપી હતી. પરંતુ ગિરિધરબહાદુર સૈયદભાઇઓની જાળમાં ફસાય તેવા બુદ્ધિહીન ન હતા. જેઓએ પોતાના અન્નદાતા અઝીમ-ઉશ-શાનના પુત્ર ફરૂખસીયર બાદશાહની દુર્દશા કરી નાખી હતી અને જેઓએ વિનાકારણે પોતાના કાકા રાજા છબીલારામનો દગાથી અંત આણ્યો હતો, તેઓની ઉપર તેઓ યત્કિંચિત્ પણ વિશ્વાસ કેમ મૂકી શકે? છતાં વિષ્ટિપત્રના પ્રત્યુત્તરમાં તેઓએ લખી મોકલ્યું કે " હિંદુશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે મારે રાજા છબીલારામના ઉત્તરકાર્યની ક્રિયાઓ આ સ્થળે એટલે ત્રિવેણીના સંગમ ઉપર જ કરવી જોઇએ. વાર્ષિક શ્રાદ્ધ કર્યા પહેલાં આ સ્થલ મારાથી છોડી શકાશે નહિ. "

વિષ્ટિની આ ધમાલ ચાલતી હતી, દરમ્યાન સૈયદભાઇઓની પ્રવૃત્તિઓના સમાચાર તેઓને મળી ગયા હતા. કિલ્લાનું રક્ષણ કરવાને તેઓએ પણ ગંગાથી યમુના સુધી કિલ્લાની ફરતી એક ઉંડી ખાઇ ખોદાવી દીધી, અને તેમાં બન્ને નદીઓનું જળ ભરી દીધું, તેમજ બની શકે તેટલી અન્નાદિ સામગ્રીઓ અને યુદ્ધનાં શસ્ત્રાસ્ત્રથી કિલ્લાને સજ્જ કરી દીધો.

અલ્હાબાદના સુબા રાજા છબીલારામબહાદુર અને તેઓના ભત્રીજા ગિરિધરબાહદુર ઉપર સૈયદભાઇઓ નિષ્કારણ અત્યાચાર કરે છે, તે સમાચાર સાંભળતાંજ આસપાસના રજપુત રાજાઓ અને રજપુત જમીનદારોનું લોહી ઉકળી આવ્યું. બુંદેલખંડમાં ઓર્છાની એક ક્ષુદ્ર ભાયાતીમાંથી મોટું રાજ્ય જમાવવાને ભીષણ પ્રયત્ન કરનાર બુંદેલ વીર ચંપતરાય અને તેઓના પ્રખર પ્રતાપી પુત્ર છત્રશાલનું નિકંદન કાઢી નાંખવાને ઇ. સ. ૧૬૪૧ થી ૧૬૮૧ સુધી લગભગ ૪૦ વર્ષો સુધી શાહજહાન અને ઔરંગઝેબે પ્રચંડ વિગ્રહો કર્યા હતા, છતાં થાકીને

તેઓની સાથે છેવટે ઔરંગજેબને સંધિ કરવી પડી હતી, અને પન્નાના મહારાજા તરીકે તેઓનો સ્વીકાર કરવો પડયો હતો. ઇ. સ. ૧૬૮૧ થી ઇ. સ. ૧૭૧૯ સુધી એટલે લગભગ ૩૮ વર્ષ સુધી ઔરંગજેબ, બહાદુરશાહ અને ફરૂખસીયર–એ ત્રણે બાદશાહો તેઓની સાથે મૈત્રી કરીને એક સ્વતંત્ર રાજ્યકર્ત્તા જેવું તેઓનું સન્માન રાખતા હતા. મહારાજા છત્રશાલ પણ તેજ કારણથી બાદશાહી ખટપટોમાં વચ્ચે ન પડતાં પોતાના રાજ્યની ઉન્નતિ કરવામાંજ પોતાની સઘળી બુદ્ધિશક્તિનો ઉપયોગ કરતા હતા.[૧] પરંતુ સૈયદભાઇઓએ તો અમાનુષીપણાની પણ હદ ઓળંગીને રાજા છબીલારામનો દગાથી ભોગ લીધો છે, તેવા ખબર મળતાંજ તેઓનાં રોમાંચ ખડાં થઇ ગયાં. તુરત પોતાના શૂરવીર બુંદેલાઓનું એક બલવાન્ સૈન્ય પોતાના ભાયાત ભગવંતરાયની સરદારી નીચે અલ્હાબાદ તરફ રવાને કરી દીધું, બુંદીના રાવ રાજા બુધસિંહ આપત્તિમાં હતા, છતાં તેઓએ પણ પોતાના ભાયાત સલીમસિંહની સરદારી નીચે રણસંગ્રામમાંથી કદી પણ પાછા ન હઠે તેવા હાડા સુભટોની એક સેના મોકલી દીધી.[૨] તદુપરાંત અલ્હાબાદ પ્રાંતના રજપુત જમીનદારો, વિશેષતઃ ઇતિહાસપ્રસિદ્ધ ચંદેલ રજપુતો[૩] એકઠા થઇ પોતાના સરદારને પ્રાણાર્પણ કરવાને દોડી ગયા.

તે સમયાન્તરમાં સૈયદભાઇઓ પણ સુસ્થ થઇને બેશી રહ્યા ન હતા. રાજા છત્રસાલે ગિરિધરબહાદુરને મદદ કરવા બુંદેલાનું સૈન્ય મોકલ્યાના ખબર મળતાંજ તેઓને પોતાને પોતાની સીમામાં જ રોકી રાખવાને માળવાના સુબા નિઝામ–ઉલ–મુલ્ક ઉપર તેઓએ હુકુમ લખી મોકલ્યો. બીજી તરફ તા. ૧૩–૧૧–૧૭૧૯ ના રોજે હૈદરકુલીખાનની

૧ જુઓ પરિશિષ્ટ અંક ૧૨
૨ જુઓ પરિશિષ્ટ અંક ૧૩
૩ જુઓ પરિશિષ્ટ અંક ૧૧

સરદારી નીચે એક મોટું લશ્કર આગ્રાની છાવણીમાંથી રવાને કરી દીધું. હૈદરકુલીખાને અલ્હાબાદથી પચીશ ગાઉ ઉપર નિર્ભયસ્થળે છાવણી નાંખી, મુકામ કર્યો, તેવામાં કરાનો ફોજદાર શેર ખફકાનખાન, સૈયદશાહ આલમ અને ફરૂકાબાદના ફોજદાર તરફથી દાઉખાન તથા દિલેરખાન પોતપોતાનાં લશ્કરો સાથે આવી પોહોચ્યા. શાહઆલમખાન સૈયદભાઇઓનો પ્રતિનિધિ હતો, અને તેને અલ્હાબાદ પ્રાંતની સુબેદારી આપવાનું તેઓએ વચન આપ્યું હતું. કાલ્પીના રજપુતોને ઉશ્કેરીને મહમદખાન બંગસે છબીલારામ સામે બળવો કરાવ્યો હતો. હવે તેનો પોતાનોજ વારો આવ્યો. તેના પોતાનાજ જિલ્લાના રજપુત જમીનદારોએ તેની સામે બળવો કર્યો. તે બળવો સમાવી દેવામાં તેને રોકાઇ રહેવાથી જરૂર પડ્યાથી, સૈયદભાઇઓનો ખાસ હુકુમ છતાં તેના પોતાથી હાજર થઇ શકાયું ન હતું.

દરમ્યાન શાહજાદપુરથી અબ્દન નબીખાન અને તહવરખાન આગળ વધી અલ્હાબાદ તરફ ધસ્યા જતા હતા. માર્ગમાં તેઓને બુંદેલા સરદાર ભગવંતરાય સાથે ભેટો થયો. થોડી ઝપાઝપી થઇ, તેમાં ભગવંતરાયે અબ્દન નબીખાનને પકડીને કેદ કર્યો, પરંતુ પાછળથી તહવરખાન મોટા લશ્કર સાથે આવી પોહોચ્યો અને અબ્દન નબીખાનને છોડાવ્યો. ભગવંતરાયની સેના કરતાં અબ્દન નબીખાનનું લશ્કર ચારપાંચ ગણું હોવાથી, તેઓની સાથે ખુલ્લા મેદાન ઉપર યુદ્ધ કરવામાં વિજય મળવાની લેશમાત્ર આશા ન હતી. જે સેના હતી, તેને કિલ્લામાં પોહોચાડયા વિના ભગવંતરાયને છૂટકો ન હતો. તેથી પોતાની આખી સેના કિલ્લા તરફ રવાને કરી દીધી અને માત્ર બસેં સુભટોને લઇને તે બાદશાહી લશ્કરની સામે થયો, અને એકે-એક સુભટ ખપી જતાં સુધી, તેઓએ ઘોર સંગ્રામ કર્યો. ભગવંતરાય મરાયા પછી અબ્દન નબીખાન પોતાના લશ્કરને લઇને હૈદરકુલીખાનની છાવણીમાં પોહોચી ગયો.

સૈયદ અબ્દન નબીખાનના ગંજાવર લશ્કરને મુઠ્ઠીભર બુંદેલાઓએ ત્રાસ પમાડયાના સમાચાર સાંભળીને હૈદર કુલીખાન સચેત થઇ ગયો. તેણે પોતાના આખા લશ્કરના ત્રણ વિભાગો પાડયા. મુખરભાગનું આધિપત્ય સૈયદ શાહઆલમ અને સૈયદ અબ્દન નબીખાનને આપ્યું; મધ્યવિભાગ શેરઅફકાનખાન, બહાદુરખાન અને દાઉદખાનના તાબામાં મૂકયો; ત્રીજા ભાગની સરદારી તેણે પોતેજ રાખી. એ પ્રમાણે સઘળી વ્યવસ્થા કરી, ત્રણે વિભાગો કિલ્લાનો કબજો લેવા આગળ વધ્યા.

મુખર વિભાગ કિલ્લાથી પાંચ કોશ દૂર હતો, તેવામાં રણભૂમિનેજ માતૃવત્ માનનારા બહાદુર ચંદેલાઓ તેઓને વધાવી લેવા કિલ્લામાંથી દોડી આવ્યા. આ સ્થલે સખ્ત મારામારી અને કાપાકાપી ચાલી રહી; શાહઆલમના હાથી પાસે ચંદેલ સુભટો ધસી ગયા; તેને ઘાયલ કરી હાથી ઉપરથી ઢોળી પાડયો. શાહઆલમની આવી દશા જોઇને અબ્દન નબીખાન અને તેનું બચી ગયેલું લશ્કર જીવ લઇ અહીં તહીં ભાગવા લાગ્યું. તેટલામાં બીજા વિભાગનું આખું લશ્કર લઇ શેર અફકાનખાન આવી પોહોચ્યો; ફરીથી ઘોર સંહારક યુદ્ધ મચી રહ્યું; ચંદેલ યોદ્ધાઓએ પઠાણ સિપાઇઓમાં ત્રાસ વર્તાવી દીધો, તેઓ પણ પલાયન કરવાની તૈયારીમાં હતા, તેજ ક્ષણે હૈદરકુલીખાન સઘળું લશ્કર લઇને દોડી આવ્યો. પ્રથમથી જ ચંદેલ યોદ્ધાઓ ગણત્રીના જ હતા, બન્ને વિભાગોનો સંહાર કરતાં કરતાં તેમાંથી મોટો ભાગ વીરગતિને પામ્યો હતો; મુસલમાનનું લશ્કર એક ઉછળતો મહાસાગર હતું. તેવી પરિસ્થિતિ જોઇને અવશિષ્ટ ચંદેલો નિર્વિઘ્ને કિલ્લામાં ચાલ્યા ગયા.

આ સઘળો બનાવ જોઇને સેનાધિપતિ હૈદરકુલીખાન તો આભોજ બની ગયો છતાં હિંમત ન હારતાં આખા લશ્કરની વ્યૂહરચના કરવામાં બે દિવસો ગાળી નાંખ્યા. ત્રીજાદિવસનો સૂર્યોદય થતાં પહેલાં તે કિલ્લાની આસપાસ ખોદેલી ખાઇઓ પાસે પોહોચી ગયો. ગિરિધરબહાદુર યુદ્ધકલામાં

પૂરેપૂરા વિશારદ હતા. શત્રુદલને ખાઇઓથી દૂર રાખવાને પ્રથમ તો તેઓએ કિલ્લામાંથી તોપોના ગોળાઓનો વર્ષાદ વર્ષાવી દીધો. પરંતુ શત્રુદલમાં ભંગાણ પડે તેમ ન હતું. લાગ જોઇને ચુંટી કાઢેલા શૂરવીરોને લઇ તેઓ કિલ્લામાંથી બહાર આવી મેદાનમાં પડયા.

આ સ્થલે ચાર પાંચ દિવસો સુધી ભીષણ યુદ્ધ ચાલ્યું, છતાં હૈદર કુલીખાન એક તસુ પણ આગળ વધી શકયો નહિ. છેવટે એક અંધારી રાત્રિએ શત્રુઓ ઉપર એકાએક છાપો મારવાનું ગિરિધર બહાદુરે સાહસ કર્યું. તેઓ, કેટલાક વીર સુભટોને લઇને ખાઇ ઓળંગીને શત્રુઓના દલમાં ધુસી ગયા. હૈદરકુલીખાન લશ્કરના પાછલા ભાગમાં હતો, સૌથી આગળ તો અબ્દન નબીખાન જ હતો. ગિરિધર બહાદુરે તેના આખા લશ્કરનો ધાણ કાઢી નાંખ્યો, તેટલામાં અરુણોદય થવા આવ્યો, એટલે તેઓ નિર્વિઘ્ને કિલ્લામાં પેશી ગયા. છતાં તેઓના બે સૈનિકો પાછળ રહી ગયા, તેઓને શત્રુઓએ પકડીને કેદ કર્યા.

સૈયદ અબ્દન નબીખાન સૈયદભાઇઓનો સંબંધી હતો. અલ્હાબાદના આક્રમણમાં તેને સૌથી પહેલાં સેનાપતિ બનાવી મોકલવામાં આવ્યો હતો. છતાં હરેક પ્રસંગે તેણે અને તેના લશ્કરે માર ખાધા જ કર્યો હતો. આખી સેનાનું આધિપત્ય તો હૈદર કુલીખાનનેજ આપવામાં આવ્યું હતું. છતાં તેના હુકમોનો તે વારંવાર અનાદર કરતો હતો. પકડાયેલા કેદીઓ પાસેથી કિલ્લાની સઘળી માહિતી મેળવવી અને તેઓને શી શિક્ષા કરવી, તે બાબતનો અમીર–ઉલ–ઉમરા સૈયદહુસેન અલીખાનનો હુકુમ મગાવવો, ત્યાં સુધી તેઓને જીવતા રહેવા દેવા, તેવો ઠરાવ હૈદર કુલીખાને કર્યો. અબ્દન નબીખાન તે ઠરાવની વિરુદ્ધ થયો. તેવા કેદીઓનો તો એકદમ શિરચ્છેદ જ કરી નાખવો જોઇએ, એમ તેણે અભિપ્રાય આપ્યો. બન્ને સરદારોએ પોતાના સમાન સરદાર હુસેન અલીખાનને ઘણી રોષભરી ફરિયાદો મોકલાવી; દરમ્યાન હૈદર કુલીખાન સૌથી વરિષ્ઠ

૧૨

અધિકારી હતો, તેથી પકડાયેલા કેદીઓને નિર્વિઘ્ને રહેવા દીધા. તે સમયાન્તરમાં જાણવામાં આવ્યું કે-કિલ્લામાં ગિરિધર બહાદુરના પોતાના દશહજાર યોદ્ધાઓ છે, તેટલાજ સૈનિકો રજપુત રાજાઓ અને રજપુત જમીનદારોના છે; કિલ્લામાં અનાજ વગેરે સામગ્રી અને યુદ્ધનાં શસ્ત્રાસ્ત્રો મેથીની જેમ ભર્યો છે, અનેક વર્ષો સુધી સતત વિગ્રહ ચાલ્યા કરે તો પણ ખુટે તેમ નથી. હૈદર કુલીખાન આ હકીકત સાંભળીને છેક નાહિમ્મત થઇ ગયો. તેણે સવિસ્તર વૃત્તાંત સૈયદભાઇઓને લખી જણાવ્યો અને વધારે લશ્કરની મદદ માગી.

હૈદર કુલીખાને કરેલી અવગણનાથી છંછેડાયેલા સર્પની પેઠે ફુંફાડા મારતો સૈયદ અબદન નમીખાન છાવણી છોડી એકદમ ચાલી ગયો. તે સમયાન્તરમાં બુંદીના રાવ રાજા બુધસિંહ ઉપર હુમલો કરવાને તેઓના પિત્રાઇ ભાઇ કોટાના રાજા ભીમસિંહની મદદમાં (તા. ૧૭–૧૧–૧૭૧૯-ને રોજ ) દિલવર અલીખાનને બલવાન્ સૈન્ય આપી મોકલવામાં આવ્યો હતો. છતાં બુધસિંહે તો સલીમસિંહ હાડાની સરદારી નીચે બની શકે તેટલા હાડાઓનું લશ્કર એકઠું કરીને રવાને કરી દીધું. શત્રુપક્ષના અમીર સરદારો પરસ્પર કલહ કરવામાં ચકચૂર થઇ ગયા હતા, તે તકનો લાગ સાધીને આખું લશ્કર કિલ્લામાં દાખલ થઇ ગયું.

સૈયદભાઇઓને જ્યારે હૈદર કુલીખાનનો સવિસ્તર વૃત્તાંત મળ્યો, ત્યારે તેઓ ઘણી ચિંતામાં પડી ગયા. ' ગમે તે ભોગે એક મોટા લશ્કર સાથે સત્વર અલ્હાબાદ તરફ કુચ કરવી '– તેવું તાકીદનું ફરમાન તેઓએ ફરૂકાબાદના ફોજદાર મહમદખાન બંગસ ઉપર મોકલી દીધું. તે ફરમાનમાં તેને અલ્હાબાદની સુબેદારી આપવાની લાલચ પણ આપી હતી. મહમદખાન બંગસ મહત્ત્વાકાંક્ષી હતો. લાલચને વશ થઇ, તે તુરત જ મોટું લશ્કર લઇને હૈદર કુલીખાનની છાવણીમાં પોહોચી ગયો, અને સૈયદ અબદન નખીખાનની ખાલી પડેલી જગ્યાનો તેણે ચાર્જ લઇ લીધો.

હજુ તો મહમદખાન બંગસ આવીને સ્વસ્થ થયો ન હતો, તેવામાં તેને વધાવી લેવાને ગિરિધર બહાદુર તો તૈયાર જ હતા. એક રાત્રિએ બે હજાર યોદ્ધાઓને સલીમસિંહ હાડાની સરદારી નીચે બંગસ સરદારના લશ્કર સાથે ભેટો કરવાને કિલ્લામાંથી બહાર પાડ્યાં. પ્રભાત થતાં સુધી ઘોર કાપાકાપી ચાલી રહી. બંગસનું લશ્કર હાડાઓ કરતાં ઘણું વધારે હતું; રાત્રિનો ઘોર અંધકાર છવાઇ રહ્યો હતો; શત્રુ મિત્રનો ભેદ પરખાય તેમ ન હતું. તેવા પ્રસંગમાં એક મુસલમાન યોદ્ધાએ સલીમસિંહને પકડી પાડ્યો. પણ તેટલામાં તો તેના શૂરવીર યોદ્ધાઓ ચેતી ગયા, અને તે સ્થળે આવી પોહોચ્યા. મહમદખાન બંગસના એક લશ્કરી અમલદાર દિલેરખાને તેઓ સાથે સખ્ત યુદ્ધ કર્યું, છતાં તેના ઉપર શસ્ત્રના બે મોટા ઘા પડવાથી, તેને પાછું હઠવું પડ્યું. તેમ થવાથી સલીમસિંહ અને તેનાં માણસો તુરત કિલ્લામાં પોહોચી ગયાં.

શત્રુઓ ખાઇઓ છોડીને કિલ્લામાં ભરાઇ ગયા, તે જાણીને હૈદર કુલીખાનને હિમ્મત આવી. બીજે દિવસે પ્રભાત પડતાંજ કિલ્લા ઉપર એકસામટો ધસારો કરવાનો તેણે નિશ્ચય કર્યો. પ્રથમ તો આખા લશ્કરને બે વિભાગોમાં વેંહેંચી દીધું; એક વિભાગની સરદારી પોતે સંભાળી લીધી, બીજો વિભાગ સૈયદ શાહ આલમખાન, દાઉદખાન બંગસ તથા શેર અફકાનખાનના તાબામાં મૂક્યો. કિલ્લા પાસેની ખાઇઓમાં ગિરિધર બહાદુર શત્રુઓના ધસારાની રાહ જોઇને જ ઉભા હતા. તેવામાં એકાએક હૈદરકુલીખાને ઉત્તર ભાગ ઉપર હુમલો કર્યો, અને તે ભાગનો કબજો લીધો. સૈયદ શાહઆલમ મુખર ભાગ ઉપર તુટી પડ્યો; તે સ્થલે સખ્ત મારામારી થયા પછી ગિરિધર બહાદુર પાછા હઠીને કિલ્લામાં ચાલ્યા ગયા. દાઉદખાન બંગસને કિલ્લાની દિવાલ સુધીનો સઘળો ભાગ નિષ્કંટક થયાથી શૂર છૂટ્યું અને પોતાના સિપાઇઓને નિઃસરણીઓ મૂકીને કિલ્લાની દિવાલ ઉપર ચઢવાનો હુકુમ કર્યો. કિલ્લાની દિવાલ ઉપર ગિરિધર બહાદુરના યોદ્ધાઓ શસ્ત્રાસ્ત્ર લઇને

તેઓને વધાવી લેવાને તૈયાર જ હતા. જેટલા સિપાઇઓ નિઃસરણી-એ ચઢયા, તેઓમાંથી કોઇ પણ જીવતો પાછો વળી જ શકયો નહિ. નિરાશ થઇ દાઉદખાને તે પ્રયોગ બંધ કર્યો, અને પોતે દિવાલ પાસેથી પાછો હઠયો. તે સમયાન્તરમાં શાહઆલમે શત્રુઓ નાશી ન જાય, તે ઉદ્દેશથી નદી ઉપર તરતા સઘળા મચ્છવાઓ પોતાના કબજામાં લીધા.

ત્યારબાદ હૈદર કુલીખાનની ઉત્તેજનાથી ફરી યુદ્ધ શરૂ થયું. ત્રણ દિવસ સુધી બંને પક્ષના યોદ્ધાઓ કંઇપણ વિરામ લીધાવિના રાત્રિ દિવસ લડયા કર્યા. ચોથે દિવસે કિલ્લાની દિવાલ ઉડાવી દેવાના હેતુથી દિવાલની પાસે સુરંગો ખોદાવવાનું શરૂ કર્યું. પરંતુ કિલ્લાના લશ્કરે તેઓની ઉપર ગોળીઓનો વર્ષાદ વર્ષાવી મૂકયો. છેવટે હૈદરકુલીખાને નિરાશ થઇને મહમદખાન બંગસદ્વારા ગિરિધરબહાદુર સાથે સંધિ કરવાની વિષ્ટિ ચલાવી. મહમદખાન બંગસ તો અલ્હાબાદની સુબેદારી લેવાની લાલચથી જ આવ્યો છે, એમ ગિરિધરબહાદુરના જાણવામાં આવ્યું હતું; તેની ઉપર વિશ્વાસ મૂકે, તેવા તેઓ અક્કલશૂન્ય ન હતા. મહમદખાન બંગસને તેઓએ સ્પષ્ટ કહેવરાવી દીધું કે-“હું તમારી કોઇ ઉપર વિશ્વાસ રાખી શકતો નથી. દીવાન રતનચંદ અહીં આવે, તો તેઓ જેમ કહે, તેમ તેઓની સાથે સંધિ કરવાને તૈયાર છું.” તેવી જ મતલબની એક અરજી તેઓએ આગ્રા મુકામે બાદશાહની હજુરમાં મોકલી દીધી. હૈદરકુલીખાને પણ તે સઘળી હકીકતનો વિગતવાર રિપોર્ટ સૈયદભાઇ-ઓને લખી મોકલ્યો.

અલ્હાબાદના કિલ્લા પાસે આવી ધમાલ ચાલી રહી હતી, તે સમયે આગ્રા મુકામે સૈયદભાઇઓ કંઇ જૂદીજ ધૂન મચાવી રહ્યા હતા. આગ્રાના કિલ્લાનાં જવાહીરો અને રત્નો બડાભાઇના સ્વપ્નમાં આવ્યાં જ કરતાં હતાં. છોટાભાઇ થાપ મારીને તે સઘળું પચાવી પડે, તે તેનાથી સહન થઇ શકતું નહતું. ફરીથી બન્ને ભાઇઓ વચ્ચે તે વિશે વાતચીત

ઉપરથી વિવાદ અને વિવાદ ઉપરથી એક નાનું સરખું વાગ્યુદ્ધ જામી ગયું. સદ્ભાગ્યે, આ સમયે પણ રતનચંદની મીઠી મીઠી વાણીએ તેઓનો કોપાનલ શાંત કર્યો. ( તા. ૧૦–૩–૧૭૨૦ ) હજુ તો તે અગ્નિની રાખ ઠંડી પડી નહતી, તેવામાં હૈદરકુલીખાનનો રિપોર્ટ અને ગિરિધરબહાદુરની અરજી આવી પોહોચ્યાં. ક્ષણભર, બન્ને ભાઇઓની છાતી ઉપર ચઢી બેઠેલ ઓથાર ઉતરી ગયો. આગ્રાનો અજેય કિલ્લો બાલકોના ખેલની જેમ અમીર–ઉલ–ઉમરાએ જીતી લીધો હતો. પરંતુ અલ્હાબાદનો કિલ્લો જીતવો, તે બાલકોનો ખેલ નથી, એમ બન્ને ભાઇઓને સ્પષ્ટ જ્ઞાન થયું.

અલ્હાબાદના કિલ્લાની ત્રણે બાજુઓએ ગંગા અને યમુના મૈયાઓ વીંટાઇ વળી રક્ષા કરવાને સતત જાગરૂક રહેતાં હતાં. મનુષ્યબુદ્ધિ ચાલી શકે તેટલી કુશલતાથી ગિરિધરબહાદુરે કિલ્લાને દુર્ભેદ્ય બનાવવામાં કચાશ રાખી નહતી; અખૂટ સાહિત્યો અને સામગ્રીઓથી આખો કિલ્લો ભરી દીધો હતો. રાજાછબીલારામ જેવા નિર્દોષ અને લોકપ્રિય સરદારને નિષ્કારણ પીડન થતું હોવાથી આસપાસના સઘળા જમીનદારો અને જાગીરદારો ઉશ્કેરાઇ ગયા હતા.[૪]

ત્યારે શું કરવું તે વિશે બન્ને ભાઇઓ મંત્રણા કરવા લાગ્યા. હુસેન અલીખાને પોતે જ કિલ્લો જીતી લેવાનું બીડું ઝડપ્યું. તે સાથે જ બડાભાઇના હૃદયમાં શંકા અને ઇર્ષ્યા ઉભરાઇ આવ્યાં. " આગ્રાના કિલ્લાનો ભંડાર તો સ્વાહા કરી ગયા છતાં, ભાઇનો જઠરાનલ ઓલવાયો જણાતો નથી. ફરી અલ્હાબાદના કિલ્લાના ભંડાર પચાવી પાડવાને તેની જિવ્હા સળવળ્યા કરતી હોય, એમ લાગે છે " બડાભાઇ મનમાં ને મનમાં બડબડયા. અરે ! ભાઇ આગ્રાનો કિલ્લો તું સ્હેલાઇથી

---

૪ ઇલિયટનો હિંદુસ્થાનનો ઇતિહાસ, પુ. ૭, પૃ. ૪૬૭ માં ખાફીખાન, પુ. ૨, પૃ. ૮૪૨ નો ઉલ્લેખ.

જીતી શકશે, તે ખરૂં પણ અલ્હાબાદના કિલ્લામાં નેકુસીયર જેવો નાદાન સરદાર, મિત્રસેન જેવો અણઘડ કારભારી અને સફીખાન જેવો બુઢ્ઢો કિલ્લેદાર નથી; ત્યાં તો ગિરિધર બહાદુર જેવા યુદ્ધવિશારદ અને કાર્યદક્ષ વીર્યશાલીની સાથે કામ લેવાનું છે. તેની સાહાય્યમાં તેવાજ વીર્યશાલી રાજાઓના અને રજપૂત જમીનદારોના યોદ્ધાઓ કેસરીયાં કરી આવેલા છે. ક્યાં સુધી તે કિલ્લાને ઘેરીને તું ત્યાં પડયો રહીશ? એક તરફથી બંગાળેથી આવેલી બાદશાહી તીજોરી પટણા મુકામે રોકાઇ રહી છે, બીજી તરફ, આસપાસના પ્રાંતોના જાગીરદારો બળવો કરવાની તૈયારીમાં છે"[૫] બડાભાઇએ પોતાના હૃદયના ઉદ્દગારો ખાલી કર્યા. દરમ્યાન ગિરિધર બહાદુરને વિષ્ટિ ઉપર વિષ્ટિઓ મોકલવામાં આવી, પ્રશ્નોત્તરના પત્રો જતાં આવતાં દિવસોના દિવસો વીતી ગયા. છેવટે, બડાભાઇની અસંમતિ છતાં, છોટાભાઇએ અલ્હાબાદ પ્રતિ પ્રયાણ કરવાનો આરંભ કર્યો. તુરત, બડાભાઇએ ક્રોધાવિષ્ટ થઇને વજીરની સર્વોપરિ સત્તાને આધારે ફરમાનપત્ર કાઢી તેને અટકાવ્યો, અને પોતે જાતે અલ્હાબાદ જવાનો નિશ્ચય જાહેર કર્યો. આ પ્રસંગે પણ બન્ને ભાઇઓ વચ્ચેનો ઝઘડો એટલો બધો ઉગ્ર થઇ ગયો કે જો રતનચંદ્ર વચમાં ન પડયો હોત તો પરિણામ બહુ વિપરીત આવત. રતનચંદે કહ્યું કે–' ગિરિધર બહાદુર સામથીજ વશ થતો હોય તો શા માટે આપણે વૃથા રક્તપાત કરવો જોઇએ? મારી ઉપર તેને પૂરો વિશ્વાસ છે; હવે જો તમો ભાઇઓનો પણ મારી ઉપર તેટલોજ વિશ્વાસ હોય તો પછી તમારામાંથી કોઇને પણ ત્યાં જવાની શી જરૂર છે? નક્કી માનજો કે–ગિરિધર બહાદુરને માટે હું આપને કદી પણ દગો દઇશ નહિ. આપનું અને રાજ્યનું જેમ ભલું થશે, તેવી રીતે તેની સાથે કામ લઇશ. કાં તો સામોપાયથી તેને વશ કરી અયોધ્યે રવાને કરી દઇશ, નહિ તો કિલ્લો તાબે કર્યા વિના જીવતો પાછો આવીશ નહિ."

---

૫ Irvin's Later Mughals, Vol, II, p. 13

વિદુર જેવાં રતનચંદનાં વચનામૃતથી બન્ને ભાઇઓનાં હૃદયો શાંત થયાં. આમ પરસ્પર કલહ કરવો, તેને બદલે ગિરિધર બહાદુરની માગણી પ્રમાણે રતનચંદને જ મોકલવાનું તેઓને યોગ્ય લાગ્યું. છેવટે તા. ૩–૪–૧૭૨૦ ને રોજ રતનચંદ મોટું લશ્કર લઇને આગ્રેથી કુચ કરી ગયો. કહેવામાં આવ્યું છે કે–તે લશ્કરમાં સો બસેં બળદોથી ખેંચી શકાય, તેવી સાઠ મોટી તોપો અને ચાર હાથીઓ હતા. માર્ગમાં અનેક ફોજદારો, જાગીરદારો અને જમીનદારો પોતાની સેનાઓ સાથે તેની હજુરમાં હાજર થઇ ગયા.

અલ્હાબાદના કિલ્લાથી બે ગાઉ દૂર જ્યાં હૈદર કુલીખાન છાવણી નાંખી પડયો હતો, ત્યાં થોડાજ દિવસમાં રતનચંદ આવી પોહોચ્યો. ત્યાં આવીને એકાદ દિવસ સ્વસ્થ થઇને તા. ૨–૫–૧૭૨૦ ને રોજ ગિરિધર બહાદુરને પોતાની છાવણીમાં મળવા આવવાનું તેણે કહેણ મોકલ્યું. રતનચંદ છબીલારામ બહાદુર અને ગિરિધર બહાદુરને પ્રથમ આશ્રય આપનાર હતો. તેઓ વચ્ચે વર્ષોનાં વર્ષોથી કુટુંબ સંબંધ બંધાઇ ગયો હતો. તે સંબંધને લીધે ગિરિધર બહાદુરે કહેવરાવ્યું કે–" આપ જેવા સુરબ્બીએ છબીલારામના સ્વર્ગવાસથી થતો અમારો ખેદ દૂર કરવાને માટે અમને આશ્વાસન આપવા પ્રથમ અહીં પધારવું જોઇએ. હું તો આપનો બાલક છું, જ્યારે આજ્ઞા કરશો ત્યારે હાજર થવાને તૈયાર જ છું." રતનચંદને ગિરિધર બહાદુરની માગણી વાજબી લાગી. છબીલારામને ખરખરે પ્રથમ પોતે જ જઇને તેઓના કુટુંબને આશ્વાસન આપવું જોઇએ, તે તેનો ધર્મ હતો, અને તે ધર્મ તેણે બજાવવો જ જોઇએ, એમ તેણે નિશ્ચય કર્યો. કંઇ પણ આડંબર કર્યા વિના તેઓ માત્ર હૈદર કુલીખાન અને મહમદખાન બંગસને લઇને કિલ્લામાં ગયા. સિંહદ્વાર પાસે આવીને ગિરિધર બહાદુરે તેનો યોગ્ય સત્કાર કર્યો. રતનચંદે છબીલારામના સ્વર્ગવાસથી બહુ ખેદ પ્રદર્શિત કર્યો. આ પ્રસંગે ગિરિધર બહાદુરે તેઓને બાદશાહના પ્રતિનિધિ તરીકે કેટલી અમૂલ્ય વસ્તુઓ

જીતી શકશે, તે ખરૂં પણ અલ્હાબાદના કિલ્લામાં નેકુસીયર જેવો નાદાન સરદાર, મિત્રસેન જેવો અણઘડ કારભારી અને સફીખાન જેવો બુઢ્ઢો કિલ્લેદાર નથી; ત્યાં તો ગિરિધર બહાદુર જેવા યુદ્ધવિશારદ અને કાર્યદક્ષ વીર્યશાલીની સાથે કામ લેવાનું છે. તેની સાહાય્યમાં તેવાજ વીર્યશાલી રાજાઓના અને રજપૂત જમીનદારોના યોદ્ધાઓ કેસરીયાં કરી આવેલા છે. ક્યાં સુધી તે કિલ્લાને ઘેરીને તું ત્યાં પડયો રહીશ? એક તરફથી બંગાળેથી આવેલી બાદશાહી તીજોરી પટણા મુકામે રોકાઇ રહી છે, બીજી તરફ, આસપાસના પ્રાંતોના જાગીરદારો બળવો કરવાની તૈયારીમાં છે "[૫] બડાભાઇએ પોતાના હૃદયના ઉદ્દગારો ખાલી કર્યા. દરમ્યાન ગિરિધર બહાદુરને વિષ્ટિ ઉપર વિષ્ટિઓ મોકલવામાં આવી, પ્રશ્નોત્તરના પત્રો જતાં આવતાં દિવસોના દિવસો વીતી ગયા. છેવટે, બડાભાઇની અસંમતિ છતાં, છોટાભાઇએ અલ્હાબાદ પ્રતિ પ્રયાણ કરવાનો આરંભ કર્યો. તુરત, બડાભાઇએ ક્રોધાવિષ્ટ થઇને વજીરની સર્વોપરિ સત્તાને આધારે ફરમાનપત્ર કાઢી તેને અટકાવ્યો, અને પોતે જાતે અલ્હાબાદ જવાનો નિશ્ચય જાહેર કર્યો. આ પ્રસંગે પણ બન્ને ભાઇઓ વચ્ચેનો ઝઘડો એટલો બધો ઉગ્ર થઇ ગયો કે જો રતનચંદ્ર વચમાં ન પડયો હોત તો પરિણામ બહુ વિપરીત આવત. રતનચંદે કહ્યું કે–' ગિરિધર બહાદુર સામથીજ વશ થતો હોય તો શા માટે આપણે વૃથા રક્તપાત કરવો જોઇએ? મારી ઉપર તેને પૂરો વિશ્વાસ છે; હવે જો તમો ભાઇઓનો પણ મારી ઉપર તેટલોજ વિશ્વાસ હોય તો પછી તમારામાંથી કોઇને પણ ત્યાં જવાની શી જરૂર છે? નક્કી માનજો કે–ગિરિધર બહાદુરને માટે હું આપને કદી પણ દગો દઇશ નહિ. આપનું અને રાજ્યનું જેમ ભલું થશે, તેવી રીતે તેની સાથે કામ લઇશ. કાં તો સામોપાયથી તેને વશ કરી અયોધ્યે રવાને કરી દઇશ, નહિ તો કિલ્લો તાબે કર્યા વિના જીવતો પાછો આવીશ નહિ."

---

૫ Irvin's Later Mughals, Vol. II, p. 13

કિલ્લો ખાલી કરવાનો હુકુમ લખી મોકલવામાં આવ્યો, બંગાળેથી આવી પોહોચેલી તીજોરીમાંથી ત્રીશ લાખ રૂપીઆ ગિરિધર બહાદુરને આપવામાં આવ્યા, અને તેઓએ ત્યારપછી તુરત કિલ્લો છોડી દઇ અયોધ્યા પ્રતિ પ્રયાણ કર્યું. (તા. ૧૧–૫–૧૭૨૦). મહમદખાન બંગસના ભાઇ અહમદખાને તે કિલ્લો સંભાળી લીધો, બીજો હુકુમ થતાં સુધી શાહઆલમખાનને તેનો કબજો સોંપવામાં આવ્યો. તે સઘળી વ્યવસ્થા કરીને રતનચંદ આગ્રા તરફ સીધાવ્યો.

તા. ૧૬–૫–૧૭૨૦ ને રોજ આ શુભ સમાચારની વધામણી સૈયદભાઇઓને મળી ગઇ કે તુરત તેઓએ વિજય દુંદુભીઓ વગડાવી દીધી. તા. ૨૪–૫–૧૭૨૦ ને રોજ બંગાળાની સીતેરલાખની તીજોરી પણ આવી પોહોચી.

તા. ૮–૬–૧૭૨૦ ને રોજ રતનચંદ આગ્રે આવી પોહોચ્યો. બન્ને ભાઇઓ બહુ હર્ષથી તેઓને ભેટયા, અને ૫૦૦૦ પાયદળ તથા ૫૦૦૦ ની મનસબી, તેમજ ખાસ પોષાક અને એક અમૂલ્ય હીરાનો હાર તેને આપવામાં આવ્યો. હૈદરકુલીખાનને પચાશ હજાર રૂપીઆ અને ખાસ પોષાક તે સાથે મહમદખાન બંગસ અને શેરઅફકાનખાનને વીશ હજાર રૂપીઆ અને મોતીની માળા ઇનામમાં આપવામાં આવી. એ રીતે ગિરિધર બહાદુરને સંતુષ્ટ કરીને સૈયદભાઇઓએ તે સમયે તો પોતાની પ્રતિષ્ઠાનું રક્ષણ કર્યું.

નજર કરી, તેમાંથી રતનચંદે માત્ર એક હાથી અને એક ઘોડાનો જ સ્વીકાર કર્યો અને ગિરિધર બહાદુરને ફરી આશ્વાસન આપી, પોતે પોતાની છાવણીમાં પાછો ગયો.

બીજે દિવસે એટલે તા. ૩-૫-૧૭૨૯ ને રોજ ગિરિધર બહાદુર એક સુબેદારને ઉચિત આડંબર સાથે રતનચંદની છાવણીમાં જઇ પોહોચ્યા. રતનચંદ તંબુના મુખ્યદ્વાર સુધી સામે લેવા ગયો. જાહેર દરબારમાં બન્ને સરદારોએ વિવેકની છોળ ઉછાળી. છેવટે બન્ને સરદારોએ એક ખાનગી ખંડમાં બેશીને સંધિની શરતો નક્કી કરવાની ચર્ચા કરી, ચર્ચાને અંતે નીચે પ્રમાણે શરતો ઠરાવવામાં આવી.

૧ ગિરિધર બહાદુરે અલ્હાબાદનો કિલ્લો ખાલી કરવો, અને તેઓને અયોધ્યાની સુબેદારી આપવી.

૨ અયોધ્યા પ્રાંતના સઘળા જિલ્લાઓ અને મહાલોની સઘળી લશ્કરી તથા મુલ્કી જગ્યાઓ ગિરિધર બહાદુર પોતે પૂરી શકે.

૩ અયોધ્યાના કિલ્લાની મરામત કરવાને માટે તથા ત્યાંના લશ્કરની સુવ્યવસ્થા કરવાને ત્રીશ લાખ રૂપીઆનો ખર્ચ થવાનો સંભવ હતો. બંગાળેથી આવતી બાદશાહી તીજોરીમાંથીજ તેટલા રૂપીઆ તુરત ગિરિધર બહાદુરને આપવા.

૪ ખુદ બાદશાહ હજુર તરફથી તેઓને રત્નજડિત પાઘડી, અલંકાર ખાસ પોષાક અને હાથી આપવો.

ગિરિધર બહાદુરે તે સઘળી શરતો કબુલ રાખી. બન્ને સરદારોએ હાથમાં ગંગાજલ લઇને અંતઃકરણપૂર્વક તે શરતો પાળવાની પ્રતિજ્ઞા કરી. તુરત અયોધ્યા પ્રાંતના સુબેદાર મીર મુશરીફને અયોધ્યાનો

શ્લો. ૧૧-૧૬ ). પૌરાણિક કાલમાં નાગવંશી રાજાઓનું ત્યાં રાજ્ય હતું. ( વિષ્ણુપુરાણ, અંશ ૪, અ. ૨૪ ). ઇ. સ. ૩૪૦માં સમુદ્રગુપ્તે તે દેશના રાજા ગણપતિનાગને હરાવીને વશ કર્યો, ત્યાં સુધી તે પ્રદેશ અવિચ્છિન્નપણે નાગ રાજાઓના તાબામાં હશે, એમ અનુમાન થાય છે. ( વિન્સેંન્ટસ્મિથનો હિંદુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ, આ. ૨ જી, પૃ. ૨૬૯ ). તે સમયાન્તરમાં ત્યાંના નાગ રાજાએ વડનગરનો નાશ કર્યો હતો, પરંતુ ત્યાર પછી તુરત ત્યાંના નાગર જાગીરદારોએ માળવ ગણના રાજાની સાહાય્યથી તેઓની સાથે તુમુલ યુદ્ધ કરી, તેઓને ત્યાંથી મારી કાઢ્યા હતા. ( નાગરોત્પત્તિ, પૃ. ૭૩-૭૫. )

મહાકવિ બાણના હર્ષચરિત ઉપરથી જણાય છે કે-ઇ. સ. ના છઠ્ઠા સાતમા સૈકા સુધી તે પ્રદેશનો કેટલોક ભાગ નાગરાજાઓના અને બાકીનો ભાગ કનોજના મૌખરી વંશના રાજાઓના તાબામાં હતો. ( હર્ષચરિત, ઉચ્છ્વાસ ૬, પૃ. ૧૯૮ ). ત્યાર પછી તે પ્રદેશ ઉપર કચ્છવાહ, તુંવર, ચંદેલ, પ્રતિહાર, અને કલ્ચુરી અથવા હૈહય વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. ચંદેલો પાસેથી તે પ્રદેશ બુંદેલવંશી રજપુતોએ ઇ. સ. ૧૨૩૧માં જીતી લીધો, ત્યારથી તેનું નામ બુંદેલખંડ પડયું છે.

## ૨ ચંદેલો.

મધ્યકાલીન ઇતિહાસમાં ચંદેલ નામના રજપુતો તેઓની અપૂર્વ વીરતાથી બહુ પ્રસિદ્ધ થઇ ગયા છે. તેઓ રણક્ષેત્ર ઉપર જેટલા ભયંકર હતા, તેટલા જ સાહિત્ય અને કલાના વિલાસી હતા. તેઓનાં મુખ્ય નગરો મહોબા, કાલિંજર અને ખજુરાહોમાં આજે પણ અતિ ભવ્ય મંદિરો અને રમણીય સરોવરો તેઓની કલાવિલાસિતાની સાક્ષી પૂરે છે. ખજુરાહોમાં શિલ્પકલાના નમુનારૂપ આવેલાં મંદિરો ઇસવી સનના દશમા શતકના ઉત્તરાર્દ્ધમાં થઇ ગયેલા વિજયપાલ અથવા ઢંગ રાજાએ

# પરિશિષ્ટ અંક ૧૧

## બુંદેલખંડ અને ચંદેલો.

### ૧ બુંદેલખંડ અથવા ચેદિ

ઉત્તર દક્ષિણ યમુનાથી નર્મદા સુધીનો તથા પૂર્વ પશ્ચિમ તૌંસથી સિંદ નદી સુધીનો પ્રદેશ બુંદેલખંડના નામથી ઓળખાય છે. ચંદેલવંશના રજપુતો ત્યાં રાજ્ય કરતા હતા,: તે સમયે તેનું નામ જેજાકભુક્તિ (=જેજાકોનો પ્રાંત) હતું. વર્ત્તમાન બુંદેલખંડની દક્ષિણે મધ્યપ્રાંત અને પશ્ચિમે પૂર્વ માલવાનો પ્રદેશ આવેલો છે. તે બન્ને પ્રદેશો સહિત આખો બુંદેલખંડ ચેદિ દેશ કહેવાતો હતો. મધ્યકાલમાં તે ચેદિ દેશના પૂર્વ પશ્ચિમ બે વિભાગ પડી ગયા હતા.; ૧ પૂર્વ ભાગ, તે મહા કોશલ, તેની રાજધાની રતનપુર હતી; ૨ પશ્ચિમ ભાગ, તે દાહાલ (પ્રાચીન દશાર્ણ), તેની રાજધાની જબલપુર પાસે આવેલ ત્રિપુર હતી. પ્રાચીન દશાર્ણ દેશની રાજધાની વિદિશા એટલે વર્ત્તમાન જબલપુર પાસે આવેલ ભિલ્સા હતી. પટ્ટણાની ઉત્તરે અને નેપાલની દક્ષિણે હાલમાં તિરહુત નામનો પ્રદેશ છે. અશોકના સમયમાં તેનું નામ તિરભુક્તિ હતું અને ત્યાં લિચ્છવિ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તે તિરહુત રાજ્યના એક પ્રગણાનું' નામ જેજોતિ છે. હજુ પણ ત્યાંના બ્રાહ્મણો જેજોતિયા કહેવાય છે. ( History of Mediaeval India by C. V. Vaidya, Vol. I, pp. 361–2 ).

મહાભારતના કાલમાં ભીષ્મપિતામહના પિતા શંતનુનાં પત્ની સત્યવતીના પિતા ઉપરિચર વસુએ ચેદિદેશ જીતી લીધો હતો. ( મહાભારત, આદિપર્વ, અ. ૬૨ ) ત્યારપછી શ્રી કૃષ્ણ ભગવાનનો કટ્ટર શત્રુ શિશુપાલ ત્યાં રાજ્ય કરતો હતો. ( તેજ, સભાપર્વ, અ. ૨૯,

શ્લો. ૧૧-૧૬ ). પૌરાણિક કાલમાં નાગવંશી રાજાઓનું ત્યાં રાજ્ય હતું. ( વિષ્ણુપુરાણ, અંશ ૪, અ. ૨૪ ). ઇ. સ. ૩૪૦માં સમુદ્રગુપ્તે તે દેશના રાજા ગણપતિનાગને હરાવીને વશ કર્યો, ત્યાં સુધી તે પ્રદેશ અવિચ્છિન્નપણે નાગ રાજાઓના તાબામાં હશે, એમ અનુમાન થાય છે. ( વિન્સેંન્ટસ્મિથનો હિંદુ સ્થાનનો પ્રાચીન ઇતિહાસ, આ. ૨ જી, પૃ. ૨૬૯ ). તે સમયાન્તરમાં ત્યાંના નાગ રાજાએ વડનગરનો નાશ કર્યો હતો, પરંતુ ત્યાર પછી તુરત ત્યાંના નાગર જાગીરદારોએ માળવ ગણના રાજાની સાહાય્યથી તેઓની સાથે તુમુલ યુદ્ધ કરી, તેઓને ત્યાંથી મારી કાઢયા હતા. ( નાગરોત્પત્તિ, પૃ. ૭૩-૭૫. )

મહાકવિ બાણના હર્ષચરિત ઉપરથી જણાય છે કે-ઇ. સ. ના છઠ્ઠા સાતમા સૈકા સુધી તે પ્રદેશનો કેટલોક ભાગ નાગરાજાઓના અને બાકીનો ભાગ કનોજના મૌખરી વંશના રાજાઓના તાબામાં હતો. ( હર્ષચરિત, ઉચ્છવાસ ૬, પૃ. ૧૯૮ ). ત્યાર પછી તે પ્રદેશ ઉપર કચ્છવાહ, તુંવર, ચંદેલ, પ્રતિહાર, અને કલચુરી અથવા હૈહય વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. ચંદેલો પાસેથી તે પ્રદેશ બુંદેલવંશી રજપુતોએ ઇ. સ. ૧૨૩૧માં જીતી લીધો, ત્યારથી તેનું નામ બુંદેલ ખંડ પડયું છે.

## ૨ ચંદેલો.

મધ્યકાલીન ઇતિહાસમાં ચંદેલ નામના રજપુતો તેઓની અપૂર્વ વીરતાથી બહુ પ્રસિદ્ધ થઇ ગયા છે. તેઓ રણક્ષેત્ર ઉપર જેટલા ભયંકર હતા, તેટલા જ સાહિત્ય અને કલાના વિલાસી હતા. તેઓનાં મુખ્ય નગરો મહોબા, કાલિંજર અને ખજુરાહોમાં આજે પણ અતિ ભવ્ય મંદિરો અને રમણીય સરોવરો તેઓની કલાવિલાસિતાની સાક્ષી પૂરે છે. ખજુરાહોમાં શિલ્પકલાના નમુનારૂપ આવેલાં મંદિરો ઇસવી સનના દશમાશતકના ઉત્તરાર્દ્ધમાં થઇ ગયેલા વિજયપાલ અથવા ઢંગ રાજાએ

નિર્માણ કર્યાં હતાં. ઇસ્વી સનના અગિયારમા શતકના ઉત્તરાર્દ્ધમાં થઇ ગયેલા કીર્તિવર્મા રાજાના સમયમાં પ્રબોધ ચંદ્રોદય નામનું નાટક રચાયું હતું અને તેના આશ્રયથી તેની રાજધાનીમાં ભજવાયું હતું.

ચંદેલો મૂલ ક્યાં વસતા હતા, તે જાણવામાં આવ્યું નથી. પરંતુ તેઓ ચંદ્રાત્રેય વંશના ક્ષત્રિયો હતા, એમ કહેવામાં આવે છે. તેના મૂલ પુરુષ ચંદ્રબ્રહ્મે ઇ. સ. ૫૯૩માં મહોબા નગરી (બુંદેલખંડમાં આવેલ છત્રપુર રાજ્યાન્તર્ગત મઉ ગામ) પાસેનો કેટલોક પ્રદેશ જીતી લઇ, એક નાનું રાજ્ય સ્થાપ્યું હતું. ત્યાર પછી ૨૩૮ વર્ષ સુધીનો તેઓનો ઇતિહાસ અંધકારમાં જ છે. ઇ. સ. ૮૩૧ માં વાકપતિરાજ અથવા નાનુકે પ્રતિહાર વંશના એક રાજાને હરાવીને છત્રપુરની આસ-પાસનો પ્રદેશ જીતી લીધો હતો અને ત્યાર પછી તેના વંશજોએ આખો બુંદેલખંડ હસ્તગત કર્યો હતો. ઇ. સ. ૮૩૧થી ઇ. સ. ૧૨૩૧ એટલે લગભગ ૪૦૦ વર્ષોના અંતરમાં તે વંશના ૧૫ રાજાઓ થઇ ગયા છે. તેમાંના પાંચમા રાજા હર્ષે ઇ. સ. ૯૧૬ માં કનોજના પ્રતિહાર રાજા બીજા ભોજના પુત્ર મહીપાલને રાષ્ટ્રકૂટ વંશના રાજા ત્રીજા ઇંદ્ર પાસેથી કનોજનું રાજ્ય પાછું મેળવવાને મદદ આપી હતી.

હર્ષના પુત્ર યશોવર્માને તેજ મહીપાલના પુત્ર દેવપાલ સાથે વૈર્ય થયું હતું. પરિણામે યશોવર્માએ દેવપાલને હરાવીને વશ કર્યો હતો. અને કાલિંજરનો પ્રખ્યાત દુર્ગ જીતી લીધો હતો. યશોવર્માના પુત્ર વિનાયકપાલ અથવા ઢંગે ઇ. સ. ૯૫૦ થી ૯૯૯ સુધી એટલે ૪૯ વર્ષ રાજ્ય કર્યું હતું. ઇ. સ. ૯૮૯-૯૦માં પંજાબના રાજા જયપાલે આસપાસના રજપુત રાજાઓ સાથે એકસંપી કરીને ગિઝનીના બાદશાહ સબક્તગીન સાથે ભીષણ સંગ્રામ કર્યો હતો, તેમાં તે વિનાયકપાલે ભાગ લીધો હતો. વિનાયકપાલના પુત્ર વિજયપાલે અથવા ગંડે ઇ. સ. ૯૯૯થી ૧૦૨૫ એટલે ૨૬ વર્ષ રાજ્ય કર્યું હતું. તે સમયાન્તરમાં સરહદના રાજા

જયપાલની પેઠે તેના પુત્ર આનંદપાલે મહમદગિજનીને અટકાવવા રજપુત રાજાઓની એકસંપી કરીને ઇ. સ. ૧૦૦૮-૯માં ઘોર યુદ્ધ કર્યું હતું, તેમાં વિજયપાલે ભાગ લીધો હતો. તેજ મહમદગિજનીની સાથે કનોજના રાજા રાજ્યપાલે ઇ. સ. ૧૦૧૯માં સંધિ કરી, તેનું દાસત્વ સ્વીકાર્યું હતું, તે કારણથી ચંદેલરાજા વિજયપાલે તેની સાથે યુદ્ધ કરીને તેને મારી નાંખ્યો હતો. ઇ. સ. ૧૦૨૩ માં તેજ મહમદ-ગિજનીએ તેની સખ્ત હાર કરીને કાલિંજરનો કિલ્લો જીતી લીધો હતો, પરંતુ વિજયપાલે તુરત તે કિલ્લો પાછો મેળવ્યો હતો.

ઇ. સ. ના ૧૧ માં સૈકામાં બુંદેલખંડની પશ્ચિમે પૂર્વ માલવા અથવા દશાર્ણ દેશમાં કલ્ચુરી અથવા હૈહય વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. ઇ. સ. ૧૦૨૫માં તે વંશના રાજા ગાંગેય દેવે ચંદેલ રાજા વિજયપાલને હરાવીને તેનું રાજ્ય જીતી લીધું હતું, એટલુંજ નહિ પણ ઇ. સ. ૧૦૬૦ માં તેના પુત્ર કર્ણદેવે ગુજરાતના રાજા ભીમદેવની સાથે એકસંપી કરીને માળવાના સુપ્રસિદ્ધ રાજા ભોજની સામેના વિગ્રહમાં તેણે ભાગ લીધો હતો. પરંતુ ત્યાર પછી કેટલાંક વર્ષ પછી ચંદેલ રાજા વિજયપાલના પુત્ર કીર્તિવર્માએ તે કર્ણદેવને હરાવીને કાઢી મૂકયો હતો અને પોતાના પૂર્વજોનું રાજ્ય પાછું હસ્તગત કર્યું હતું. કીર્તિવર્માએ ઇ. સ. ૧૦૪૯ થી ઇ. સ. ૧૧૦૦ સુધી રાજ્ય કર્યું હતું.

આવી વીર્યશાલી જાતિનો ઉચ્છેદ પૃથ્વીરાજ ચુહાણ જેવા સમર્થ રાજાને હાથે થયો, તે દેશનું મોટું દુર્ભાગ્યજ હતું. પૃથ્વીરાજે પોતાની પડોશમાં આવેલ ગુજરાત, માળવા, બુંદેલખંડ અને કનોજના રાજાઓ સાથે ઘોર સંહારક વિગ્રહો કરીને દેશની ક્ષાત્રશક્તિનો વિનાશ કરી નાંખ્યો હતો. પરિણામે મુસલમાનો આવ્યા, અને અદ્યાવધિ તેનાં અતિ વિષાલ ફલો આપણે આપીએ છીએ. તેનું પ્રાયશ્ચિત કયારે પુરૂં થશે, તે

આજે આખો દેશ ક્રૂર રાક્ષસી સ્થિતિના પંજામાં આવી પડયો છે, તે ઉપરથી અટકળી શકાતું નથી. ઇ. સ. ૧૧૮૨માં પૃથ્વીરાજ ચુહાણે ચંદેલવંશના બારમા રાજા પરમાર્દિદેવ અથવા પરમાલની સાથે ભયંકર રણક્ષેત્ર ખેલીને ચંદેલોનો ધાણ કાઢી નાંખ્યો હતો. પરિણામ એ આવ્યું કે શાહબુદ્દીનના ધસી આવતા દલને અટકાવી શકે, તેવી શક્તિ કોઇપણ રાજામાં રહી નહિ.

ઇ. સ. ૧૧૯૩ માં શાહાબુદ્દીને પૃથ્વીરાજને હરાવી દિલ્હી અને અજમેર જીતી લીધાં; અને તેના સેનાપતિ કુત્બુદ્દિને ઇ. સ. ૧૨૦૩માં પરમાર્દિ દેવને હરાવીને કાલિંજરનો કિલ્લો જીતી લીધો.

આ બનાવ બન્યા પછી ચંદેલો બહુ નિર્બળ થઇ ગયા. તોપણ ઇ. સ. ૧૨૩૧ સુધી બુંદેલખંડનો કેટલોક ભાગ તેઓના તાબામાં હતો. તે સમયે તેના પંદરમા એટલે છેલ્લા રાજા ભોજવર્માને બુંદેલવંશના વીર બુંદેલાએ હરાવીને સુહૌની, કાલ્પી અને કાલિંજર વગેરે કિલ્લાઓ લઇ લીધા. ત્યાર પછી તેના વંશજો આસપાસના પ્રદેશોમાં પથરાઇ જઇ છેક અઢારમા સૈકા સુધી છૂટીછવાઇ જાગીરો ખાતા હતા. હાલમાં બંગાલામાં આવેલ મોંગીર જિલ્લામાં ગિધોર નામનું એક રજપુત રાજ્ય છે. તેના રાજાઓ ચંદેલ વંશી કહેવાય છે. ( જુઓ, The Early History of India by Vincent A. Smith, 2nd. Ed. pp. 360–4, તથા History of Midiaeval India by C. V. Vaidya, Vol. I, pp. 344–7 & 311–2, તથા કાશીની નાગરી પ્રચારિણી સભા તરફથી પ્રસિદ્ધ થયેલ છત્ર પ્રકાશની ભૂમિકા, પૃ. ૧–૪.)

# પરિશિષ્ટ અંક ૧૨

## બુંદેલો અને બુંદેલખંડ

બુંદેલખંડના સદ્‌ભાગ્યે તે દેશની ભૂમિએ ચંદેલો પછી તુરત બુંદેલ નામના ક્ષત્રિયોને વરમાલા પહેરાવી હતી. લગભગ પાંચસો વર્ષો સુધી દિલ્હીના મુસલમાન બાદશાહોએ તે ભૂમિને વૈધવ્યનો વેષ ધારણ કરાવવા તનતોડ પરિશ્રમ કર્યાં છતાં, તેમાં તેઓ સફલ થઈ શક્યા ન હતા. આજે પણ તેજ બુંદેલ ક્ષત્રિયો તે ભૂમિનું લાલનપાલન કરે છે.

બુંદેલો ગહરવાર ક્ષત્રિયો હતા, એમ કહેવાસમાં આવે છે. ઇતિહાસના પૃષ્ઠ ઉપર ગહરવાર ક્ષત્રિયો ઇ. સ. ના અગિયારમા શતકને અંતે પ્રથમ દેખાવ આપે છે. ઇ. સ. ૧૦૭૮ માં તે વંશના રાજા મહીચંદ્રના પુત્ર ચંદ્રદેવે કનોજના પ્રતિહાર વંશના અંતિમ રાજા યશઃપાલના પુત્રને હરાવીને આખું કનોજ રાજ્ય જીતી લીધું હતું. તેજ ચંદ્રદેવે ઇ. સ. ૧૦૯૦ સુધીમાં કાશી, અયોધ્યા અને દિલ્હી સુધી પોતાના રાજ્યની સીમા વિસ્તારી હતી. તે વંશના છેલ્લા રાજા જયચંદ્રે શાહાબુદ્દીન અને પૃથ્વીરાજના વિગ્રહમાં દેશદ્રોહી તરીકે પ્રખ્યાતિ મેળવી છે. પરંતુ ઇ. સ. ૧૧૯૩માં તેજ શાહાબુદ્દીને જેવી પૃથ્વીરાજની દુર્દશા કરી હતી, તેથી અધિક દુર્દશા જયચંદ્રની કરી નાંખી અને તેનું આખું રાજ્ય ખાલસે કર્યું હતું. *

તે ચંદ્રદેવના વંશજ વીર બુંદેલાએ ઇ. સ. ૧૨૩૧માં ચંદેલ રાજા ભોજવર્માને હરાવીને તેના મુહોની, કાલ્પી અને કાલિંજરના કિલ્લાઓ લઇ લીધા અને ત્યાં એક બલવાન રાજ્યની સ્થાપના કરી.

---

* જુઓ, ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત રાજપુતાનેકા ઇતિહાસ, પૃ. ૧ પ્ર. ૩, પૃ. ૧૬૬ તથા વિન્સેન્ટ સ્મિથનો હિંદુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ, આવૃત્તિ ૨ જી, પૃ. ૩૫૫ તથા ૩૫૯

વીર બુંદેલાથી ૧૧ મી પેઢીએ પ્રતાપરૂદ્ર થયો, તેણે ઇ. સ. ૧૫૩૧માં ઓર્છા વસાવ્યું, અને ત્યાં રાજધાની કરી. પ્રતાપરૂદ્રના જ્યેષ્ઠ પુત્રને ઓર્છાની ગાદી મળી અને કનિષ્ઠ પુત્ર ઉદયાજિતને એક નાની જાગીર આપવામાં આવી. ઉદયાજિતે પોતાની રાજધાની માટે મહેવા વસાવ્યું. ઉદયાજિતની ચોથી પેઢીએ ચંપતરાય થયા, તેઓને કુંચની જાગીર મળી. ચંપતરાયે ઇ. સ. ૧૬૫૮માં ઔરંગજેબને દારા સામેના સામુગઢના યુદ્ધમાં અતિઅમૂલ્ય સાહાય્ય કરી હતી. પરંતુ ઔરંગજેબ અતિપરાક્રમી પુરુષોથી હૃદયમાં થરથર્યા કરતો હતો; કંઇક સત્ય કે અસત્ય નિમિત્ત લાવી, તેણે ચંપતરાયનું અપમાન કર્યું અને દિલ્હીમાંથી કાઢી મૂક્યા. તે સમયથી ચંપતરાયને એક તરફ ઔરંગજેબ બાદશાહ સાથે અને બીજી તરફ તેઓના પોતાનાજ પિત્રાઇ રાજાઓ અને ભાયાતો સાથે અસ્ખલિત વિગ્રહોમાં ઉતરવું પડ્યું હતું. ઇ. સ. ૧૬૬૧માં તેઓનું મૃત્યુ થયું, ત્યારે તેઓના પુત્ર છત્રશાલનું વય માત્ર ૧૨ વર્ષનું હતું. છતાં છત્રશાલ અંબરના રાજા મીરજાં જયસિંહની સલાહથી શિવાજીની સામે સંગ્રામ કરવાને માટે તેઓના સૈન્યમાં જોડાયા, અને દેવગઢના યુદ્ધમાં પોતાનું પરાક્રમ દર્શાવ્યું. મુગલ અને રજપુત—એમ એકત્રિત આખા સૈન્યનો અધિપતિ બહાદુરખાન હતો. છત્રશાલ તે યુદ્ધમાં ઘવાયા અને રણક્ષેત્ર ઉપર બેભાન સ્થિતિમાં પડ્યા હતા, છતાં બહાદુરખાને તેઓની કંઇપણ દરકાર કરી નહિ, અને તેઓને ત્યાં નિઃસહાય સ્થિતિમાં મૂકીને ચાલ્યો ગયો. છત્રશાલને ત્યારથી મુગલ બાદશાહ અને તેના અધિકારીઓ ઉપર સખ્ત તિરસ્કાર છૂટ્યો. તુરત તેઓ શિવાજી મહારાજાને મળ્યા અને તેઓની સલાહ માગી. શિવાજીએ તેઓને પોતાને દેશ જઇને મુગલોની સામા પ્રચંડ રણસંગ્રામો કરીને એક બલવાન્ હિંદુ રાજ્ય સ્થાપવાની સલાહ આપી. આ સમયે હિંદુ ધર્મની રક્ષા કરવાને માટે પ્રભુએ ત્રણ સ્થલોએ ત્રણ અંશાવતારો ધારણ કર્યા હતા. પંજાબમાં

ગુરૂગોવિંદસિંહ શિખોમાં અપૂર્વ ઉત્સાહ રેડી રહ્યા હતા. સહાષ્ટ્રમાં શિવાજી જેવા અંશાવતારીને સહાયભૂત થવા રામદાસસ્વામીનો પ્રતાપ ઝળકી રહ્યો હતો. તેજ પ્રમાણે બુંદલેખંડમાં પ્રાણનાથ પ્રણામી મહારાજનો પણ તેટલોજ પ્રભાવ પડી રહ્યો હતો. પ્રાણનાથ મહારાજના પ્રોત્સાહન અને પ્રેરણાથી છત્રસાલે પન્ના નગર વસાવીને ત્યાં રાજધાની કરી અને ઔરંગઝેબ જેવા કટ્ટરશત્રુને પણ ત્રાહી ત્રાહી પુકરાવી તેનો મદ પીગળાવી નાંખ્યો હતો. ઇ. સ. ૧૭૩૧ માં તેઓના મૃત્યુ પછી તેઓના રાજ્યના બે વિભાગો પાડવામાં આવ્યાઃ પન્નાનીગાદી જ્યેષ્ટ પુત્ર હૃદયશાહને અને જૈતપુરનીગાદી કનિષ્ટ પુત્ર જગતરાજને મળી. ( જુઓ, અર્વિન કૃત 'ઉત્તરમુગલો' પુ. ૨, પૃ. ૨૧૬–૨૪૧; તથા પોગસન કૃત છત્રપ્રકાશનું ઇંગ્રેજીભાષાન્તર તથા કાશીની નાગરી પ્રચારણી સભા તરફથી પ્રકટ થયેલ છત્રપ્રકાશ, હિંદી કાવ્ય અને તેની ભૂમિકા )

## પરિશિષ્ટ નં. ૧૩

### બુંદીના રાયરાજા બુધસિંહ

રજપુતાનાની અગ્નિ કોણમાં ઉત્તરે જયપુર અને ટોંકનાં રાજ્યો, દક્ષિણે મેવાડ અને ઝાલરા પાટણનાં રાજયો અને પૂર્વપશ્ચિમે ગ્વાલિયર અને મેવાડનાં રાજય વચ્ચે બુંદી અને કોટા નામનાં બે રજપુતરાજ્યો આવેલાં છે. બુંદી શેહેર પાસે બનાસ ( પર્ણાશા ) નદી અને કોટાની પાસે ચંબલ ( ચર્મણ્વતી ) નદી વહે છે. ચંબલ નદી તે બન્ને રાજ્યોની સીમાઓ વચ્ચે થઇને પ્રસાર થાય છે,

બુંદીના અને કોટાના રાજાઓ હર અથવા હાડાવંશી કહેવાય છે. તેઓના પ્રદેશનું નામ હરવતી કહેવામાં આવે છે. હાડા રજપુતોએ ઇતિહાસના

પૃષ્ઠો ઉપર ચંદેલ અને બુંદેલ રજપુતો જેટલી જ પ્રસિદ્ધિ અમર કરી છે. એક વખત રણક્ષેત્રમાં ઝંપલાવ્યા પછી કોઇપણ હાડો શત્રુનું ગમે તેટલું બળ અથવા દબાણ હોય, છતાં પાછો હઠતો નથી. રણક્ષેત્રમાં ચઢયા પછી કાંતો શત્રુને જીતવો કે મારવો અથવા પોતે સામે પગલે પ્રાણાર્પણ કરવું, એ હાડા રજપુતોનું જ સ્વાભાવસિદ્ધ લક્ષણ મનાય છે. તેજ કારણથી અદ્યાપિ પર્યંત 'ખસે ખાડા, પણ ન ખસે હાડા', તેવી કહેવત ચાલી આવેલી છે.

હાડાવંશ ચુહાણ અથવા ચાહમાન રજપુતકુળની એક શાખા છે. ઇતિહાસપ્રસિદ્ધ પૃથ્વીરાજના પિતામહ અર્ણોરાજ ચુહાણ અજમેર અને તેની આસપાસના પ્રદેશ ઉપર ઇ. સ. ના ૧૧ માં સૈકાના પૂર્વાર્ધ્ધમાં રાજ્ય કરતો હતો. તેની સાતમી પેઢીએ થઇ ગયેલ રાયદેવાએ ઇ. સ. ૧૩૪૨ માં બંદુ નામના નદ્ય ઉપર વસતી મીણા નામની જાતિના સરદાર જેદાને હરાવીને તે પ્રદેશ જીતી લીધો અને ત્યાં બુંદીનો કિલ્લો બાંધ્યો. રાયદેવાના કટાયા કુંવર જૈતસિંહે કોટાનો પ્રદેશ ત્યાં વસતા ભીલો પાસેથી જીતી લીધો અને કોટાનો કિલ્લો બાંધ્યો. ત્યાર પછી તેના વંશજ જુવાનસિંહના પુત્ર ડુંગરસિંહ પાસેથી બુંદીરાજા સૂર્યમલ્લે ઇ. સ. ૧૫૩૪ પછી તે કિલ્લો જીતી લઇ આખું કોટાનું રાજ્ય બુંદીના રાજ્ય સાથે જોડી દીધું. ત્યાર પછી ઇ. સ. ૧૫૯૯ માં જ્યારે અકબરે દક્ષિણમાં ખાનદેશ પ્રાંતમાં આવેલ બુરાનપુર ઉપર આક્રમણ કર્યું, ત્યારે બુંદી નરેશ રાય રત્નસિંહ અને તેના પુત્ર મધુસિંહે તે બુરાનપુરનો કિલ્લો લેવામાં ઘણું પરાક્રમ કર્યું હતું. તેના બદલામાં ઇ. સ. ૧૬૦૦ માં અકબરે રત્નસિંહને બુરાનપુરની સુબેદારી આપી અને મધુસિંહને કોટાનું રાજ્ય જુદું પાડી, તેનો સ્વતંત્ર રાજા બનાવ્યો.

ઇ. સ. ૧૬૮૬ માં બુંદીમાં રત્નસિંહનો વંશજ અનિરૂદ્ધ અને કોટામાં મધુસિંહનો વંશજ કિશોરસિંહ રાજ્ય કરતો હતો. તે સમયે

દક્ષિણમાં બીજાપુરના કિલ્લા ઉપર ઔરંગજેબે આક્રમણ કર્યું હતું. તે કિલ્લો જીતી લેવામાં અનિરૂદ્ધ અને કિશોરસિંહે બહુ બહાદુરી બતાવી હતી. તે બન્ને રાજાઓએ ત્યાર પછી તુરત સ્વર્ગવાસ કર્યો હતો. બુંદીમાં અનિરૂદ્ધની પાછળ તેનો પુત્ર બુધસિંહ અને કોટામાં કિશોરસિંહની પાછળ તેનો પુત્ર રામસિંહ ગાદીએ બેઠો. ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગજેબના મૃત્યુ પછી ગાદીના વારસા માટે તેના બે પુત્રો બહાદુરશાહ અને આજમશાહ વચ્ચે જાજવનું યુદ્ધ થયું હતું. તે યુદ્ધમાં બહાદુરશાહના પક્ષમાં અંબરના રાજા જયસિંહ સવાઇના ભાઇ વિજયસિંહ, બુંદીના રાજા બુધસિંહ અને કિસનગઢના યુવરાજ મધુસિંહે ભાગ લીધો હતો. આજમશાહના પક્ષમાં રાજા જયસિંહ સવાઇ પોતે, કોટાના રાજા રામસિંહ, દતીયાના રાજા દલપત બુંદેલા અને નરવરના રાજા ગજસિંહ હતા. પરિણામે આજમશાહનો પરાભવ થવાનાં ચિન્હો જણાતાં રાજા જયસિંહ સવાઇ રણક્ષેત્રમાંથી જ આજમશાહને છોડીને બહાદુરશાહ અને તેના પુત્ર અઝીમ-ઉશ-શાનને શરણ આવ્યા હતા; ત્યારે દલપત બુંદેલા અને રામસિંહ હાડાએ છેવટ સુધી આજમશાહના પક્ષમાં રહી પોતાના પ્રાણોના ભોગ આપ્યા હતા. આ યુદ્ધમાં બુંદીના રાજા બુધસિંહના પરાક્રમથીજ પોતાને વિજય મળ્યો હતો એમ બહાદુરશાહને પ્રતીતિ થઇ હતી. બુધસિંહે કરેલા પરાક્રમનો બદલો આપવાને તેઓની પ્રતિષ્ટામાં વધારો કર્યો અને તેઓને મહા રાયરાજાની પદવી આપી.

જયસિંહ સવાઇ ઔરંગજેબના સમયમાં શિવાજી જેવા બળવાન્ રાજાને વશ્ય કરનાર મીરજાં જયસિંહના પ્રપૌત્ર હતા. તેઓનો જન્મ ઇ. સ. ૧૬૮૬ માં થયો હતો. વિજયસિંહ તેઓનો ઓરમાનભાઇ થતો હતો. જયસિંહના પિતા ભીમસિંહ ઇ. સ. ૧૬૯૯ માં મૃત્યુ પામ્યા પછી તેઓ પોતે જ્યેષ્ટ પુત્ર હોવાથી અંબરની ગાદી તેઓને મળી હતી. પરંતુ વિજયસિંહે બહાદુરશાહના પક્ષમાં રહી તેઓની કૃપા મેળવી હતી અને જયસિંહના રાજદ્રોહને લીધે બાદશાહ તેઓની ઉપર બહુ રોષ

રાખતો હતો. તે સ્થિતિનો લાભ લઇને વિજયસિંહે ગાદીનો દાવો કર્યો. બહાદુરશાહે બે ભાઇઓમાં વિવાદ ઉત્પન્ન થવાનું કારણ બતાવી અંબરનું રાજ્ય જપ્ત કર્યું; પરંતુ પાછળથી જયસિંહનો અપરાધ માફ કરી, તેઓનું રાજ્ય તેઓને પાછું આપ્યું હતું. ત્યાર પછી તુરત જયસિંહે વિજયસિંહને ભોળવીને દગાથી પોતાને હાથેજ મારી નાંખ્યો અને પોતે નિષ્કંટક થયા.

ત્યારપછી બાદશાહીના વારસા માટે ઇ. સ. ૧૭૧૨ માં લાહોરનું અને ઇ. સ. ૧૭૧૩ માં આગ્રાનું–એ રીતે બે ભીષણ યુદ્ધો થયાં હતાં, ત્યારે તે યુદ્ધોમાં કોઇપણ રજપુત રાજાએ કંઇપણ ભાગ લીધો ન હતો પરંતુ ફરૂખસીયરનો વિજય થયો અને તે દિલ્હીના સિંહાસન ઉપર આરૂઢ થયો કે તુરત રાજા જયસિંહ સવાઇએ તેની ઉપર પરમ-ભક્તિદર્શક પત્ર લખી મોકલ્યો. ફરૂખસીયર તેઓના ઉપર પ્રસન્ન થયો અને તેઓને માળવા પ્રાંતની સુબેદારી આપી.

ઇ. સ, ૧૭૧૯ માં જ્યારે સૈયદભાઇઓ ફરૂખસીયરને પદભ્રષ્ટ કરવાને પૈશાચી ષડયંત્ર ઘડી રહ્યા હતા. તે પ્રસંગે દિલ્હીમાં સઘળા રજપુત રાજાઓ એકઠા થઇ ગયા હતા. જયસિંહ સવાઇ અને બુધસિંહ ફરૂખસીયરનું રક્ષણ કરવાને મથી રહ્યા હતા, પરંતુ સૈયદોના રાક્ષસી બળની સામે તેઓનું કંઇ પણ ફાવ્યું નહિ, છેવટે સૈયદોની આજ્ઞાને આધીન થઇને જયસિંહ સવાઇને દિલ્હી છોડી દેવું પડયું. ( તા. ૨૩–૨–૧૭૧૯ ) બુધસિંહ પણ દિલ્હીથી પ્રયાણ કરી જવાની તૈયારી કરતા હતા, તેવામાં કોટાના રાજા ભીમસિંહે સૈયદભાઇઓની ઉશ્કેરણીથી દિલ્હીના મેદાનમાં તેની સેના ઉપર હુમલો કર્યો; તે પ્રસંગે તુમુલ યુદ્ધ થયું, બુધસિંહના કાકા જૈતસિંહે ભીમસિંહના દલમાં ઘોર સંહાર કરી નાંખ્યા છતાં, તેઓ પોતાનું શરીર બચાવી શકયા નહિ. તેમ છતાં બુધસિંહ તો ત્યાંથી છૂટી રાજા જયસિંહના આગ્રહથી અંબર પોહોચી ગયા.

રાજા જયસિંહે બુધસિંહને અંબર બોલાવ્યા હતા, તે તેઓને આશ્રય આપવાને માટે નહિ, પણ તેઓનું રાજ્ય પચાવી પડવાની પ્રબલ વાસનાથીજ. જાજવના યુદ્ધમાં બુધસિંહનાજ પરાક્રમથી તેઓના પક્ષનો પરાભવ થયો હતો, તેનો રોષ તેઓના અંતરમાં સળગી રહ્યો હતો. વળી અંબરમાં બીજો એવો બનાવ બન્યો કે–બુધસિંહ અને તેઓના આખા રાજ્યનો સર્વનાશ કરવાને તેઓ ઉશ્કેરાયા.

પોતાના જે ઓરમાન ભાઇ વિજયસિંહનું તેઓએ દગાથી ખુન કર્યું હતું, તેજ વિજયસિંહની ઔરસ ભગિનીને બુધસિંહ સાથે પરણાવી હતી. એ રીતે બુધસિંહની રાણી જયસિંહની પણ ભગિની થતી હતી. જયસિંહની ભગિનીને કંઇ સંતાન થતું ન હતું, તેથી બુધસિંહે ઉદયપુરના રાણાના બેગુના જાગીરદાર સીસોદીયા રજપુત સાલમસિંહની કુંવરી સાથે બીજું લગ્ન કર્યું હતું. તે રાણીને ગર્ભ રહેવાના સમાચાર મળતાં જ અંબરની કુંવરીએ પણ પોતાને ગર્ભ રહ્યાના સમાચાર ફેલાવ્યા અને તુરત એક પુત્ર પ્રાપ્ત કર્યો. આ હકીકત અંબર આવ્યા પછી બુધસિંહના જાણવામાં આવી, અને તેથી તે બાબતની તેઓએ રાજા જયસિંહ પાસે ફરીયાદ કરી. રાજા જયસિંહે પોતાની ભગિનીને બોલાવી ખરી હકીકત માની જવાની આજ્ઞા કરી. આથી બુધસિંહની રાણીના ક્રોધનો પાર રહ્યો નહિ. "તું પોતે જ કયાં શુદ્ધ રજપુતપુત્ર છે? દરજીનો પુત્ર છે!"–એવું તેણે મ્હેણું માર્યું. રાજા જયસિંહનો ક્રોધાગ્નિ ભભુકી ઉઠયો, છતાં પોતાની ભગિનીને કંઇ કરી શકયો નહિ. પરંતુ તેનું વેર બુધસિંહ ઉપર લેવાને તેઓએ નિશ્ચય કર્યો.

તુરત તેઓએ બુધસિંહના ભાયાત સલીમસિંહના પુત્ર દુલેલસિંહને બુંદીની ગાદી આપવાનું વચન આપ્યું, અને તેને બુંદી હસ્તગત કરવાને ઉશ્કેર્યો. બુધસિંહને પોતાના સ્વર્ગસ્થ કાકા જૈતસિંહના ભાઇએ સઘળો પ્રપંચ જાહેર કરી દીધો. બુધસિંહે તેથી જરા પણ ન ગભરાતાં પોતાની નાની સેના લઇને બુંદી પ્રતિ પ્રયાણ કર્યું.

સૈયદ ભાઇઓના જાણવામાં આવ્યું કે રાજા જયસિંહ સવાઇ બુધસિંહનો વિનાશ કરવાને ઘાટ ઘડે છે કે તુરત તેઓએ કોટાના રાજા ભીમસિંહ હાડાને ઉશ્કેર્યો, અને તેની સાહાય્યમાં દિલાવરસિંહની સરદારી નીચે પંદરવીશ હજાર સૈનિકોનું એક મોટું લશ્કર મોકલી દીધું. બુધસિંહે બુંદીની હદમાં પગ મૂકયો કે તુરત એકતરફથી જયસિંહના લશ્કરે અને બીજી તરફ ભીમસિંહ અને સૈયદોના લશ્કરે તેને ઘેરી લીધો. આ વખતે પણ ઘોર સંહારક યુદ્ધ થયું; તે યુદ્ધમાં જૈતસિંહના ભાઇ ખપી ગયા, પણ પોતાનો પ્રાણાર્પણથી બુંદીનરેશનો છૂટકારો કરાવ્યો. બુધસિંહ નાશીને પોતાના શ્વસુર બેગુના જાગીરદારને આશ્રયે જઇને રહ્યા અને જયસિંહે દુલેલસિંહને બુંદીની ગાદીએ બેસાડયો. ( તા. ૧૨-૨–૧૭૨૦ )

કેટલાંક વર્ષો બુધસિંહે આમ દેશનિકાલમાં કાઢયાં અને બેગુમાંજ તેઓએ સ્વર્ગવાસ કર્યો. તે સમયે તેઓના નાની ઉંમરના પુત્રો ઉમેદસિંહ અને દીપસિંહ હયાત હતા. બન્ને કુંવરો પોતાને મોસાળ ઉછરતા હતા, તેવામાં જયસિંહ મહારાજાએ ઉદયપુરના રાણા બીજા જગતસિંહની કુંવરી સાથે લગ્ન કર્યાં, અને તેને જે પુત્ર થાય, તેને અંબરની ગાદી આપવી, એવો કરાર કર્યો. જયસિંહે તે અવસરનો લાભ લઇને રાણાજી પાસે બેગુની જાગીર જપ્ત કરાવી, તેથી ઉદયસિંહ અને દીપસિંહને પાંડવ ભાઇઓની જેમ વનવાસ વેઠવો પડયો.

ઇ. સ. ૧૭૨૦ માં દક્ષિણમાં દિલાવરખાન સાથે નિઝામ–ઉલ–મુલ્ક સામે પંદરનું યુદ્ધ કરતાં, કોટાના રાજા ભીમસિંહ અને નરવરના રાજા ગજસિંહનાં મૃત્યુ થયાં હતા. ભીમસિંહની પાછળ તેનો પુત્ર દુર્જનશાલ ગાદીએ બેઠો. તે પોતાના પિતાના જેવો ઝેરીલો ન હતો. તેણે બુધસિંહના જ્યેષ્ઠપુત્ર ઉમેદસિંહને મદદ આપવાનો અને બુંદીનું રાજ્ય તેને પાછું અપાવવાનો નિશ્ચય કર્યો.

ઇ. સ. ૧૭૪૩ માં જયપુરના મહારાજા જયસિંહ સવાઇનો પણ સ્વર્ગવાસ થયો. જયસિંહ સવાઇનો જ્યેષ્ઠ પુત્ર ઇશ્વરસિંહ હતો, અને ઉદયપુરની કુંવરીથી માધવસિંહ થયો હતો. જયસિંહ સવાઇએ, કરાર કર્યાં છતાં પોતાની પાછળ ઇશ્વરસિંહને ગાદીએ બેસાડવાની તજવીજ કરી હતી, તે પ્રમાણે ઇશ્વરસિંહ તેઓની પાછળ ગાદીએ બેઠો. ઇશ્વરસિંહ કુટિલપણામાં તેમજ ઝેરીલાપણામાં પોતાના પિતાને પણ હઠાવે તેવો હતો. એક તરફ, તેણે પોતાના ભાઇ માધવ-સિંહની તકરારમાં ઉદયપુરના રાણા બીજા જગતસિંહ સાથે વૈર કર્યું; બીજીતરફ, બુંદીના રાજા બુધસિંહનો પુત્ર ઉમેદસિંહ પોતાનું રાજ્ય પાછું મેળવવા ઉદ્યમ કરતો હતો, અને તે કાર્યમાં તેને કોટાનો રાજા દુર્જનશાલ સાહાય્ય આપતો હતો, તે ઉભયભાઇઓનું નિકંદન કાઢી નાંખવાને માટે તેણે સિંધિયાની મદદ માગી. સિંધિયાની મદદથી તે પોતાનો મનોરથ સિદ્ધ તો કરી શક્યો, પરંતુ તેમ કરવાથી તેણે આખા રજપુતાનાને મરાઠાઓના પગ તળે મૂકી દીધું. બુંદીના રાજકુંવર ઉમેદસિંહે ઇશ્વરસિંહ અને તેના મિત્રસાથે અતિવીરતાથી યુદ્ધ કર્યું, છતાં તેમાં તેનો પરાભવ થયો. ઉમેદસિંહ આથી ભગ્નહૃદય થઇને ફરીથી વનવાસ વેઠતો હતો, તેવામાં મેવાડમાં આવેલા બીજોરીયા ગામમાં પોતાની સાવકી માતા (સવાઇ જયસિંહની ભગિની) પોતે કરેલ સ્વામી દ્રોહના પશ્ચાત્તાપથી તપશ્ચર્યા કરતાં હતાં, તેઓનો તેને મિલાપ થયો. માતુશ્રીનો નૈસર્ગિક સ્નેહ ઉભરાઇ આવ્યો, 'અને ગમે તે ભોગે બુંદીનું રાજ્ય પોતાના પુત્ર ઉમેદસિંહને પાછું અપાવવું,' તેવી તેઓએ તત્કાલ પ્રતિજ્ઞા કરી. યાત્રાને નિમિત્તે ફરતાં ફરતાં તેઓ મલ્હારરાંવ હોલ્કરપાસે ઇંદોર ગયાં. રજપુતની કુલવતી વિધવા રાણીએ જ્યારે તેના ચરણમાં મસ્તક નમાવી સાહાય્યમાટે અશ્રુપાત કર્યો, ત્યારે તેનું હૃદય પીગળી ગયું. તે જ સમયે ઉદયપુરના રાણા બીજા જગતસિંહે જયપુરના રાજા ઇશ્વરસિંહને પદભ્રષ્ટ કરવાને માટે હોલ્કરને ચોસઠ લાખ રૂપીઆ આપવાનો કરાર કર્યો.

હોલ્કરની સેનાસાથે બુંદીકુંવર ઉમેદસિંહ અને કોટાના રાજા દુર્જનશાલે ઇશ્વરસિંહને જયપુરમાં જ ઘેરી લીધો. ઇશ્વરસિંહ ત્યાંથી નાશીને અંબરના કિલ્લામાં ભરાઇ ગયો. મિત્ર સૈન્યોએ અંબરનો કિલ્લો પણ ઘેરી લીધો. છેવટે, કંઇ પણ જયની આશા ન રહેવાથી ઇશ્વરસિંહ શરણે આવ્યો અને બુંદી તથા કોટાનાં રાજ્યો ઉપરથી પોતાના હક્કો છોડી દીધા. ઉમેદસિંહ અને દુર્જનશાલ ત્યાંથી બુંદી ગયા, કે તુરત દુલેલસિંહ કિલ્લો છોડી ભાગી ગયો. એ રીતે અંતે ઉમેદસિંહે પોતાનું પૈતૃક રાજ્ય હસ્તગત કર્યું (ઇ. સ. ૧૭૪૯). તુરત ઇશ્વરસિંહનું પણ નિરાશા અને નિરાશામાં મૃત્યુ થયું. (જુઓ, ટોડરાજસ્થાનનું પુસ્તક બીજું, બુંદી અને કોટાના વિભાગો; અર્વિનનો ઉત્તરમુગલોનો ઇતિહાસ, પુ. ૧, પૃ. ૧૫, ૪૭, ૩૬૨, ૩૭૫, ૩૭૬ તથા પુ. ૨, પૃ. ૨–૬૬ ૩ તેમજ હિંદી વિશ્વકોશ, પુ. ૧૫, પૃ. ૪૬૫–૯ તથા પુ. ૫, પૃ. ૪૧૦–૧૨.

---

# પ્રકરણ ૧૪ મું

## અયોધ્યેથી માલવે

( તા. ૯–૯–૧૭૨૨ થી તા. ૨૫–૫–૧૭૨૩ )

તા. ૧૧–૫–૧૭૨૦ ને રોજ રાજા ગિરિધરબહાદુરની અલ્હાબાદથી અયોધ્યે બદલી થઇ, ત્યારથી તા. ૯–૯–૧૭૨૨ ને રોજ ત્યાંથી માલવાના સુબેદાર તરીકે તેઓની નિમણુક થઇ, અને ત્યારપછી તા. ૨૫–૫–૧૭૨૩ ને રોજ વજીર નિઝામ-ઉલ-મુલ્કે તે પ્રાંત કબજે કરી, માળવાની સુબેદારી પોતેજ ધારણ કરી, અને અજિમ-ઉલ્લાહખાનને પોતાની વતી નાયબ સુબેદાર નીમ્યો, તે સમયાંતરમાં તેઓની શી શી પ્રવૃત્તિઓ હતી, તે જાણવાને આપણી પાસે સંતોષકારક સાધનો નથી. જે કંઇ છૂટી છવાઇ હકીકતો અર્વિને પોતાના ઉત્તર મુગલોના ઇતિહાસમાં નોંધી છે, તે હકીકતો, તેમજ તેઓના આશ્રયમાં રહેલ કાઠિયાવાડના નાગરબ્રાહ્મણોએ લખેલાં પુસ્તકોને અંતે લેખકોના સંબંધમાં જે કંઇ હકીકતો નોંધી છે, તે હકીકતોથી જ આપણને સંતોષ માનવાની જરૂર પડે છે. પરંતુ એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકાય છે કે–રાજા છબીલારામ કરતાં પણ તેઓએ બાદશાહ મહમદશાહની વધારે પ્રીતિ સંપાદન કરી હતી. તે સમયે બાદશાહના દરબારીઓ અંદર અંદર દ્વેષ રાખી લડી

સરતા હતા, છતાં તેઓ તો એ સર્વ રાક્ષસી વાતાવરણથી નિર્લેપ રહીને રાજ્યનું હિત કરવામાં જ કર્તવ્યપરાયણ રહેતા હતા. છબીલારામના પુત્ર દયાબહાદુર નિઝામ-ઉલ-મુલ્કના કાકા વજીર મહમદઅમીનખાનના કામદાર તથા વકીલ તરીકે દિલ્હીના બાદશાહી મંડળમાં જોડાઇ ગયા હતા, અને તેઓની દ્વારાએ બાદશાહની સંપૂર્ણ કૃપા પ્રાપ્ત કરી હતી, તે સમયે અયોધ્યા પ્રાંતના પાંચ જિલ્લાઓ અને ૧૪૫ મહાલો હતા. તે સઘળા જિલ્લાઓની મુખ્ય જગ્યાઓ પુરવાનો અધિકાર રાજા ગિરિધરબહાદુરને મળ્યો હતો. આગ્રાના યુદ્ધમાં બાહુબળના દર્શનથી પ્રખ્યાત થયેલ રાજા છબીલારામના જામાતા રાય ગુલાબરાયે અને તેઓના સંબંધી રાજા આનંદરાયે ઇ. સ. ૧૭૧૮ માં સારંગપુરના યુદ્ધમાં રાજા ગિરિધરબહાદુર સાથેજ પ્રાણાર્પણ કર્યું હતું. તે બન્ને નાગરવીરોને તેઓએ લકનઉ અને ગોરખપુરની ફોજદારીઓ આપી હશે, એમ અનુમાન થઇ શકે છે. અને એ રીતે તેઓએ પોતાના કાકાને પગલે ચાલી આખી નાગરજ્ઞાતિની ઉન્નતિ કરી હશે, એમ નિઃશંક કહી શકાય.

પાછળી પૃષ્ટ ૩૬–૩૮ મે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે, તે લેખો ઉપરથી જણાય છે કે–ઇ. સ. ૧૭૨૧ માં તેઓનું મુકામ દિલ્હીમાં અને ઇ. સ. ૧૭૨૩ ના અકટોબર માસમાં આગ્રે હતું. તે હકીકતને નીચે આપેલ ઐતિહાસિક પ્રમાણોથી પુષ્ટિ મળે છે.

અયોધ્યા પ્રાંતમાં તેઓની પ્રવૃત્તિવિષે કશું જાણવામાં આવ્યું નથી. છતાં તેઓની જગ્યોએ નીમાયેલા સાદતખાન સાથે તેઓએ અંગત સંબંધ બાંધ્યો હશે, એમ તો જણાય છે. સાદતખાનની ત્રીજી પેઢીએ અયોધ્યાના નવાબ અને દિલ્હીના બાદશાહના વજીર તરીકે (ઇ. સ. ૧૭૫૪ થી ઇ. સ. ૧૭૭૫ સુધીમાં) થઇ ગયેલા નવાબ સુજાઉદ્દૌલાએ તેઓના પુત્ર રાજા વેણીબહાદુરને પોતાની વતી અયોધ્યાના

નાયબ સુબેદાર નીમ્યા હતા, તે ઉપરથી તેમજ તેઓના નાના ભાઇઓ વીજયલાલ અને શંભુલાલને રાજા બહાદુરોના ઇલ્કાબો મળ્યા હતા, તે ઉપરથી તે નવાબી કુટુંબ સાથે ગિરિધરબહાદુરના કુટુંબે પણ તેવોજ સંબંધ સાચવી રાખ્યાનું સ્પષ્ટ થાય છે.

અર્વિનના ઇતિહાસમાંથી તે સમયાન્તરમાં તેઓની રાજકીય પ્રવૃત્તિઓ નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે.

તા. ૧૧– ૫–૧૭૨૦ રાજા ગિરિધર બહાદુર અયોધ્યાના સુબેદાર થયા.

તા. ૧–૧૦–૧૭૨૦ વજીર સૈયદ અબદલાખાનનું પારિપત્ય કરવાને માટે ટોડા ગામેથી બાદશાહ મહમદશાહે દિલ્હી તરફ જતાં ગિરિધર બહાદુરને સસૈન્ય માર્ગમાં જોડાવાનો હુકુમ લખી મોકલ્યો.

તા. ૧૫–૧૧–૧૭૨૦ મહમદશાહ બાદશાહના દિલ્હીના વિજય દરબારમાં ભાગ લેવા ગિરિધર બહાદુર ગયા. જિજિયા વેરો રદ કરાવ્યો.

તા. ૬–૧૨–૧૭૨૧ મહમદશાહ બાદશાહના લગ્નોત્સવ પ્રસંગે દિલ્હી દરબારમાં ભાગ લીધો. બાદશાહે એક લાખ રૂપીઆનું ઇનામ આપ્યું.

તા. ૧૯– ૪–૧૭૨૨ ભરતપુરના રાજ્યનો પાયો નાંખનાર ચૂડામણ જાટના પુત્ર મુહકમસિંહે બળવો કર્યાથી, રાજા જયસિંહ સવાઇને તેની સામે જવાનો બાદશાહે હુકુમ કર્યો; તેઓના લશ્કરમાં જોડાવાને રાજા ગિરિધર બહાદુર તથા ઓર્છાના રાજા અર્જુન-સિંહને હુકુમો લખી મોકલ્યા.

તા. ૯- ૯-૧૭૨૨ જાટોનો બળવો સમાવતાં, આગ્રાના સુબેદાર સાદતખાનનો પરાભવ થતાં, તેની બદલી અયોધ્યે કરી અને ગિરિધર બહાદુરની બદલી માળવે કરી.

તા. ૧૮-૧૧-૧૭૨૨ મહકમસિંહને હરાવી થનનો કિલ્લો તાબે કર્યો.

તા. ૪- ૪-૧૭૨૩ જોધપુરના મહારાજા અજિતસિંહે બળવો કર્યાથી તેની સામે થવા રાજા જયસિંહ તથા ગિરિધર બહાદુરને બાદશાહે ખાસ કાસદો મોકલી હુકુમો લખી મોકલ્યા.

તા. ૨૫-૫-૧૭૨૩ વજીર નિજામ-ઉલ-મુલ્કે ગિરિધર બહાદુરને રદ કરીને આજિમ ઉલ્લાહખાનને માળવાનો સુબો બનાવ્યો.[૧]

તા. ૧૨-૬-૧૭૨૩ જાટોનો બળવો તથા મહારાજા અજિતસિંહનો બળવો સમાવીને રાજાજયસિંહ સવાઇ દિલ્હી આવી પોહોચ્યા.

તા. ૧-૧૦-૧૭૨૩ રાજાગિરિધર બહાદુરે આગ્રે મુકામ કર્યું ૨ ( જુઓ, પાછળ પૃ. ૩૭ મે આપેલ લેખ નં. ૨ )

---

૧ Later Mughals by W. Irvine, Vol II pp. 15, 69, 71, 72, 102, 103, 123, 242, 113, 131, 242,

૨ ઉપર્યુક્ત કાલાનુક્રમિક વિગતોથી જણાશે કે-રાજાગિરિધર બહાદુરની અયોધ્યેથી તા. ૯-૯-૧૭૨૨ ને રોજ બદલી થઇ હતી. (પૃ, ૧૨૩ ). પરંતુ તેઓ માળવે ક્યારે પોહોચ્યા, તેનો નિર્ણય કરવામાં ઘણો સંભ્રમવિભ્રમ થાય છે. કામવારખાન અને ખાફીખાને પોતાના ઇતિહાસોમાં બદલીની ચોક્કસ તારીખ લખી છે. તે જ કામવારખાને એમ પણ લખ્યું છે કે-જોધપુરના રાજા

એ પ્રમાણે સૈયદભાઇઓ રાજા છબીલારામ અને રાજા ગિરિધર બહાદુરની ચિંતાથી મુક્ત થયા. પરંતુ વિશ્વચક્રને નિરંતર નિર્વિઘ્ને ચલાવનાર પરમેશ્વરનો સંકલ્પ તો જૂદો જ હતો. તેઓના જેવા ઉદ્ધત, ઉચ્છૃંખલ, ક્રૂર અને દુષ્ટ પુરૂષોના પંજામાં મનુષ્યજાતિનો મોટા ભાગને કચરાવ્યા કરવો, તેવી ઇશ્વરની ઇચ્છા હોઇ શકે નહિ. 'શેરને માથે સવાશેર '—એ કહેવત મુજબ પ્રભુએ તેઓનો એક ભયંકર શત્રુ ઉત્પન્ન કરી રાખ્યો હતો. ઇ. સ. ૧૭૧૯ માં તેઓએ પોતાના બાદશાહ ફરૂખસીયરને પકડીને કેદ કર્યા પછી, નિઝામ–ઉલ–મુલ્કને માલવાનો સુબો બનાવી દિલ્હીથી દૂર કર્યો. શેતરંજની બાજીની તે ચાલ તેઓની રક્ષક થવાને બદલે ભક્ષક થઇ પડી.

---

એ કરેલ બળવો બેસાડી દેવાને રાજા જયસિંહની સાથે સામેલ થવાનો રાજા ગિરિધરબહાદુરને પણ હુકમ લખી મોકલ્યો હતો તે. હુકમની તા. ૪–૪–૧૭૨૩ નોંધાઇ છે ક. કામવારખાન, પૃ. ૨૬૧–૪ તથા રૂસ્તમ અલીખાન પૃ. ૨૫૧ બી.

છતાં સીયર–ઉલ–મુતખેરીનનો કર્તા ગુલાસ હુસેન લખે છે કે–રાજા ગિરિધરબહાદુર બદલીની જગ્યોએ ઇ. સ. ૧૭૨૨ ના અકટોમ્બર અથવા નવેંબર માં ગયા. (સીયર-ઉલમુતખેરીનનું બ્રીગ્સનું ઇંગ્રેજી ભાષાંતર, પ્ર. ૩, પૃ. ૩૩) કામવારખાન, ખાફીખાન, અને રૂસ્તમઅલી ગિરિધરબહાદુરના સમકાલીન હતા અને દિલ્હી દરબારમાં અધિકારવાળી જગ્યોએ હતા. ગુલાસહુસેને ત્યાર પછી ઘણા વર્ષે એટલે ઇ. સ. ૧૭૮૩ માં પોતાનો ઇતિહાસ પટણામાં લખ્યો છે. તેથી તેની ઉપર વધારે આધાર રાખી શકાય નહિ. પરંતુ રાજા જયસિંહ સવાઇને તેમજ ગિરિધરબહાદુરને મહારાજા અજિતસિંહ સામે જવું પડયું ન હતું, રાજા જયસિંહ સવઇ જાટોના બળવાથી પરવારી તા. ૧૨–૬–૧૭૨૩ ને રોજ દિલ્હી પોહોચ્યા, તે પ્રસંગે ગિરિધરબહાદુર તેઓની સાથે ન હતા તેથી કદાચ ઇ. સ. ૧૭૨૨ માં જાટોનો થનનો કિલ્લો તાબે કર્યા પછી ગિરિધર બહાદુરને બદલીનો હુકમ મળતાં, તેઓ તુરત ત્યાંથી અયોધ્યે ગયા હોય, અને ત્યાંથી મોડામાં મોડા ઇ. સ. ૧૭૨૩ ના આરંભમાં માળવે ગયા હોય, તે વધારે સંભવિત છે.

તા. ૯- ૯-૧૭૨૨ જાટોનો બળવો સમાવતાં, આગ્રાના સુબેદાર સાદતખાનનો પરાભવ થતાં, તેની બદલી અયોધ્યે કરી અને ગિરિધર બહાદુરની બદલી માળવે કરી.

તા. ૧૮-૧૧-૧૭૨૨ મહકમસિંહને હરાવી થનનો કિલ્લો તાબે કર્યો.

તા. ૪- ૪-૧૭૨૩ જોધપુરના મહારાજા અજિતસિંહે બળવો કર્યાથી તેની સામે થવા રાજા જયસિંહ તથા ગિરિધર બહાદુરને બાદશાહે ખાસ કાસદો મોકલી હુકુમો લખી મોકલ્યા.

તા. ૨૫-૫-૧૭૨૩ વઝીર નિઝામ-ઉલ-મુલ્કે ગિરિધર બહાદુરને રદ કરીને આજિમ ઉલ્લાહખાનને માળવાનો સુબો બનાવ્યો.[૧]

તા. ૧૨-૬-૧૭૨૩ જાટોનો બળવો તથા મહારાજા અજિતસિંહનો બળવો સમાવીને રાજાજયસિંહ સવાઇ દિલ્હી આવી પોહોચ્યા.

તા. ૧-૧૦-૧૭૨૩ રાજાગિરિધર બહાદુરે આગ્રે મુકામ કર્યું ૨ ( જુઓ, પાછળ પૃ. ૩૭ મે આપેલ લેખ નં. ૨ )

---

૧ Later Mughals by W. Irvine, Vol II pp. 15, 69, 71, 72, 102, 103, 123, 242, 113, 131, 242,

૨ ઉપર્યુક્ત કાલાનુક્રમિક વિગતોથી જણાશે કે-રાજાગિરિધર બહાદુરની અયોધ્યેથી તા. ૯-૯-૧૭૨૨ ને રોજ બદલી થઇ હતી. ( પૃ, ૧૨૩ ). પરંતુ તેઓ માળવે ક્યારે પોહોચ્યા, તેનો નિર્ણય કરવામાં ઘણો સંભ્રમવિભ્રમ થાય છે. કામવારખાન અને ખાફીખાને પોતાના ઇતિહાસોમાં બદલીની ચોક્કસ તારીખ લખી છે. તે જ કામવારખાને એમ પણ લખ્યું છે કે-જોધપુરના રાજા

એ પ્રમાણે સૈયદભાઇઓ રાજા છબીલારામ અને રાજા ગિરિધર બહાદુરની ચિંતાથી મુક્ત થયા. પરંતુ વિશ્વચક્રને નિરંતર નિર્વિઘ્ને ચલાવનાર પરમેશ્વરનો સંકલ્પ તો જૂદો જ હતો. તેઓના જેવા ઉદ્ધત, ઉચ્છૃંખલ, ક્રૂર અને દુષ્ટ પુરૂષોના પંજામાં મનુષ્યજાતિનો મોટો ભાગને કચરાવ્યા કરવો, તેવી ઇશ્વરની ઇચ્છા હોઇ શકે નહિ. 'શેરને માથે સવાશેર'—એ કહેવત મુજબ પ્રભુએ તેઓનો એક ભયંકર શત્રુ ઉત્પન્ન કરી રાખ્યો હતો. ઇ. સ. ૧૭૧૯ માં તેઓએ પોતાના બાદશાહ ફરૂખસીયરને પકડીને કેદ કર્યા પછી, નિઝામ–ઉલ–મુલ્કને માલવાનો સુબો બનાવી દિલ્હીથી દૂર કર્યો. શેતરંજની બાજીની તે ચાલ તેઓની રક્ષક થવાને બદલે ભક્ષક થઇ પડી.

---

એ કરેલ બળવો બેસાડી દેવાને રાજા જયસિંહની સાથે સામેલ થવાનો રાજા ગિરિધરબહાદુરને પણ હુકમ લખી મોકલ્યો હતો તે. હુકમની તા. ૪–૪–૧૭૨૩ નોંધાઇ છે ક. કામવારખાન, પૃ. ૨૬૧–૪ તથા રૂસ્તમ અલીખાન પૃ. ૨૫૧ બી.

છતાં સીયર–ઉલ–મુતખેરીનનો કર્ત્તા ગુલામ હુસેન લખે છે કે–રાજા ગિરિધરબહાદુર બદલીની જગ્યાએ ઇ. સ. ૧૭૨૨ ના અક્ટોમ્બર અથવા નવેંબર માં ગયા. (સીયર–ઉલમુતખેરીનનું બ્રીગ્સનું ઇંગ્રેજી ભાષાંતર, પ્ર. ૩, પૃ. ૩૩) કામવારખાન, ખાફીખાન, અને રૂસ્તમઅલી ગિરિધરબહાદુરના સમકાલીન હતા અને દિલ્હી દરબારમાં અધિકારવાળી જગ્યાએ હતા. ગુલામહુસેને ત્યાર પછી ઘણા વર્ષે એટલે ઇ. સ. ૧૭૮૩ માં પોતાનો ઇતિહાસ પટણામાં લખ્યો છે. તેથી તેની ઉપર વધારે આધાર રાખી શકાય નહિ. પરંતુ રાજા જયસિંહ સવાઇને તેમજ ગિરિધરબહાદુરને મહારાજા અજિતસિંહ સામે જવું પડયું ન હતું, રાજા જયસિંહ સવઇ જાટોના બળવાથી પરવારી તા. ૧૨–૬–૧૭૨૩ ને રોજ દિલ્હી પોહોચ્યા, તે પ્રસંગે ગિરિધરબહાદુર તેઓની સાથે ન હતા તેથી કદાચ ઇ. સ. ૧૭૨૨ માં જાટોનો થનનો કિલ્લો તાબે કર્યા પછી ગિરિધર બહાદુરને બદલીનો હુકમ મળતાં, તેઓ તુરત ત્યાંથી અયોધ્યે ગયા હોય, અને ત્યાંથી મોડામાં મોડા ઇ. સ. ૧૭૨૩ ના આરંભમાં માળવે ગયા હોય, તે વધારે સંભવિત છે.

સૈયદો ગમે તેટલા સાહસિક અને રણશૂર હોવા છતાં રાજકાર્યદક્ષતા અથવા રાજનીતિકૌશલ્યમાં મુગલોથી કેવલ ઉતરતા હતા. બાદશાહ પોતે મુગલ હતો, તેની આસપાસ તુરાની અને ઇરાની મુગલોનું પ્રચંડ દલ હતું. ખુદબાદશાહને તે ભાઇઓએ એક કેદીની સ્થિતિમાં રાખી મૂક્યો હતો. તે સઘળી પરિસ્થિતિ તેઓ જાણતા હતા, છતાં અધિકાર અને બાહુબળના મદથી ઉન્મત્ત થઇ જઇને તેઓ તે સર્વની અવગણના કરતા હતા. બે ભાઇઓ પૈકી એક ભાઇ વઝીર અને બીજો સેનાધિપતિ હતો. છતાં તે સિવાયની સઘળી લશ્કરી અને મુલ્કી જગ્યાઓ મુગલોનાજ હાથમાં હતી. મુગલો તે ઉભય ભાઇઓનું કાસળ કાઢી નાંખવાનો લાગ માત્ર જોતા હતા. નિઝામ-ઉલ-મુલ્કે માળવામાં જઇને બાદશાહની સામે અથવા વસ્તુતઃ સૈયદોની સામે બલવો ઉઠાવવાની તૈયારી કરવા માંડી. આખો દક્ષિણ દેશ તાબે કરી, ત્યાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપવું, એવાં તેને સ્વપ્નાં આવ્યા કરતાં હતાં. તે હેતુ પાર પાડવાને માટે કંઇ પણ સમય ન ગુમાવતાં, તે એકદમ માળવેથી દક્ષિણ તરફ કુચ કરી ગયો. દક્ષિણમાં જઇને સૈયદભાઇઓના એક પછી એક સરદારોને હરાવીને, તેણે બુરાનપુર, આસીરગઢ અને પંઢરપુરના કિલ્લાઓ તાબે કર્યા. છેવટે, બાલાપુરના યુદ્ધમાં દક્ષિણના સર સુબા સૈયદોના ભત્રીજા આલમઅલીખાનની મદદમાં મરાઠાઓની બલવાન સેના હોવા છતાં, ભાગ્યદેવી એ તો વિજયવરમાલા નિઝામને જ પહેરાવી ( તા.૯-૮-૧૭૨૦ ). તે સમયથી આખા હિંદુસ્થાનના ઇતિહાસનું સ્વરૂપ જ બદલાઇ ગયું.

આગ્રા પાસે વિદ્યાપુરની છાવણીમાં આ સમાચાર ( તા. ૧૫-૯-૧૭૨૦ ને રોજ ) પોહોંચતાં જ બન્ને સૈયદભાઇઓએ કેવું ઉગ્રસ્વરૂપ ધારણ કર્યું, નિઝામને શિક્ષા કરવાને માટે ત્યાંથી છાવણી ઉઠાવીને સૈયદ હુસેનઅલીખાન બાદશાહને તેમજ સઘળા મુગલ સરદારોને સાથે

લઇને કેવી રીતે દક્ષિણ તરફ ખસી ગયો, બડાભાઇ અબ્દુલ્લાખાન દિલ્હી અને તેની આસપાસના પ્રદેશ ઉપર દાબ રાખવાને કેટલી ત્વરાથી દિલ્હી તરફ દોડી ગયો, છેવટે આગ્રાની અગ્નિકોણે ૭૫ માઇલ દૂર આવેલ ટોડા મુકામે છાવણી નાંખી વિશ્રામ લેતાં, મુગલ સરદારો–નિઝામનો કાકો, મહમદઅમીનખાન તેના પુત્ર કમરૂદ્દીનખાન, હૈદરકુલીખાન, સાદતખાન અને સમસમુદ્દૌલાખાનદૌરાને હુસેન અલીખાનનું ખુન કરાવવાને કેવો ગુપ્ત પ્રપંચ રચ્યો હતો, અને છેવટે કેવી રીતે તેનું ખુન કરાવ્યું, ખુન કરાવ્યા પછી તેઓએ બાદશાહને લઇને કેવી રીતે એક સામટો દિલ્હી ઉપર ધસારો કર્યો, છેવટે તા. ૧૩–૧૧–૧૭૨૦ ને રોજ હસનપુરના યુદ્ધમાં વઝીર અબ્દુલ્લાખાનના આખા લશ્કરને કાપી નાંખી કેવી રીતે તેનો અંત આણ્યો, તે સર્વ વૃતાંતનું ગત છઠ્ઠા પ્રકરણમાં કંઇક વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે, તેથી તેની અત્ર પુનરૂક્તિ કરવાની અવશ્યકતા રહેતી નથી. અત્ર તો એટલી જ વિવક્ષા છે કે–મહમદશાહ બાદશાહ જાણે પિંજરામાંથી છૂટયો ન હોય, તેમ ઉલ્લાસમાં આવી ગયો. પોતાનાં રાજકીય બંધનો તોડનારા મુગલ સરદારો જ છે, એવો તેને ભાસ થતાં જ મહમદઅમીનખાનને તુરત વઝીરની જગ્યોએ નીમી દીધો, સમસમુદ્દૌલાખાન દૌરાનને અમીર-ઉલ-ઉમરા એટલે સેનાધિપતિ બનાવી દીધો અને કમરૂદ્દીનખાનને બીજા બક્ષીની એટલે તેના મદદગાર સેનાધિપતિની જગ્યો આપી,[૩]

વિજયથી પ્રફુલ્લિત થઇને બાદશાહે દિલ્હીમાં મોટા આડંબરથી પ્રવેશ કર્યો અને ઘણી ઉદારતાથી વિજયોત્સવ ઉજવ્યો (તા. ૨૨–૧૧–૧૭૨૦). બાદશાહને અભિનંદન આપવાને સઘળા પ્રાંતોના સુબેદારો

---

૩ ઇલિયટકૃત હિંદુસ્થાનનો ઇતિહાસ, પુ. ૭ પૃ. ૫૦૭ માં ખાફીખાન પુ. ૨ પૃ. ૯૧૧ નો ઉલ્લેખ,

આવવા લાગ્યા. તા. ૨૪-૧૧-૧૭૨૦ ને રોજ અંબરથી રાજા જયસિંહસવાઇ અને અયોધ્યાથી રાજા ગિરિધરબહાદુર પણ આવી પોહોચ્યા. તા. ૨૫-૧૧-૧૭૨૦ ને રોજ ભવ્ય દરબાર ભરવામાં આવ્યો, સમગ્ર રાજભક્ત સરદારોના અને અમીરોના અધિકાર અને મનસબમાં છૂટે હાથે વધારો કરવામાં આવ્યો. તેજ પ્રસંગે રાજા જયસિંહસવાઇ અને રાજા ગિરિધરબહાદુરના આગ્રહથી જિજિયા વેરાનો સમૂળ ઉચ્છેદ કરવામાં આવ્યો. આ પ્રસંગે સૈયદોનું કાસળ કાઢવામાં મદદ કરનારાઓની સેવા ભૂલી જવામાં આવી ન હતી. અજમેરથી અમદાવાદ સુધીનો પ્રાંત જોધપુરના રાજા અજિતસિંહના તાબામાં હતો, છતાં ત્યાંથી તેઓને દૂર કરવાના હેતુથી હૈદરકુલીખાનની તે જગ્યોએ સુબેદાર તરીકે નિમણુક કરી. ફરૂકાબાદના ફોજદાર મહમદખાન બંગસને અલ્હાબાદની સુબેદારીથી અને બ્યાનાના ફોજદાર સાદતખાનને આગ્રાની સુબેદારીથી નવાજ્યા.[૪]

હિંદુસ્થાનની બાદશાહીની નાટકશાલાની રંગભૂમિઉપરથી સૈયદભાઇઓ જેવા પાત્રોનું ઉત્થાન થતાં, બાદશાહીની સ્થિતિ જ બદલાઇ ગઇ. નવાં પાત્રોએ નવા જ વેષો ભજવવા માંડ્યા અને નવનવાં દશ્યો ઉપસ્થિત થવા લાગ્યાં. તે કારણથી તેની વિહંગમપર્યાલોચના કરવાની જરૂર જણાય છે.

બાદશાહની આસપાસ મોટે ભાગે મુગલો હોવા છતાં પણ તેઓનાં હૃદયો એક ન હતાં. મુખ્ય પ્રધાન મહમદ અમીનખાન, તેનો પુત્ર મદદગાર સેનાધિપતિ કમરૂદ્દિનખાન અને માલવા તથા દક્ષિણ પ્રાંતો બથાવી પાડનાર તેનો ભત્રીજો નિઝામ-ઉલ-મુલ્ક તુરાની મુગલો હતા. તેઓ આખી બાદશાહીને પોતાની મુઠીમાં જકડી રાખવાનો ઉદ્યોગ કરતા હતા. મુખ્ય સેનાધિપતિ સમસમુદૌલાખાનદૌરાન ઇરાની મુગલ હતો. તેના

---

૪ અર્વિનકૃત 'ઉત્તર મુગલો' પુ. ૨ પૃ. ૧૦૩

પૂર્વજો લાંબા કાલથી હિંદુસ્થાનમાં આવીને વસ્યા હતા, તેથી તેઓ હિંદુસ્તાની જ થઇ ગયા હતા. હૈદરકુલીખાન અને સાદતખાન ઇરાની મુગલો હતા; તેઓની નિમણુંક ગુજરાત અને આગ્રાના સુબેદારો તરીકે થયા છતાં તેઓ પોતાની જગ્યાએ પોતાના નાયબોને મોકલીને પોતે બાદશાહના વિશ્વાસપાત્ર સલાહકાર તરીકે દિલ્હીમાં જ રોકાયા હતા. અંતઃકરણથી તેઓ તુરાની મુગલોના પ્રતિસ્પર્ધી હતા.[૫] રજપુત રાજાઓમાં જોધપુરના મહારાજા અજિતસિંહના કબજામાં અજમેર પ્રાંત હતો. તેઓની પ્રકૃતિ પ્રમાણે તેઓ બાદશાહીના નિર્બળતાનો લાભ લઇ બંડ ફુટાવવાનો લાગ જ શોધ્યા કરતા હતા. અંબરાધીશ રાજા જયસિંહસવાઇની રાજનીતિ કંઇક વિચિત્ર પ્રકારની હતી. વધારે બલવાન્ શત્રુઓ સામે રણક્ષેત્ર ઉપર સામે ઉભા રહેવાની તેઓમાં શક્તિ ન હતી. છતાં યુક્તિપ્રયુક્તિથી સ્વાર્થ સાધવામાં તેઓ તે સમયમાં અદ્વિતીય જ હતા. તેજ કારણથી જે સમયે જેનું બલ, તેની સાથે ભેળાઇ જવાની તેઓમાં આશ્ચર્યકારક કુશલતા હતી. તે સિવાય બુંદેલખંડના રાજા છત્રસાલ સૈયદોની ખટપટથી દૂર રહ્યા હતા, છતાં તેઓ પણ તત્કાલીન પરિસ્થિતિ સમજી ગયા હતા, અને પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાને તત્પર થઇ રહ્યા હતા.

રાજા ગિરિધરબહાદુર પોતાના કાકાની જેમ દિલ્હી દરબારની ખટપટથી નિર્લેપ જ રહેતા હતા. છતાં મુગલસરદારોની તેઓના કુટુંબ ઉપર પૂરેપૂરી કૃપા હતી, તે તેઓ ભૂલી ગયા ન હતા. છબીલારામની જેમ રજપુત રાજાઓમાં રાજા જયસિંહસવાઇ અને રાજા છત્રસાલ સાથે તેઓએ ચાલતી આવેલી મિત્રતા સાચવી રાખી હતી.

મહમદશાહ બાદશાહે મોટા આડંબરથી વિજયોત્સવ ઉજવ્યો, પણ હજુ તેનો હર્ષોન્માદ શમ્યો ન હતો, તે પહેલાં તો બાદશાહીમાં બંડો

૫ ઉપર્યુક્ત વ્યક્તિઓના વિશેષ વૃત્તાંતો માટે જુઓ પરિશિષ્ટ અંક ૧૪

ઉઠવા લાગ્યાં. આગ્રાની આસપાસ એક તરફ દિલ્હીસુધી અને બીજી તરફ મથુરાં સુધી અરણ્યની ગાઢ ઝાડીવાળા પ્રદેશ ઉપર મકદુન્યાના મહાન્ સિકંદર બાદશાહના આક્રમણ સમયે પ્રખ્યાત થઇ ગયેલા જાટ લોકો પથરાઇ ગયા હતા. પ્રકૃતિથી જ તેઓ એટલા બધા વીર્યશાલી હતા કે એક સાધારણ ખેતીના ધંધામાંથી લુંટફાટના ધંધામાં અને લુંટફાટના ધંધામાંથી ભરતપુર જેવું મજબૂત સ્વતંત્ર હિંદુરાજ્ય સ્થાપવામાં શક્તિવાન્ થઇ શકયા હતા.

રજપુતાનાની મધ્યમાં આગ્રાની દક્ષિણે અજમેર પ્રાંત આવ્યો હતો. તે અજમેરથી અમદાવાદ સુધીનો પ્રદેશ જોધપુરના મહારાજા અજિતસિંહના તાબામાં અને અમદાવાદથી કાઠિયાવાડ સહિત સુરત સુધીનો પ્રદેશ અંબરાધીશ રાજા જયસિંહ સવાઇના તાબામાં હતો. સુરતની દક્ષિણે ખાનદેશ, મહારાષ્ટ્ર અને કોકણ પ્રાંતો ઉપર મરાઠાઓ હવે બલવાન્ રાજસત્તા જમાવી શકયા હતા.

પ્રારંભમાં, બાદશાહના દરબારીઓના અન્યોન્ય કલહોથી ઉત્તેજિત થઇને જોધપુરના મહારાજા અજિતસિંહ અને અંબરના રાજા જયસિંહ સવાઇએ હિંદુધર્મની રક્ષા કરવાના હેતુથી પોતપોતાના પ્રાંતોમાં ગોવધ કરવાની મનાઇ કરી. મુસલમાનો ગોવધ કરવાનો પોતાનો જન્મસિદ્ધ હક સમજતા હતા. રજપુત રાજાઓની આવી ધૃષ્ટતાથી તેઓનું લોહી ઉકળી આવ્યું. તેઓને શિક્ષા કરવાને લશ્કર મોકલવાની તૈયારી કરવામાં આવી. તે સમાચારનું શ્રવણ થતાં જ મહારાજા જયસિંહે તો પાઘડી ફેરવી બાંધી; માત્ર ગુજરાત પ્રાંતમાં જ નહિ પણ પોતાના રાજ્યમાં પણ ગોવધ કરવાની છૂટ આપવામાં આવી, એટલું જ નહિ પણ મુસલમાનોને પોતાનો ધર્મ પાળવાની ખાસ સગવડતા કરી આપી.[૧] ( જુલાઇથી અકટોબર ઇ. સ. ૧૭૨૧ ).

---

૧ Later Mughals, by W. Irvine, Vol. II, pp, 108–109

તે સર્વ પ્રયાસો નિષ્ફળ ગયા. છતાં તેના સુભાગ્યે ઇ. સ. ૧૬૮૦ માં છત્રપતિ શિવાજી મહારાજે સ્વધામપ્રતિ પ્રયાણ કર્યું, અને તેની પાછળ તેનો પુત્ર શંભાજી ગાદીએ બેઠો. શંભાજી લંપટ, વિલાસી અને ક્રૂર સ્વભાવનો હોવાથી, અધિકારીવર્ગમાં તેમ જ પ્રજામાં અકારો થઇ પડયો હતો. છેવટે ઇ. સ. ૧૬૮૯ માં ઔરંગઝેબના સરદાર મુકર્રરખાને સંગમેશ્વર પાસે તેના ઉપર એકાએક હુમલો કરીને તેને અને તેના આખા કુટુંબને કેદ કર્યું. ઔરંગઝેબે તુરત તેનો ક્રૂરતાથી વધ કરાવ્યો.[૧૧]

શંભાજીનો પુત્ર શાહુ ઔરંગઝેબની છાવણીમાં રાજકીય કેદીની સ્થિતિમાં હતો. તેથી શંભાજીનો ઓરમાન ભાઇ રાજારામ તેની પાછળ ગાદીએ બેઠો. રાજારામે ઔરંગઝેબ સામે વિગ્રહ ચલુ રાખ્યો, છતાં ઔરંગઝેબના પ્રચંડ બલની સામે તેનું કંઇ ફાવ્યું નહિ. ઔરંગઝેબે તેના એક પછી એક કિલ્લા જીતી લીધા અને તેને કર્ણાટકમાં નાશી જવું પડયું. ઇ. સ. ૧૭૦૦ માં રાજારામનું મૃત્યુ થયું. તે સમયે પણ શાહુનો છુટકારો થયો ન હતો. રાજારામને તારાબાઇ અને રાજસબાઇ નામની બે રાણીઓ હતી. તારાબાઇ બહુ વિચક્ષણ, બુદ્ધિમતી અને રાજકાર્યદક્ષા હતી, છતાં રાજ્યલોભે તેને સ્વાર્થાંધ બનાવી દીધી હતી. રાજારામના મૃત્યુ સમયે તારાબાઇના પુત્ર નાના શિવાજીનું વય નવ વર્ષનું અને રાજસબાઇના પુત્ર શંભાજીનું વય ત્રણ વર્ષનું હતું. રાજારામની ઇચ્છાનુસાર તેના અમાત્ય રામચંદ્રે શાહુનો છુટકારો થતાં સુધી એક મંત્રીપરિષદ નીમવાની અને શાહુના નામે સઘળો રાજકાર્યભાર ચલાવવાની યોજના કરવા માંડી. છતાં પરશુરામપંત અને તેના પક્ષકારોને પોતાના પક્ષમાં લઇને તારાબાઇએ પોતાના પુત્ર નાના શિવાજીને ગાદીએ બેસાડી

---

૧૧ સરદેસાઇકૃત મરાઠી રિયાસતનું ગુજરાતી ભાષાંતર, ઉત્તરાર્ધ પૃ. ૧૭૫-૬

તે પ્રદેશમાંથી હાંકી કાઢયા. શત્રુઓના પ્રદેશમાંથી એ રીતે વિજય મેળવી નીલકંઠ પાછો ફરતો હતો, તેવામાં ચૂડામણનો પાટવીકુમાર મહકમસિંહ એકાએક તેની પાછળ દોડી આવ્યો અને અકસ્માત્ છાપો માર્યો. એ રીતે અચિંત્ય ઘેરાઇ ગયા છતાં નીલકંઠે એક શૂરવીર યોદ્ધાની જેમ યુદ્ધ કર્યું અને અંતે પોતાનો પ્રાણ પોતાના સ્વામી માટે અર્પણ કર્યો.[૮] આ સમાચાર દિલ્હી પોહોચતાં જ બાદશાહના રોષનો પાર રહ્યો નહિ. સાદતખાનને પોતાના પ્રાંતમાં હાજર થઇ જાટોની સામે જવા હુકમ કરવામાં આવ્યો. સાદતખાન મોટા લશ્કર સાથે દોડી ગયો પરંતુ જાટોના અતુલ બળ સામે તેનું કંઇ ફાવ્યું નહિ. જાટો વધારેને વધારે રંજાડ કરવા લાગ્યા અને સાદતખાનની હાર ઉપર હાર થવા લાગી. તુરત તેને આગ્રાની સુબેદારીથી રદ કરવામાં આવ્યો અને તેની જગ્યો રાજા જયસિંહ સવાઇને આપવામાં આવી ( તા. ૧-૯-૧૭૨૨ ). સાદતખાનની બદલી અયોધ્યાના નવાબ તરીકે અને અયોધ્યાના નવાબ રાજા ગિરિધરબહાદુરની બદલી માળવે કરવામાં આવી. ( તા. ૯-૯-૧૭૨૨ ).[૯]

ઉત્તર હિંદુસ્થાનમાં એ રીતે વિપ્લવજ્વાલા પ્રકટી રહી હતી. તે સમયાન્તરમાં દક્ષિણના મરાઠાઓ સુસ્થ થઇને બેશી રહ્યા ન હતા. ઇ. સ. ૧૬૪૬ માં શિવાજીએ વિજાપુરના નવાબના તાબામાંથી રાયગઢ અને તોરણાના કિલ્લાઓ જીતી લઇ મહારાષ્ટ્રમાં હિંદુસ્વરાજ્યનો પાયો નાખ્યો, ત્યારથી દિન પ્રતિ દિન મરાઠાઓનું જોર વધતું અને વધતું ચાલ્યું. હિંદુસ્થાનના ઇતિહાસમાં એકાદ બે અપવાદો શિવાય પહેલી જ વાર દક્ષિણે ઉત્તર ઉપર પોતાનો પ્રતાપ દર્શાવવાનું શરૂ કર્યું[૧૦] ઔરંગઝેબે શિવાજીનો વિનાશ કરવા તનતોડ પ્રયાસો કર્યા છતાં, તેના

---

૮ તેજ " પૃ. ૧૨૨-૧૨૩.

૯ તેજ " પૃ. ૧૨૩

૧૦ દક્ષિણના અને ઉત્તરના સંબંધમાં જુઓ પરિશિષ્ટ અંક ૧૫

દક્ષિણમાં તારાબાઇના દુરાગ્રહી સ્વભાવથી મરાઠા સરદારોમાં બે પક્ષ પડી ગયા હતા. શાહુને છૂટો કરવામાં આવે અને તેને રાજગાદીનો ખરો હકદાર સ્વીકારવામાં આવે તો શાહુની તેને સતત સાહાય્ય મળ્યા કરે, એ કંઇ અસંભવિત ન હતું. શાહુને છૂટો કરવાથી મરાઠાઓમાં પરસ્પર કલહ ઉપસ્થિત થશે અને તેથી મરાઠાઓનું બળ ક્ષીણ થવાથી બાદશાહી સત્તા નિષ્કંટક થશે, એવી આજમશાહને તેણે સલાહ આપી, ઉજ્જયિની પોહોચ્યા પછી તેનો છૂટકારો કરાવ્યો, અને દક્ષિણમાં જઇ પોતાનું પૈતૃક રાજ્ય સંભાળી લેવાની સગવડ કરી આપી.[૧૨]

ઇ. સ. ૧૭૦૭ ના જાજઉના યુદ્ધમાં આજમશાહનો પરાજય થયો અને દિલ્હીનું મયુરાસન, બહાદુરશાહના હાથમાં આવ્યું. ગાદીએ બેસતાંજ બહાદુરશાહે મુનીમખાનને વજીરની જગ્યો આપી, અસદખાનને સલાહકારની તેમજ તે સાથે દિલ્હીના સુબેદારની જગ્યોથી સંતોષ માનવો પડયો. ઝુલ્ફીકરખાનને મુખ્ય સેનાધિપતિની જગ્યાએ સ્થાયી કર્યો, પરંતુ દક્ષિણના સરસુબાની જગ્યાએ તેની વતી દાઉદખાનપન્નીને નીમી તેને ત્યાં સ્વતંત્ર કાર્યભાર કરવા મોકલી દીધો. તુરાની મુગલસરદારો ગાજીઉદ્દીનખાન વરાડ પ્રાંતનો તથા તેનો પુત્ર ચિનકિલિચખાન (નિજામ–ઉલ–મુલ્ક) બુરાનપુરનો દીવાન તેમજ ચિનકિલિચખાનનો કાકો મહમદઅમીનખાન ધર્માદાખાતાનો દીવાન હતો; તેઓએ આ યુદ્ધમાં બિલકૂલ ભાગ લીધો નહતો. છતાં બહાદુરશાહે ગાજીઉદીનખાનને અમદાવાદના સુબેદારની, ચિનકિલિચખાનને અયોધ્યાના સુબેદાર અને ગોરખપુરના ફોજદારની અને મહમદઅમીન ખાનને મુરાદાબાદના ફોજદારની જગ્યોએ નીમ્યા (તા. ૧૨-૧૧-૧૭૦૭)[૧૩]

---

૧૨ તેજ, પૃ. ૨૦૫-૬.

13 Later Mughals, by W. Irvine, Vol. I, pp 40–41

શાહુનો બાદશાહના કારાગૃહમાંથી છૂટકારો થયો, પરંતુ શિવાજીનું સિંહાસન બથાવી પડનાર તારાબાઇ સાથે સગોત્ર રકતપાત કર્યા સિવાય તેનાથી નિર્ભયતાથી રાજ્ય થઇ શકે તેમ નહતુ. યદ્યપિ ખંડેરાવ દાભાડે, ધનાજી જાદવ, કંડાજી કદમ અને નિમાજી સિંધિયા વગેરે રાજ્યના મોટામોટા સરદારો તેને સત્કારવાને તત્પર હતા. છતાં પરશુરામપંત વગેરે કેટલાક સરદારોની મદદથી તારાબાઇએ રાજ્યના ખરા હકદાર શાહુની સાથે વિગ્રહ શરૂ કર્યો. અંતે ઇ.સ. ૧૭૦૮ ના જાન્યુઆરી માસમાં શાહુએ સતારાનો કિલ્લો હસ્તગત કર્યો અને વિધિપૂર્વક રાજ્યાભિષક કર્યો.[૧૪]

શાહુને છોડતાં આજમશાહે મુગલાઇ બાદશાહીને વફાદાર રહીને તેની સેવા કરવાની શરત લખાવી લીધી હતી. તેના બદલામાં તેને શિવાજીએ મેળવેલા અથવા રાજ્યનો હકદાર રાજા તરીકે સ્વીકારવામાં આવ્યો અને દક્ષિણના છએ પ્રાંતોમાંથી ચોથ તેમજ સરદેશમુખીના હકની સનદ આપવાની પણ આશા આપવામાં આવી હતી.[૧૫] તે શરતને આધારે કામબક્ષની સાથેના યુદ્ધમાં શાહુએ લશ્કરી મદદ આપી અને ત્યાર પછી ચોથ તથા શરદેશમુખીની સનદ મળવાનો દાવો કર્યો. તારાબાઇનું તે સમયે કંઇપણ બલ નરમ પડયું નહતું; મહારાષ્ટ્રનું રાજ્ય પોતાના તાબામાં છે, એવી દલીલ બતાવી તેણે પણ તે હકની સનદ પોતાને મળવા બહાદુરશાહને અરજ કરી. બાદશાહે આ ગૃહકલેશનો લાભ લીધો, અને જ્યાં સુધી બન્ને પક્ષકારો ગમે તે ઉપાયે પોતાનો સ્વતંત્ર હક સિદ્ધ ન કરે, ત્યાં સુધી કોઇને પણ સનદ આપવાની ના કહી. ત્યાર પછી એટલે ઇ. સ. ૧૭૦૮ થી ઇ. સ. ૧૭૧૨ સુધી તેઓ

---

૧૪ સરદેસાઇ કૃત મરાઠી રિયાસતનું ગુજરાતી ભાષાન્તર ઉત્તરાર્ધ, પૃ. ૩૦૧.

૧૫ તેજ, પૃ. ૨૮૬

સુધીમાં સુરત અને તેની આસપાસના પ્રદેશ ઉપર પાંચપાંચવાર નિર્ભયતાથી લુંટો ચલાવી હતી. ત્યારપછી દક્ષિણમાં પ્રચંડ સેના સાથે ઔરંગઝેબની હાજરી હોવા છતાં શિવાજીના પુત્ર શંભાજીએ ઇ. સ. ૧૬૮૫ માં ભરૂચ શેહેર લુંટી લીધું હતું. શંભાજીના મૃત્યુ પછી તેના ભાઇ રાજારામના સમયમાં ઔરંગઝેબે મરાઠાઓનું જોર નરમ પાડયું હતું, છતાં તેના પુત્ર નાના શિવાજીના સમયમાં મરાઠાઓએ બ્હારવટીયાશાહી વિગ્રહ ( Guerrilla Warfare ) શરૂ કરીને ઇ. સ. ૧૭૦૧ થી ૧૭૧૨ સુધીમાં મરાઠા સરદારોએ ગુજરાત અને માળવામાં હુમલાઓ કરી ભારે ત્રાસ આપ્યો હતો. તે સર્વ હકીકતથી સૈયદ હુસેનઅલીખાન વાકેફ હતો. ઇ. સ. ૧૭૧૩માં શાહુરાજાએ બાળાજીવિશ્વનાથને પોતાનો મુખ્ય પ્રધાન બનાવીને પેશવા પદ આપ્યું. બાળાજીની કાર્યદક્ષતાથી મરાઠાઓએ વધારે ઉત્સાહિત થઇ વધારે રંજાડ કરવા લાગ્યા. તેઓને ગમે તે પ્રકારે પરાસ્ત કરવા, તેવો દ્દઢનિશ્ચય કરીને સૈયદ હુસેનઅલીખાને પણ નિજામ-ઉલ-મુલ્કની ભેદ અને દંડ નીતિ ચલુ રાખી. કોલ્હાપુરનું રાજ્ય સ્થાપનાર શંભાજીને અને તેના પક્ષકાર ચંદ્રસેન જાદવ વગેરેને લશ્કરી મદદ આપી શાહુની સામે ઉગ્ર વિગ્રહ શરૂ કરાવ્યો તેમ છતાં અંતે સેનાખાસખેલ ખંડેરાવ દાભાડેએ તેઓનો સંપૂર્ણ પરાજય કર્યો. ખંડેરાવના આ પરાક્રમથી શાહુ બહુ પ્રસન્ન થયો અને તેને ગુજરાત તેમજ કાઠિયાવાડમાંથી ચોથ ઉઘરાવવાની સત્તા આપી.

મરાઠાઓનો આવો અચિંત્ય વિજય થયાથી સૈયદ હુસેનઅલીખાન નરમ પડી ગયો. તેજ અરસામાં દિલ્હીથી તેના ભાઇ વજીર અબદલ્લાખાન તરફથી ગુપ્ત સમાચાર મળ્યા કે મુગલદરબારીઓની સાથે મળી જઇને બાદશાહ તેઓનો વિનાશ કરવાનો પ્રપંચ રચે છે. આવી પરિસ્થિતિમાં શાહુરાજાને ગમે તેવી શરતોએ પણ પોતાના પક્ષમાં લીધા વિના તેનો બીજો કંઇ ઉપાય ન હતો. શાહુએ તે પ્રસંગનો બરાબર લાભ લીધો. બન્ને પક્ષકારો વચ્ચે સલાહ થઇ. શાહુરાજાએ મુગલબાદશાહને જ્યારે

નિઝામ-ઉલ-મુલ્ક દક્ષિણમાં આવ્યો કે તુરત દાઉદખાન પન્નીએ કરેલી સઘળી વ્યવસ્થાની તેણે ઉથલપાથલ કરી નાંખી. દક્ષિણના પ્રાંતોમાંથી ચોથ તથા સરદેશમુખી લેવાનો શાહુનો હક રદ કર્યો, એટલુંજ નહિ પણ શાહુ અને શંભાજીને તેમજ બન્ને પક્ષકારોના મરાઠા સરદારોને અન્યોન્ય લડાવી મારવાની બાજી રમવા માંડી. શંભાજીના પક્ષકાર ચંદ્રસેન જાદવ અને રાવરંભા નિંબાળકર વગેરેને પુનાની આસપાસના પ્રદેશમાં જાગીરો આપી, એટલુંજ નહિ પણ શાહુની સાથે સંગ્રામ કરવાને માટે મુગલ લશ્કર પણ મોકલાવી દીધું. છેવટે તેઓ વચ્ચે ઇ. સ. ૧૭૧૩ માં પંઢરપુરનું યુદ્ધ થયું, તે યુદ્ધમાં શાહુના સરદાર બાબાજીનો સંપૂર્ણ વિજય થયો.[૧૭]

ઇ. સ. ૧૭૧૫માં નિઝામ-ઉલ-મુલ્કને બોલાવી લેવામાં આવ્યો, તેને મુરાદાબાદના ફોજદારની જગ્યા આપી અને તેની જગ્યાએ સૈયદ હુસેનઅલીખાનની નિમણુક કરવામાં આવી. ગુજરાતના સુબેદાર દાઉદખાન પન્નીને બુરાનપુર મોકલવામાં આવ્યો. સૈયદ હુસેનઅલીખાનની સાથે તેણે બુરાનપુર પાસે યુદ્ધ કર્યું પરંતુ તેમાં તે હાર્યો અને મરાયો. પરિણામે હુસેનઅલીખાને નિષ્કંટકપણે દક્ષિણમાં પોતાની સત્તા જમાવી.

મુગલ દરબારીઓની ખટપટથી સૈયદ હુસેનઅલીખાનને દિલ્હીથી દૂર કરવામાં આવ્યો હતો, છતાં નિઝામ-ઉલ-મુલ્કની જેમ તેની નિષ્ઠા દક્ષિણના સુલતાન થઇ જવાની ન હતી. મુસલમાન બાદશાહીનો વિનાશ થતાં અટકાવવાની અને બની શકે તો તેના પાયા સુદૃઢ કરવાની તેની હૃદયાભિલાષા હતી. દક્ષિણમાં મરાઠાઓનું બળ વધતું ને વધતું જતું હતું. ઔરંગઝેબની હયાતીમાં જ તેની સત્તાને તુચ્છકારવાના હેતુથી શિવાજીએ ગુજરાતમાં પ્રવેશ કરી ઇ. સ. ૧૬૬૪ થી ઇ. સ. ૧૬૭૫

૧૭ તેજ, પૃ. ૮૯-૯૦.

સુધીમાં સુરત અને તેની આસપાસના પ્રદેશ ઉપર પાંચપાંચવાર નિર્ભયતાથી લુંટો ચલાવી હતી. ત્યારપછી દક્ષિણમાં પ્રચંડ સેના સાથે ઔરંગઝેબની હાજરી હોવા છતાં શિવાજીના પુત્ર શંભાજીએ ઇ. સ. ૧૬૮૫ માં ભરૂચ શેહેર લુંટી લીધું હતું. શંભાજીના મૃત્યુ પછી તેના ભાઇ રાજારામના સમયમાં ઔરંગઝેબે મરાઠાઓનું જોર નરમ પાડયું હતું, છતાં તેના પુત્ર નાના શિવાજીના સમયમાં મરાઠાઓએ બ્હારવટીયાશાહી વિગ્રહ ( Guerrilla Warfare ) શરૂ કરીને ઇ. સ. ૧૭૦૧ થી ૧૭૧૨ સુધીમાં મરાઠા સરદારોએ ગુજરાત અને માળવામાં હુમલાઓ કરી ભારે ત્રાસ આપ્યો હતો. તે સર્વ હકીકતથી સૈયદ હુસેનઅલીખાન વાકેફ હતો. ઇ. સ. ૧૭૧૩માં શાહુરાજાએ બાળાજીવિશ્વનાથને પોતાનો મુખ્ય પ્રધાન બનાવીને પેશવા પદ આપ્યું. બાલાજીની કાર્યદક્ષતાથી મરાઠાઓએ વધારે ઉત્સાહિત થઇ વધારે રંજાડ કરવા લાગ્યા. તેઓને ગમે તે પ્રકારે પરાસ્ત કરવા, તેવો દૃઢનિશ્ચય કરીને સૈયદ હુસેનઅલીખાને પણ નિજામ-ઉલ-મુલ્કની ભેદ અને દંડ નીતિ ચલુ રાખી. કોલ્હાપુરનું રાજ્ય સ્થાપનાર શંભાજીને અને તેના પક્ષકાર ચંદ્રસેન જાદવ વગેરેને લશ્કરી મદદ આપી શાહુની સામે ઉગ્ર વિગ્રહ શરૂ કરાવ્યો તેમ છતાં અંતે સેનાખાસખેલ ખંડેરાવ દાભાડેએ તેઓનો સંપૂર્ણ પરાજય કર્યો. ખંડેરાવના આ પરાક્રમથી શાહુ બહુ પ્રસન્ન થયો અને તેને ગુજરાત તેમજ કાઠિયાવાડમાંથી ચોથ ઉઘરાવવાની સત્તા આપી.

મરાઠાઓનો આવો અચિંત્ય વિજય થયાથી સૈયદ હુસેનઅલીખાન નરમ પડી ગયો. તેજ અરસામાં દિલ્હીથી તેના ભાઇ વજીર અબ્દલાખાન તરફથી ગુપ્ત સમાચાર મળ્યા કે મુગલદરબારીઓની સાથે મળી જઇને બાદશાહ તેઓનો વિનાશ કરવાનો પ્રપંચ રચે છે. આવી પરિસ્થિતિમાં શાહુરાજાને ગમે તેવી શરતોએ પણ પોતાના પક્ષમાં લીધા વિના તેનો બીજો કંઇ ઉપાય ન હતો. શાહુએ તે પ્રસંગનો બરાબર લાભ લીધો. બન્ને પક્ષકારો વચ્ચે સલાહ થઇ. શાહુરાજાએ મુગલબાદશાહને જ્યારે

જ્યારે જરૂર જણાય ત્યારે ત્યારે લશ્કરી મદદ આપવી, તેના બદલામાં શાહુને શિવાજીએ મેળવેલા પ્રદેશનો સ્વતંત્ર રાજા તરીકે સ્વીકારવો અને દક્ષિણના છએ પ્રાંતોમાંથી ચોથ તથા સરદેશમુખી લેવાનો તેનો હક કાયમ રાખવો, એ શરતો બાદશાહ પાસે મંજુર કરાવી આપવાનું સૈયદ હુસેનઅલીખાને વચન આપ્યું. તે કરારને આધારે શાહુએ સૈયદ હુસેનઅલીખાનને બાલાજી વિશ્વનાથની સરદારી નીચે મોટું મરાઠા લશ્કર દિલ્હી જઈને બાદશાહને પદભ્રષ્ટ કરવાની મદદ માટે મોકલાવ્યું. દિલ્હીમાં બાદશાહ ફરૂખસીયરનો નીકાલ કર્યા પછી સૈયદભાઈઓએ ઉપર્યુક્ત શરતોયુક્ત બાદશાહી સનદ અપાવી (તા. ૧૩ તથા ૨૪ માર્ચ ૧૭૧૯)[૧૮]

દિલ્હીમાં જવાથી બાલાજીને બાદશાહીનો ઢંગ ધડો કેવો છે, તેઓના અધિકારી અન્યોન્ય કેવી બાજીઓ રમે છે, રજપુત રાજાઓ સામ્રાજ્ય તરફ કેવું વલણ રાખે છે, બાદશાહનું સૈનિક બલ કેવું છે, વગેરે નાની મોટી સઘળી વિગતોથી વાકેફ થવાનો પ્રસંગ મળ્યો. રજપુત રાજાઓ સાથે વિશેષતઃ રાજા જયસિંહસવાઈ સાથે મૈત્રીનો સંબંધ બાંધી શક્યો. તેજ અરસામાં નિઝામ-ઉલ-મુલ્કની માલવે બદલી થતાં, તે માલવેથી દક્ષિણમાં ગયો. સૈયદોનો નાશ થયો, અને દક્ષિણમાં ફરીથી નિઝામ-ઉલ-મુલ્કે પોતાની સત્તા સ્થાપન કરી. (તા. ૮-૮-૧૭૨૦)

એ પ્રમાણે દિલ્હીમાં મહમદશાહ બાદશાહે વિજયોત્સવ ઉજવ્યો, તે સમયાન્તરમાં આખા દેશમાં અવ્યવસ્થા થઈ ગઈ હતી. આગ્રાથી મહારાષ્ટ્ર સુધીના પ્રદેશોમાં બખેડાઓની જ્વાળા પ્રસરી રહી હતી. દક્ષિણમાં મરાઠાઓ સ્વતંત્ર થઈ ગયા હતા, એટલુંજ નહિ પણ પડોશના ગુજરાત, માલવા અને ખાનદેશના પ્રાંતો પચાવી પાડવાનો લાગ જોતા હતા. સ્થિતિસંયોગો એટલા બધા વિષમ હોવા છતાં મહમદશાહનો

---

૧૮ Later Mughals by W. Irvine, Vol. I pp. 406-7.

વિજયોન્માદ શાંત પડયો ન હતો. નવો નિમાયલો વજીર મહમદઅમીન-ખાન મરણ પામ્યો અને તેની જગ્યાએ નિઝામ-ઉલ-મુલ્કની નિમણૂક કરવામાં આવી ( તા. ૧૪-૨-૧૭૨૧ ). [૧૯]

નિઝામ-ઉલ- મુલ્ક દક્ષિણમાં હતો, તેને હાજર થવા હુકમ લખવામાં આવ્યો. છતાં બાદશાહની પાસે સઘળું ચલણ તો સમસ-મુદ્દૌલાખાન દૌરાનનું જ હતું. તેની સલાહથી બાદશાહે ફરૂખસીયરની પુત્રી સાથે લગ્ન કર્યાં. અપૂર્વ આડંબરથી લગ્ન-સમારંભ ઉજવાયા, અને તેમાં ભાગ લેવાને સઘળા અમીર, ઉમરાવો અને રાજાઓ સાથે રાજાગિરિધરબહાદુરને પણ નિમંત્રણવામાં આવ્યા. તે પ્રસંગે સમસમુદ્દૌલાખાન દૌરાન, કમરૂદ્દીનખાન, હૈદર કુલીખાન વગેરે અમીરો તથા રાજા જયસિંહ સવાઇ સાથે ગિરિધર બાહાદુરને પણ એકલાખ રૂપીઆ શિરપાવમાં આપવામાં આવ્યા (તા. ૬-૧૨-૧૭૨૧ ) [૨૦]

લગ્નોત્સવ સમાપ્ત થતાં જ રાજા જયસિંહને આગ્રે થઇને સખ્તશિક્ષા કરવા જવાને હુકુમ કરવામાં આવ્યો. તેને મદદ કરવાને માટે રાજાગિરિધરબહાદુર અને ઓછાંના રાજા અર્જુનસિંહ જેવા અતિ પ્રસિદ્ધ વીરોને હાજરથવાના હુકુમો લખવામાં આવ્યા. [૨૧]તે પહેલાં ચૂડા-મણ જાટના પુત્રો વચ્ચે ગૃહકલહ થવાથી ખિન્ન અને ભગ્નહૃદય થઇને તેણે આત્મઘાત કર્યાના સમાચાર બાદશાહની હજુરમાં મળી ગયા હતા. તેમ છતાં તેના જ્યેષ્ઠ પુત્ર મહકમસિંહની સરદારી નીચે જાટોએ સઘળા

---

૧૯

૨૦ તેજ, પુ. ૨, પૃ. ૧૨૫.

પાછલ પૃ. મે ગિરિધરબહાદુરના સંબંધમાં બે લેખો આપ્યા છે, તે પૈકી પ્રથમ લેખમાં તેઓના પુરોહિત વે. મૂ. સુરાજી સુત વિષ્ણુજીનો ઉલ્લેખ છે. તેને ઉપર્યુક્ત ઐતિહાસિક હકીકત થીપુષ્ટી મળે છે.

૨૧ ' તેજ ' પુ.૨ પૃ. ૧૨૩

તૈયારી કરીને બાદશાહી પ્રદેશમાં રંજાડ કરવાનું શરૂ રાખ્યું હતું. ( સપ્ટેંબર ઑકટોબર ઇ. સ. ૧૭૨૧ )

છેવટે, તા. ૧–૯–૧૭૨૨ ને રોજ રાજા જયસિંહ સવાઇએ મોટું લશ્કર લઇને દિલ્હીથી પ્રયાણ કર્યું. ધાર્યા પ્રમાણે રાજાગિરિધરબહાદુર અને મહારાણા અર્જુનસિંહ પણ તેઓની સેવામાં હાજર થઇ ગયા. એમાસ સુધી તેઓની સાથે છૂટાં છવાયાં યુદ્ધો થયાં. અને મહકમસિંહના કાકા બદનસિંહના વિશ્વાસઘાતથી સંયુકત સેનાઓએ જાટોનો અત્યંત પરાજય કર્યો. તેમજ તેઓની રાજધાનીનો થનનો કિલ્લો[22] તાબે કર્યો, જાટો જીવ લઇને નાશી ગયા અને મહકમસિંહ આજિતસિંહને શરણે જઇને રહ્યો. તા. ૧૮–૧૧–૧૭૨૨.

થનનો કિલ્લો તાબે કર્યા પછી તુરત બાદશાહના હુકમને આધીન થઇને રાજા જયસિંહ સવાઇ અજિતસિંહ સામે મોકલાયેલા લશ્કર સાથે એકઠા થઇ ગયા. [23]અજિતસિંહ સાથે સમાધાન થતાં તેઓ દિલ્હી જઇ પહોંચ્યા. તેઓની સેવાથી પ્રસન્ન થઇ બાદશાહે તેઓને 'રાજરાજેશ્વર' 'શ્રીરાજાધિરાજ' ' અને મહારાજા ' ના ઇલ્કાબો આપ્યા, અને તેઓની સલાહ મુજબ ચૂડામણ જાટની જાગીર તેના ભાઇ બદનસિંહને આપી. ( તા. ૧૨–૬–૧૭૨૩ ) [24]

જેટલી સહેલાઇથી જાટો વશ થઇ શકયા તેટલી સહેલાઇથી મહારાજા અજિતસિંહ વશ થઇ શકે, તેમ ન હતું. સૂબેદાર તરીકે અજમેર અને અમદાવાદ—એ બન્ને પ્રાંતો તેઓના કબજામાં હતા. ત્યાંથી તેઓને

---

૨૨ થનનો કિલ્લો ડિગ અને ગોવર્ધનની મધ્યમાં આવ્યો હતો અથવા સાંસીની પશ્ચિમે આઠ માઇલ ઉપર આવ્યો હતો. તેજ, પુ. ૧. પૃ. ૩૨૩.

૨૩ તેજ. પુ. ૨. પૃ. ૧૧૩

૨૪ તેજ પુ. ૨. પૃ. ૧૨૮

એકદમ રદ કરવામાં આવ્યા અને હૈદરકુલીખાનને અમદાવાદની અને મુજફ્ફરઅલીખાનને અજમેરની સુબેદારી આપવામાં આવી ( તા. ૧૨–૧૦–૧૭૨૧ ). હૈદરકુલીખાને અમદાવાદનો કબજો લેવા પોતાના પ્રતિનિધિને મોકલ્યો અને મુજફ્ફરખાન પોતે બની શકે તેટલું લશ્કર લઇને અજમેરનો કબજો લેવા કુચ કરી ગયો. તેને માર્ગમાં જ અટકાવવાને માટે મહારાજા અજિતસિંહે પોતાના પુત્ર અભયસિંહને એક બલવાન્ સેના આપી વિદાય કરી દીધો. અભયસિંહ બલવાન્ સેના લઇને આવે છે, તેવું સાંભળતાં જ મુજફ્ફરઅલીખાન લડયા વિના પાછો ચાલ્યો ગયો અને સુબેદારની જગ્યોનું રાજીનામું મોકલાવી દીધું.

તુરત તેની જગ્યોએ નસરતયારખાનને નીમવામાં આવ્યો. તેની પણ મુજફ્ફરઅલીખાન જેવી જ દશા થઇ. અભયસિંહે નારનોલથી દિલ્હીસુધીનો પ્રદેશ નિર્ભયતાથી લુંટી લીધો, સાંભરનો કિલ્લો કબજે કર્યો, અને ત્યાં મુકામ રાખ્યો.

આ સમાચારનું શ્રવણ થતાં જ બાદશાહમંડલમાં ભારે પ્રક્ષોભ થઇ રહ્યો. સદ્ભાગ્યે, તેજ સમયે નિજામ–ઉલ–મુલ્ક દક્ષિણમાંથી દિલ્હી આવી પોહોચ્યો, અને તેણે પોતાનું વજીરાતનું કામ સંભાળી લીધું ( તા. ૨૦–૨–૧૭૨૨ ). દરમ્યાન, અભયસિંહને મદદ કરવાને માટે મહારાજા અજિતસિંહ અજમેરથી એકદમ સાંભરગામે આવી ગયા. ત્યાંથી તેણે પોતાના વિશ્વાસપાત્ર અધિકારીને સંધિની વિષ્ટિ કરવા દિલ્હી મોકલી દીધો. બાદશાહે તેઓને સઘળા અપરાધોની ક્ષમા આપી, માત્ર તેઓની અજમેરની નામની સુબેદારી કબુલ રાખવામાં આવી. પરંતુ કુલસત્તા સાથે નાહરખાનને ત્યાંનો દીવાન અને સાંભરનો ફોજદાર નીમ્યો ( તા. ૮–૧૨–૧૭૨૨ ). નાહરખાન સાંભર આવતાં જ તેણે અજિતસિંહનું અપમાન કર્યું. આથી કુપીત થઇને મહારાજાએ તેનો વધ કરાવ્યો અને તેની સેનાનો પરાજય કર્યો. ( તા. ૬–૧–૧૭૨૩ ).

દિલ્હીમાં આ સમાચાર પોહોચતાં જ વજીર નિઝામ–ઉલ–મુલ્કે તેનું વૈર લેવા મોટી તૈયારી કરવા માંડી. પાચાશહજાર યોદ્ધાઓનું સૈન્ય એકઠું કરવામાં આવ્યું અને તેની સરદારી ઇરાદતમંદખાનને આપી, તેને અજમેર તરફ રવાને કરી દીધો. આસપાસ પ્રાંતોના સુબેદારો અને ફોજદારોને પોતાનાં લશ્કરો લઇ તેની સેવામાં હાજર થઇ જવાનાં ફરમાનો મોકલવામાં આવ્યાં. રાજા ગિરિધરબહાદુર, મહમદખાનબંગસ વગેરે જે સરદારો જાટના વિગ્રહમાં રોકાયા હતા, તેઓને તે કામથી પરવારતાં જ ઇરાદતમંદખાનના લશ્કર સાથે જોડાઇ જવાના તાકીત હુકમો લખવામાં આવ્યા ( તા. ૪–૩–૧૭૨૩ )[૨૫]

આ સમયાન્તરમાં વજુર નિઝામ–ઉલ–મુલ્કે હૈદરકુલીખાનને અમદાવાદની સુબેદારીથી રદ કર્યો હતો. તે અમદાવાદ છોડી દિલ્હી આવતો હતો. તેને તે સઘળી સંયુક્ત સેનાનો સેનાધિપતિ નીમવામાં આવ્યો. નારનોલ મુકામે હૈદરકુલીખાન બાદશાહી લશ્કર સાથે એકઠો થઇ ગયો, અને ત્યાંથી તેઓ અજમેર તરફ કુચ કરી ગયા ( એપ્રીલ ઇ. સ. ૧૭૨૩ ), દરમ્યાન, થનનો કિલ્લો તાબે થવાથી, રાજા જયસિંહસવાઇ, મહમદખાનબંગસ વગેરે સરદારો પોતાનાં લશ્કરો લઇને સંયુકત સેનાને મળી ગયા હતા. રાજા ગિરિધરબહાદુરને માળવા જવાનો હુકમ થયાથી તેઓ ત્યાંથી પરભાર્યા અયોધ્યે જઇ માલવે ગયા હતા.

મહારાજા અજિતસિંહ આ બલવાન્ સેના સામે ટક્કર ઝીલી શકે, તેમ ન હતું. રાજા જયસિંહસવાઇની સલાહથી તેઓએ અજમેર ખાલી કર્યું ( તા. ૪–૬–૧૭૨૩ ) અને હૈદરકુલીખાને તેનો કબજો સંભાળી લીધો; એટલુંજ નહિ પણ બીજા જે જે કિલ્લાઓ તેએ દબાવી બેઠા હતા, તે સઘળા છોડી દીધા. ( તા. ૪–૮–૨૭૨૩ ). છેવટે, બાદશાહે

---

૨૫ તેજ. પુ. ૨, પૃ. ૧૧૩.

તેઓની સાથે સંધિ કરી, તે સંધિની શરત પ્રમાણે અજિતસિંહે પોતાના પુત્ર અભયસિંહને બાદશાહને શરણુ થવા દિલ્હી મોકલી દીધો.[૨૬]

મહારાજા અજિતસિંહનો બળવો હજુ શમ્યો ન હતો, તે દરમ્યાન નિઝામ–ઉલ–મુલ્કે દક્ષિણમાં પોતાનો ચાર્જ ઇવાઝખાનને સોંપીને ત્યાંથી દિલ્હીમાં આવીને વજીરાતનો ચાર્જ સંભાળી લીધો હતો. તેને દક્ષિણ છોડવું રૂચ્યું ન હતું, તેથી કંઇ કંઇ નિમિત્તો ઉપસ્થિત કરી પાછું દક્ષિણમાં ચાલ્યા જવાની બાજી રમ્યા કરતો હતો. બાદશાહનો વિશ્વાસ જેટલો ઇરાની મુગલો સમસુદૌલાખાનદૌરાન અને હૈદરકુલીખાન ઉપર હતો, તેટલોજ નિઝામના ભત્રીજા કમરૂદ્દીનખાન ઉપર હતો. સૈયદ હુસેનઅલીખાનની સામે પ્રપંચ રચવામાં તેઓ સર્વે એકઠા હતા. છતાં રાજકાર્યભારની નાની મોટી બાબતોમાં મતભેદો ઉપસ્થિત કરી તે સર્વ અધિકારીઓ સાથે તેમજ ખુદ બાદશાહ સાથે પણ પોતાના પ્રતિપક્ષીઓની જેમ વર્તન કરવા લાગ્યો. છેવટે અંત:કરણનો સઘળો રોષ તેણે હૈદરકુલીખાન ઉપર ખાલી કર્યો. હૈદરકુલીખાનને ગુજરાતની સુબેદારીથી રદ કર્યો અને તે પ્રાંત પોતાના કબજામાં લેવા તે પોતે ત્યાં દોડી ગયો. હૈદરકુલીખાન હુકમને અધીન થયો અને નિઝામે તેનો ચાર્જ સંભાળી લઇ, પોતાની વતી પોતાના કાકા હમીદખાનને નાયબ સુબેદાર નીમ્યો. ( માર્ચ ઇ. સ. ૧૭૨૩ )

આ સમયાન્તરમાં દક્ષિણમાં મરાઠાઓ સુસ્થ થઇને બેશી રહ્યા નહતા. પ્રથમ પેશવા બાલાજી વિશ્વનાથને સૈયદોએ દક્ષિણમાંથી ચોથ લેવાની સનંદો કરાવી આપી હતી. તેથી ઉત્તેજિત થઇને ગુજરાત અને માલવા ઉપર પણ તેઓની દષ્ટી દોડી. બાલાજીના ઉતેજનથી મરઠા સરદારોમાં નવું જોમ પ્રકટી નીકલ્યું. તેઓ જૂદે જૂદે માર્ગોએ થઇને બન્ને પ્રદેશો ઉપર ઉતરી પડ્યા. ખંડેરાવ દાભાડેના સેનાપતિ

૨૬ તેજ, પુ. ૨ પૃ. ૧૧૪ તથા ટોડ રાજસ્થાન પુ. ૨ પૃ. ૮૪–૮૭

પીલાજીગાયકવાડે તો સુરત પાસે બાદશાહી લશ્કરનો પરાભવ કર્યો અને છેક સોનગઢ સુધી સઘળો પ્રદેશ લુંટી લઇ ત્યાં થાણું નાંખ્યું. (ઇ સ. ૧૭૧૯ )[૨૭]

ઇ. સ. ૧૭૨૦ માં બાલાજીનું મૃત્યું થયું. શાહુ રાજાએ તેના પુત્ર બાજીરાવને તેની જગ્યોએ નિમ્યો. બાદશાહના દરબારીઓમાં દિન પ્રતિ દિન અંતઃકલહ વૃદ્ધિંગત થતો જતો અને તેથી બાદશાહીનું બલ હ્રાસ પામતું. તે પરિસ્થિતિએ બાજીરાવને હિંદુપદ બાદશાહી એટલે આખા હિંદુસ્થાન ઉપર હિંદુસામ્રાજ્ય સ્થાપવાનો વિચાર સ્ફુરી આવ્યો. તે વિચારે તેણે એક પદ્ધતિપુરઃસર ઉદ્યોગ કરવાની યોજના ઘડી. તદનુસાર શાહુ રાજાએ ખુદ બાજીરાવને ખાનદેશ, બાળાઘાટ, માળવા અને બુંદેલખંડમાંથી ચોથ ઉઘરાવવાનો હક કરી આપ્યો. તેજ પ્રમાણે ખંડેરાવ દાભાડેને દક્ષિણ ગુજરાત અને બાગલાણમાંથી, ઉદાજીપવારને માલવામાં ધાર સુધીના પ્રદેશમાંથી તેમજ ઉત્તર ગુજરાતમાંથી, તથા કંથાજી કદમ બાંડેને ગુજરાતના બાકી રહેલા ભાગમાંથી ચોથ વસુલ કરવાની સનદો આપી.[૨૮]

બાદશાહીની ઇમારત આ પ્રમાણે લુટી પાડવાની અણી ઉપર હોવા છતાં, અને તેનુ રક્ષણ કરવાનો સઘળો ભાર બાદશાહે નિજામને શિર નાંખ્યા છતાં, પોતાની ઉપર આવી પડેલા પવિત્ર ધર્મની તેણે સંપૂર્ણ ઉપેક્ષા કરી. ગુજરાત હસ્તગત કર્યું, અને માળવા પચાવી પડવા તરફ જ તેણે સઘળી પ્રવૃત્તિ કરવા માંડી. ગુજરાતમાંથી તે પરભાર્યો માળવે દોડી ગયો. ( માર્ચ ૧૭૨૩ )

ઇ. સ. ૧૭૨૩ ના આરંભમાં રાજાગિરિધર બહાદુરે માળવામાં આવી સુબેદારીનો ચાર્જ સંભાળી લીધો હતો. સૈયદોથી માંડી નિજામ

---

૨૭ સરદેસાઇ કૃત મરાઠી રિયાસત, મધ્યમવિભાગ, પૃ. ૨૪૨

૨૮ અર્વિન કૃત " ઉત્તરમુગલો, " પુ. ૨ ૧૯૫–૬

સુધી બાદશાહના અધિકારીઓના જ બળવાથી માળવાની આખી પ્રજા ત્રાસ પામી ગઇ હતી. એટલી બધી દુર્વ્યવસ્થા થઇ ગઇ હતી કે જમીનદારો તેમ ખેડુતો પણ નિયમિત મહેસુલ આપતા ન હતા. અને હજુ તો ગિરિધરબાહાદુર તેઓને જાનમાલની નિર્ભયતા કરી આપી બાદશાહની આજ્ઞાઓને આધીન રહેવાને પ્રેરતા હતા, અને તેમ કર્યા છતાં પણ તેઓ સંપૂર્ણ વ્યવસ્થા કરી રહ્યા ન હતા,[૨૯] તેટલામાં નિજામ–ઉલ–મુલ્કે માળવામાં પ્રવેશ કરી સિરોંજ ગામે પડાવ નાંખ્યો. અહીંયાં તેણે કંઇપણ કારણ વિના અને બાદશાહની પણ મંજુરી મેળવ્યા વિના માત્ર માળવા પ્રાંત હસ્તગત કરવાના હેતુથી જ ગિરિધરબહાદુરને રદ કરી પોતાના પિત્રાઇ આજમઉલ્લાખાનને પોતાની વતી નાયબ સુબેદાર નીમ્યો. રાજા ગિરિધરબહાદુરે કંઇ પણ વાંધો દર્શાવ્યા વિના તેની આજ્ઞાને અધીન થઇ સુબેદારીનો ચાર્જ છોડી દીધો. એ રીતે નિજામ–ઉલ–મુલ્ક માત્ર આપ ખુદ સત્તાથી જ દક્ષિણ, માળવા અને ગુજરાતનો સ્વતંત્ર સ્વામી થઇ ગયો. ( તા. ૨૫–૫–૧૭૨૩ )

એ પ્રમાણે નિજામ–ઉલ–મુલ્ક એક તરફ બાદશાહીના કડકે કડકા કરી નાંખવામાં રોકાયો, તે દરમ્યાન પીલાજી ગાયકવાડે ખાનદેશમાંથી સુરત સુધી આવી, સઘળો પ્રદેશ લુંટી લીધો. અને ખંડેરાવ દાભાડેએ ઉત્તર ગુજરાતમાં દાહોદ સુધી ફરી વળી તેટલા પ્રદેશને ઉજ્જડ કરી નાંખ્યો.[૩૦] તેમ છતાં પણ નિજામે ગુજરાતમાં જઇને મરાઠાઓને

---

૨૯ સીયર–ઉલ–મુતખેરીનનો કર્તા મીર ગુલામહુસેનખાન લખે છે કે—

" About this time, Raja Giridhar Bahadur, having proceeded to Malwa, soon put that province into excellent order. "

Siya-Ul-Mutakherin, translated by John Briggs M. R. A. S. Vol. I, Chap. III, P. 330 ( A. D. 1832 )

૩૦ રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ કૃત ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ, ત્રીજી આવૃત્તિ, પૃ–૧૩૪

પારિપત્ય કરવાનું ઉચિત ધાર્યું નહિ. પોતાના મનોરથ સિદ્ધિ થતાં તે સિંરોજથી જ પાછો ફર્યો અને પરબાર્યો દિલ્હી ચાલ્યો આવ્યો. ( તા. ૩-૭-૧૭૨૩ )

દિલ્હી આવ્યો કે તુરત તેણે બાદશાહના બીજા અધિકારીઓ સામે ફરી કલહો કરવા માંડયા અને બાદશાહને કંઇ કંઇ નિમિત્તો બતાવી સંતાપવા લાગ્યો. છેવટે, પોતાના પુત્ર ગાઝીઉદ્દીનને પોતાના વતી નાયબ વઝીર નીમી બાદશાહની પરવાનગી વિના તેમજ તેની ઇચ્છા વિરુદ્ધ થઇને તે માળવામાં થઇ દક્ષિણમાં ચાલ્યો ગયો. ( જુલાઇ આગષ્ટ ઇ. સ. ૧૭૨૪ ) [૩૧]

---

૩૧ અર્વિન કૃત ' ઉત્તર મોગલો, પુ. ૨, પૃ. ૧૩૭

## પરિશિષ્ટ અંક ૧૪

### ચિનકિલિચખાન નિઝામ-ઉલ-મુલ્ક.

( જન્મ- ઇ. સ. ૧૬૪૪, મૃત્યુ- ઇ. સ. ૧૭૪૮, ઉમર વર્ષ ૧૦૪ )

ચિનકિલિચખાન નિઝામ-ઉલ-મુલ્ક સમરકંદના પ્રસિદ્ધ શેખકુલનો વંશજ હતો. તેનું મૂલ નામ કમરૂદ્દીનખાન હતું. નિઝામના વિસ્તીર્ણ દેશી રાજ્યની પ્રથમ સ્થાપના તેણે કરી હતી. તેનો પિતામહ ખ્વાજાઆબીદ ઇ. સ. ૧૬૫૫-૫૬માં મક્કેથી હજ કરીને હિંદુસ્થાનમાં આવ્યો, ત્યારે શાહાજહાં બાદશાહીની હયાતીમાં તેનો પુત્ર ઔરંગઝેબ દક્ષિણનો સરસુબેદાર હતો. ઔરંગઝેબે ખ્વાજાઆબીદને લશ્કરમાં દાખલ કર્યો હતો. તેનો પુત્ર મીર શાહબુદ્દીન હતો, જેને પાછળથી ગાઝીઉદ્દીન

ફીરજજંગની પદવી આપવામાં આવી હતી. ઔરંગઝેબે તેને પણ લશ્કરી અમલદાર નીમ્યો હતો. મરાઠાઓની સામે અનેક લડાઇઓ લડીને તેણે બાદશાહની પ્રીતિ સંપાદન કરી હતી. તેજ પ્રમાણે તેના પુત્ર નિઝામ–ઉલ–મુલ્કને પણ લશ્કરી નોકરીમાં દાખલ કરવામાં આવ્યો હતો. ઔરંગઝેબના મૃત્યુ સમયે એટલે ઇ. સ. ૧૭૦૭ માં તે બીજાપુર પ્રાંતનો અને તેનો પિતા ગાઝીઉદ્દીન વરાડ પ્રાંતનો સુબો હતો.

ઔરંગઝેબના પુત્રો વચ્ચે ગાદીના વારસા માટે જાજઉનું યુદ્ધ થયું, તે પ્રસંગે આજમશાહે તેઓની મદદ માગ્યા છતાં તેઓ તટસ્થ રહ્યા હતા, અને બહાદુરશાહનો વિજય થતાં, તેઓ તેના પક્ષમાં સળી ગયા હતા, બહાદુરશાહે ગાઝીઉદ્દીનને અમદાવાદના સુબાની અને નિઝામને અયોધ્યાપ્રાંતના સુબાની જગ્યો આપી હતી. ગાઝીઉદ્દીન ઇ. સ. ૧૭૧૦ માં અમદાવાદમાં મૃત્યુ પામ્યો હતો.

ઇ. સ. ૧૭૧૨ માં બહાદુરશાહના મૃત્યુ સમયે, નિઝામ–ઉલ–મુલ્કે તેના પુત્ર અઝીમ–ઉશ–શાનને મદદ કરવાનું વચન આપ્યું હતું, છતાં તે વચન તેણે પાળ્યું ન હતું. લાહોરના યુદ્ધમાં જહાંદારશાહનો વિજય થતાં જ, તે તેને શરણ ગયો હતો. જહાંદારશાહે તેને આગ્રાના કિલ્લાનું રક્ષણ કરવા માટે સેનાપતિની જગ્યો આપી હતી, છતાં ઇ. સ. ૧૭૧૩ માં જ્યારે અઝીમ–ઉશ–શાનના પુત્ર ફરૂખસીયર અને જહાંદારશાહ વચ્ચે આગ્રાની લડાઇ થઇ, ત્યારે નિઝામ–ઉલ–મુલ્ક જહાંદારશાહને દગો દઇ ચાલતી લડાઇએ ફરૂખસીયરને સળી ગયો હતો. ફરૂખસીયર તેને તેના બદલામાં દક્ષિણના સરસુબાની જગ્યો આપી હતી. ઇ. સ. ૧૭૧૫ માં જ્યારે સેનાધિપતિ સૈયદ હુસેનઅલીખાનની ઉપર બાદશાહની અપ્રીતિ થઇ, ત્યારે નિઝામ–ઉલ–મુલ્કને દક્ષિણમાંથી બોલાવી લેવામાં આવ્યો, અને તેની જગ્યોએ, સૈયદ હુસેન અલીખાનને મોકલવામાં આવ્યો હતો. દક્ષિણમાંથી આવ્યા પછી તેણે

સૈયદભાઇઓ સામે ખટપટ કરવા માંડી, તેથી વજીર સૈયદઅબદલાખાનની સલાહથી તેને મુરાદાબાદની ફોજદારની જગ્યાએ અને ત્યાંથી પટ્નાના સુબેદારની જગ્યાએ નીમવામાં આવ્યો હતો.

ઇ. સ. ૧૭૧૯માં સૈયદભાઇઓએ ફરૂખસીયરનેપદભ્રષ્ટ કરવાની ખટપટ કરી, ત્યારે નિઝામે ફરૂખસીયરને મદદ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેમાં તે ફાવ્યો ન હતો. તે કારણથી સૈયદોએ તેને માળવાપ્રાંતનો સુબો બનાવી, ત્યાં મોકલાવી દીધો હતો. માળવેથી દક્ષિણમાં જઇને, બાદશાહી અધિકારીઓ સાથે લડાઇઓ કરીને, છેવટે તે દક્ષિણના સરસુબાની જગ્યો દબાવી બેઠો હતો. ઇ. સ. ૧૭૨૨માં મહમદશાહ બાદશાહે તેને વજીરની જગ્યો આપી, દિલ્હી બોલાવી લીધો હતો. છતાં બાદશાહ સાથે તેને અણબનાવ થયો, અને તેનો હુકમ લીધા વિના ઇ. સ. ૧૭૨૩ માં ગુજરાત અને માળવાપ્રાંતોના સુબેદારોને કાઢી મુકી, તેજ જગ્યોએ પોતાના કાકા અને ભત્રીજાને નીમી દીધા હતા. ત્યાંથી દિલ્હી આવતા ફરીથી તેણે બાદશાહની સાથે કલહ કરવા માંડયો, અને અયોધ્યે ચાલ્યો ગયો. અયોધ્યેથી એકદમ માળવે થઇને ફરી દક્ષિણમાં દાખલ થયો. ઇ. સ. ૧૭૨૪ માં દક્ષિણમાં જઇને બાદશાહી સરસુબા મુબારીઝખાન સાથે તેણે સખરખેડાની લડાઇ કરી, અને તેને મારી નાંખ્યો, અને તે પોતે પોતાની આપખુદીથી સરસુબો થઇ બેઠો. દક્ષિણમાં મરાઠાઓને પોતાના પક્ષમાં લઇને ગુજરાત અને માળવાપ્રાંતો ઉપર હુમલાઓ કરવાને તેઓને ઉશ્કેર્યા. છતાં બાજીરાવ પેશવા સાથે તેને શત્રુતા થઇ. બાજીરાવ સાથે તેણે ગુજરાતના દમણગામ પાસે લડાઇ કરી, પણ તેમાં તે હાર્યો, અને તેની સાથે બહુ શરમ ભરેલી શરતો કરો સંધિ કરી, અને નિર્વિઘ્ને દક્ષિણમાં પાછો ચાલ્યો ગયો. ( ઇ. સ. ૧૭૩૧ )

ઇ. સ. ૧૭૩૭માં મહમદશાહે તેને દિલ્હી બોલાવી લીધો. દિલ્હીમાં તેનો ભત્રીજો કમરૂદીનખાન વજીરની જગ્યાએ અને સમસસુદૌલાખાન

દૌરાન સેનાધિપતિની જગ્યોએ હતો. તેથી બાદશાહે તેને વકીલ-ઇ-મુત્લાક એટલે બાદશાહના પ્રતિનિધિની જગ્યો આપી.

ઇ. સ. ૧૭૩૮માં નિઝામે ભોપાલ પાસે બાજીરાવ સામે યુદ્ધ કર્યું, તેમાં તેની સખ્ત હાર થતાં બાદશાહીને ઘણી હાનિકારક શરતો સાથે સંધી કરવી પડી.

તેજ સમયે નાદીરશાહે હિંદુસ્થાન ઉપર આક્રમણ કર્યું. સીયર-ઉલ-મુતખેરીનના કર્તા ગુલામહુસેન અને તારીખે-ઇ-હિંદના કર્તા રૂસ્તમઅલીના લખવા મુજબ. માત્ર પોતાના પ્રતિસ્પર્ધી દરબારીઓને નષ્ટ કરવાના હેતુથીજ, તેણે ગુપ્તરીતે નાદીરશાહને તેમ કરવાને ઉશ્કેર્યો હતો.

ઇ. સ. ૧૭૩૯માં અયોધ્યાના નબાબ સાદતખાને પાણીપતના મેદાનમાં કર્નાલગામ પાસે નાદીરશાહની સામે ભેટો કર્યો, ત્યારે તેને, તેમજ ત્યાર પછી સેનાધિપતિ ખાનદૌરાન તેની સામે સાહસ કરી ઉતરી પડયો, ત્યારે તેને વધારે લશ્કરની મદદ નહિ આપવાની તેણે બાદશાહને સલાહ આપી, તેને પરિણામે સાદતખાન કેદ પકડાયો અને ખાનદૌરાન રણક્ષેત્ર ઉપર મરાયો. છેવટે, નાદીરશાહ સાથે તેણે સલાહ કરી, અને જ્યારે નાદીરશાહે દિલ્હી લુંટયું. ત્યારે તેણે પોતે તે કામમાં મદદ કરી. નાદીરશાહ દિલ્હીથી પોતાના દેશતરફ પાછો ગયો ત્યારે પોતાના પુત્ર ગાજીઉદીનને દિલ્હીદરબારમાં પોતાના પ્રતિનિધિ તરીકે રાખીને, તે પોતે દક્ષિણમાં ચાલ્યો ગયો. ત્યાં ગયા પછી તેના પુત્ર નાસીરજંગ સાથે તેણે કલહ કર્યો, અને તેને ત્યાંથી કાઢી મૂક્યો અને સરસૂબાની સઘળી સત્તા પોતાના હાથમાં લઇ લીધી. ત્યાર પછી ઔરંગાબાદથી રાજધાની ફેરવીને હૈદ્રાબાદમાં કરી, અને પોતે આખા દક્ષિણનો સ્વતંત્ર માલીક થઇ બેઠો. ઇ. સ. ૧૭૪૮માં તે મરણ પામ્યો.

---

Modern Review, November 1914, p. 529, and also, Tarikh i-Hind by Rastomali, quoted in Elliot's History of India, vol. VIII, p. 60

# પરિશિષ્ટ અંક ૧૫

## ઉત્તર અને દક્ષિણ હિંદુસ્થાનનો સંબંધ

નર્મદા નદીનો ઉત્તર ભાગ ઉત્તરદેશ અને તેની દક્ષિણનો ભાગ દક્ષિણદેશ કહેવાય છે. છતાં ગુજરાતમાં નર્મદાની દક્ષિણે તાપી નદીના ખાનદેશ સુધીના પ્રદેશનો ભાષૈક્યના કારણથી ગુજરાતમાં સમાવેશ કરવામાં આવે છે.

વૈદીક કાલમાં આર્યોની વસ્તિ પૂર્વમાં સરયુ અથવા સદાનીરા નદીથી પશ્ચિમમાં કાબુલનદી સુધી વિસ્તરી હતી. ઉત્તરે કાશ્મીર અને હિમાલય તથા દક્ષિણે ગંગાયમુનાનો સંગમ અને રજપુતાના વગેરે આવ્યાં હતાં. તે સિવાયના આખા હિંદુસ્થાનમાં અનાર્યોનું પ્રાબલ્ય હતું.

તે કાળમાં આર્યો કયારે અને કોના સમયમાં દક્ષિણમાં જઇને વસ્યા, તેનો નિર્ણયકારક ખુલાસો થઇ શકતો નથી. છતાં અગસ્ત્ય ઋષિના નેતૃત્વ નીચે આર્યો ગોદાવરી નદીની આસપાસના પ્રદેશમાં જઇને વસ્યાનું તો જણાય છે. રામચંદ્રજીએ તે સમયાંતરમાં દક્ષિણના અનાર્ય રાજાઓની સહાય્યથી લંકાના રાજા રાવણને પરાસ્ત કર્યો હતો. પરંતુ ત્યારપછી મહાભારતના કાળમાં તો દક્ષિણમાં અનેક ક્ષત્રિય રાજ્યો સ્થપાયાં હતાં, એમ મહાભારતના વનપર્વ ઉપરથી સ્પષ્ટ થાય છે.

તેમ છતાં ઇતિહાસનો ખરો કાળ તો મૌર્યવંશી રાજા અશોકના સમયથી શરૂ થાય છે. અશોકનું મૂલ રાજ્ય મગધ દેશમાં હતું. તેની રાજધાનીનું નામ પાટલીપુત્ર (અર્વાચીન પાટણા) હતું. તે ઇ. સ. પૂર્વે ૨૭૩ થી ૨૩૭ સુધીમાં થઇ ગયો. તેણે દક્ષિણનો મોટો ભાગ જીતી લઇ સામ્રાજ્યમાં મેળવી દીધો હતો.[૧] અશોક પછી તેના વંશજ રાજાઓ

---

૧ વિન્સેંટ સ્મિથનો હિંદુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ. બીજી આવૃત્તિ, પૃ. ૧૮૫

એક પછી એક નિર્બલ થઇ ગયા હતા. તેઓના સમયમાં દક્ષિણ પાછું સ્વતંત્ર થઇ ગયું. ઇ. સ. પૂર્વે ૨૨૦ થી ઇ. સ. ૨૭૩ સુધીમાં ગોદાવરીથી કૃષ્ણા સુધીના પ્રદેશ ઉપર આંધ્રવંશી રાજાઓનું રાજ્ય હતું. તે વંશના શાતવહાન વંશી શાતકર્ણી રાજાએ ઇ. સ. પૂર્વે ૨૭ માં મગધના કાણ્વવંશી સુશર્માને હરાવ્યો અને તેનું મહારાજ્ય જીતી લીધું હતું. પરંતુ તે સમયે તેઓ ત્યાં કેટલો કાળ ટકી શકયા હતા તેનો નિર્ણય થઇ શકતો નથી. તેઓનું રાજ્ય ત્યાં લાંબા વખત સુધી નહિ ચાલ્યું હોય, એમ અનુમાન થઇ શકે છે.[૨]

ત્યાર પછી ઇ. સ. ના ચોથા સૈકામાં ગુપ્તવંશી રાજા સમુદ્રગુપ્તે અને સાતમા સૈકામાં કનૌજના ભૂતિવંશના રાજા હર્ષવર્ધને દિગ્વિજયો કર્યા હતા છતાં તેઓ દક્ષિણમાં પ્રવેશ કરી શકયા નહતા. હર્ષવર્ધન પછી મુસલમાનો આવ્યા ત્યાં સુધી ઉત્તરના કોઇપણ રાજાએ દક્ષિણનો કોઇ પણ ભાગ તાબે કર્યાનું નોંધાયું નથી.

તે સમયાન્તરમાં દક્ષિણમાં નાનાં અનેક રાજ્યો સ્થપાયાં હતાં. ઇ. સ. ના સાતમા શતકના ઉત્તરાર્ધમાં દક્ષિણના ચાલુકયવંશી રાજાઓએ ગુજરાતનો દક્ષિણ ભાગ જીતી લીધો હતો, અને તે વંશના રાજાઓએ ત્યાં ઇ. સ. ના આઠમા શતકના પૂર્વાર્ધ સુધી રાજ્ય કર્યું હતું.[૩] ત્યાર પછી તેજ પ્રદેશ ઉપર દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓએ ઇ. સ. ૭૪૩ થી ઇ. સ. ૯૭૪ સુધી રાજ્ય કર્યું હતું.[૪]

ગુજરાતની જેમ માલવા પ્રાંત પણ દક્ષિણની સરહદે આવેલ છે. ઇ. સ. પૂર્વે ચોથા સૈકાથી આરંભી ઇ. સ. પૂર્વે પ્રથમ સૈકાના ઉત્તરાર્ધ

---

૨ તેજ, પૃ. ૧૮૬ તથા ૨૦૨.

૩ ગોવિંદભાઇ દેસાઇકૃત ગુજરાતનો પ્રાચિન ઇતિહાસ, આવૃત્તિ ૪ થી, પૃ. ૧૦૦

૪ તેજ, પૃ. ૧૦૮

સુધી આખો માલવા પ્રદેશ મગધના મૌર્યવંશી અને શુંગવંશના રાજાઓના તાબામાં હતો.. શુંગવંશી રાજાઓના હાથમાંથી શકકર્ત્તા વિક્રમ રાજાએ તે પ્રદેશ જીતી લઇને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું, એમ કહેવાય છે. વિક્રમ પછી ઇ. સ. ૭૮ થી ઇ. સ. ૪૦૦ સુધી શક જાતિના ક્ષત્રપવંશી રાજાઓના અધિકાર નીચે આખો પ્રદેશ હતો. તે સમયાંતરમાં ગુપ્તવંશી રાજા ચંદ્રગુપ્તે માલવા પ્રાંત જીતી લઇ ઉત્તરના મહારાજ્યમાં ભેળવી દીધો હતો. ઇ. સ. ના સાતમાં સૈકાના પૂર્વાર્ધમાં કનૌજના સમ્રાટ હર્ષવર્ધને માલવાના ગુપ્તવંશી રાજા દેવગુપ્તને પરાસ્ત કરીને ફરીને આખું રાજ્ય મહારાજ્યને સ્વાધીન કર્યું હતુ. પરંતુ ઇ. સ. ના આઠમા સૈકામાં દક્ષિણના જે રાષ્ટ્રકૂટ રાજા દંતિદુર્ગે ગુજરાત પ્રાંત કબજે કર્યો હતો, તેજ રાજાએ માલવા પ્રાંત પણ હસ્તગત કર્યો અને તેના વંશજોએ તે સૈકાના અંત સુધી ત્યાં રાજ્ય કર્યાનું જણાય છે. પરંતુ ત્યારપછી ઇ. સ. ૧૭૩૨ સુધી દક્ષિણનો કોઇ પણ રાજા તે પ્રદેશ ઉપર પોતાની સત્તા જમાવવાને શક્તિમાન્ થયો ન હતો. રાષ્ટ્રકૂટ રાજાઓના હાથમાંથી માલવાનું રાજ્ય કનૌજના પ્રતિહારવંશી રાજાઓના હાથમાં આવ્યું હતું. ઇ. સ. ના નવમા સૈકાના ઉત્તરાર્ધથી ઇ. સ. ૧૩૪૪ સુધી દિલ્હીના તઘલખવંશના સુલતાન મહમદ તઘલખે માલવાનું રાજ્ય જીતી લીધું, ત્યાં સુધી પ્રસિદ્ધ પરમારવંશના રાજાઓ ત્યાં રાજ્ય કરતા હતા.[૫]

હિંદુસ્થાનમાં મુસલમાનોએ પ્રથમ મહમદ કાસીમની સરદારી નીચે ઇ. સ. ૭૧૧ માં પ્રવેશ કરીને સિંધદેશ કબજે કર્યો. મહમદ કાસમના અનુયાયીઓએ મુલતાનમાં રાજધાની કરી હતી. રજપુતાના, ગુજરાત અને કાઠીયાવાડ વગેરે પ્રદેશો જીતી લેવાને તેઓએ પ્રયત્નો કર્યા હતા,

---

૫ Mediaeval History of India by I. V. Vaidya Vol. I, pp 360-361-

પરંતુ તેમાં તેઓ ફાવ્યા ન હતા. છેવટે ઇ. સ. ૯૯૭ માં અફઘાનીસ્તાનના ગિજનીવંશના તુર્ક સુલતાન સબક્તગીને લાહોરના રજપુત રાજા જયપાલને હરાવીને, તેને ખંડીયો રાજા બનાવી દીધો હતો. તેના પુત્ર મહમદ ગિજનીએ પણ ઇ. સ. ૧૦૦૧ થી ૧૦૨૪ સુધીમાં જૂદે જૂદે સમયે ઉત્તર અને પૂર્વના પ્રદેશો ઉપર દશ સ્વારીઓ કરી, આખો દેશ પાયમાલ કરી નાંખ્યો હતો છતાં તે પ્રદેશ ઉપર તે પોતાનું રાજ્ય જમાવી શકયો ન હતો.

ત્યારપછી અફઘાનજાતિના ઘોરીવંશના શહાબુદ્દીને હિંદુસ્થાન ઉપર ઇ. સ. ૧૧૭૬ થી ઇ. સ. ૧૧૯૩ સુધીમાં પાંચ સ્વારીઓ કરી. છેવટની સ્વારીમાં તેણે અજમેરના સુપ્રસિદ્ધ ચુહાણ રાજા પૃથ્વીરાજને હરાવ્યો, કેદ પકડયો, મારી નાખ્યો અને તેનું રાજ્ય કબજે કરી દિલ્હીમાં મુસલમાની બાદશાહીની સ્થાપના કરી.

ઇ. સ. ૧૧૯૮ માં શાહબુદ્દીનના એક સરદાર મહમદખાન બખ્તીયારે બંગાલા ઉપર ચઢાઇ કરી. ઇ. સ. ૧૨૦૨ માં નદીયાના રાજા લક્ષ્મણસેનને હરાવીને તેણે બંગાલામાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યું.[૬]

ઇ. સ. ૧૨૯૯માં અલ્લાઉદ્દીન ખીલજીએ ગુજરાત પ્રાંત જીતી લીધો.[૭] તેના સરદાર મલેકકાફુર ઇ. સ. ૧૩૦૬ થી ૧૩૧૨ સુધીમાં આખા દક્ષિણમાં ફરી વળીને મહારાષ્ટ્રનું મુખ્ય યાદવ રાજ્ય સ્વાધીન કર્યું.[૮]

---

૬ સરદેસાઇકૃત મુસલમાની રિયાસતનું ગુજરાતી ભાષાન્તર, ભાગ ૧ પૂર્વાર્ધ, પૃ. ૧૦૨.

૭ ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત રાજપૂતાનેકા ઇતિહાસ ભાગ ૧ પૃ. ૨૨૪

૮ સરદેસાઇકૃત મુસલમાની રિયાસત ગુજરાતી ભાષાંતર ભાગ ૧ પૂર્વાર્ધ, પૃ ૧૩૮–૧૪૩.

ઇ. સ ૧૩૨૬ થી ૧૩૫૧ સુધીમાં દિલ્હીના બાદશાહીના સિંહાસન ઉપર મહંમદ તઘલખ બીરાજતો હતો. તેના સમયમાં કાશ્મીરના રાજા આનંદદેવને તેના દીવાન શાહમીરે હરાવીને કાશ્મીરમાં સ્વતંત્ર મુસલમાની રાજ્યની સ્થાપના કરી (ઇ. સ. ૧૩૨૬).[૯] ઇ. સ. ૧૩૪૪ માં મહંમદતઘલખે માલવા પ્રાંત જીતી લઇ તાબે કર્યો.[૧૦]

એ રીતે મહંમદ તઘલખના સમય સુધીમાં દિલ્હીની બાદશાહીની આણ આખા હિંદુસ્થાન ઉપર ફેલાઇ ગઇ. પરંતુ તે સમયે હિંદુસ્થાન જેવો વિસ્તીર્ણ દેશ એકરાજછત્ર નીચે રહે, તે અશકય હતું. મહંમદ તઘલખના મહારાષ્ટ્રના સુબા હુસેન ગંગુએ બાદશાહી સામે બંડ ઉઠાવીને ઇ. સ. ૧૩૪૭ માં ત્યાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું અને બ્રાહ્મણી વંશની સ્થાપના કરી. ઇ. સ. ૧૩૮૭ માં માલવાના સુબાએ અને ઇ. સ. ૧૩૯૬ માં ગુજરાતના સુબાએ તેમજ ઇ. સ. ૧૩૯૮ માં ખાનદેશના સુબાએ બળવાઓ કરી કરી, તે તે પ્રાંતોમાં તે તે સુબાઓ સ્વતંત્ર રાજ્યો ચલાવવા લાગ્યા.[૧૧]

ઇ. સ. ૧૩૪૭ માં દક્ષિણમાં બ્રાહ્મણીવંશની સત્તા જેમ જેમ નિર્બલ થતી ગઇ, તેમ તેમ બેદર, વરાડ, અહમદનગર, વિજાપુર અને ગોવલકુંડાના સુબાઓ પોત પોતાના પ્રાંતોમાં સ્વતંત્ર અધિકાર ચલાવવા લાગ્યા અને તેઓએ બ્રાહ્મણીવંશના રાજયનો નાશ કર્યો.[૧૨]

---

૯ તેજ, પૃ. ૩૩૪

૧૦ ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત રાજપુતાનેકા ઇતિહાસ, ભાગ ૧ પૃ. ૨૮૫

૧૧ સરદેસાઇકૃત મુસલમાની રિયાસતનું ગુજરાતી ભાષાંતર, ભાગ ૬ પૂર્વાર્ધ, પૃ. ૨૩૦, ૩૪૦, ૨૧૪, ૩૪૪.

૧૨ તેજ, પૃ. ૨૫૪, ૨૭૩, ૨૯૪.

તે સમયાંતરમાં એટલે ઇ. સ. ૧૩૩૬ થી ૧૫૬૫ સુધીમાં છેક દક્ષિણમાં વિજયનગરનું અતિ બલવાન હિંદુ રાજ્ય સ્થપાયું અને ઉન્નતિને શિખરે પોહોચ્યું. પરંતુ ઇ. સ. ૧૫૬૫ માં દક્ષિણના સઘળાં મુસલમાની રાજ્યો એકઠાં થયાં, અને તાલિકોટના સંગ્રામમાં તેના છેલ્લા રાજાને હરાવીને તે રાજ્યનો પણ અત્યંત ક્રૂરતાથી ઉચ્છેદ કર્યો. [૧૩]

ઇ. સ. ૧૩૫૧ માં મહમદતઘલખ મરણ પામ્યો, ત્યાર પછી આખી બાદશાહીની અતિ દુર્વ્યવસ્થા થઈ ગઇ. ઇ. સ. ૧૩૭૦ માં ખાનદેશનો, ઇ. સ. ૧૩૮૭ માં માલવાનો અને ઇ. સ. ૧૩૯૪ માં જોનપુરનો–એરીતે ત્રણ પ્રાંતોના ત્રણ સુબાઓ સ્વતંત્ર થઇ ગયા.[૧૪] તેજ અરસામાં એટલે ઇ સ. ૧૩૯૮ માં તૈમુરે હિંદુસ્થાન ઉપર ચઢાઇ કરીને દિલ્હીસુધીનો સઘળો પ્રદેશ ઉજ્જડ કરી નાખ્યો. તે વખતે દિલ્હીની ગાદીએ તઘલખવંશનો ત્રીજો મહમદ હતો. ઇ. સ. ૧૪૧૧ માં તે મૃત્યુ પામ્યો, ત્યારથી ઇ. સ. ૧૪૫૦ સુધી સૈયદવંશના અને ત્યારથી ઇ. સ. ૧૫૨૬ સુધી લોદીવંશના સુલતાનોના તાબામાં દિલ્હીની બાદશાહી હતી.

લોદીવંશના સિકંદરે સ્વતંત્ર થઇ ગયેલા પ્રાંતો જીતી લેવાનો ઉદ્યમ કર્યો હતો. પરંતુ ઇ. સ. ૧૪૯૩ માં તે માત્ર જોનપુરનો પ્રાંત કબજે કરી શક્યો હતો, લોદીવંશના છેલ્લા સુલતાન ઇબ્રાહીમના સમયમાં મુગલવંશી બાબરે હિંદુસ્થાન ઉપર ચઢાઇ કરી. તેણે ઇ. સ. ૧૫૨૪ માં સિંધનું અને ઇ. સ. ૧૫૨૫ માં મુલતાનનું રાજ્ય જીતી લીધું. ત્યાર પછી ઇ. સ. ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમ લોદીને હરાવીને તેણે મોગલ બાદશાહીની સ્થાપના કરી.

---

૧૩ તેજ, પૃ. ૩૦૬–૩૩૩.

૧૪ મુસલમાની રિયાસતનું ગુજરાતી ભાષાંતર. ભાગ ૧ પૂર્વાર્ધ –૩૫૧

મધ્યહિંદુસ્થાન અને દક્ષિણનાં મુસલમાની રાજ્યો પણ અન્યોન્ય વિગ્રહો કરી નિર્બલ થવા લાગ્યાં. મુગલબાદશાહો તેનો લાભ લેવાને ચૂક્યા ન હતા. ઇ. સ. ૧૫૨૬ માં ગુજરાતના સુલતાને માળવાના સુલતાનને તેનું રાજ્ય ખાલસે કર્યું.

ઇ. સ. ૧૫૨૯ માં બાબરે બંગાલ અને બિહારનાં રાજ્યો જીતી લઇ ખાલસે કર્યાં. ત્યાર પછી ઇ. સ. ૧૫૭૨ માં અકબર બાદશાહે ગુજરાત પ્રાંત જીતી લીધો અને ગુજરાત તેમજ માલવા પ્રાંતો મહારાજ્યમાં ભેળવી દીધાં. તેજ વર્ષમાં અહમદનગરનો સુલતાન વરાડનું રાજ્ય સ્વાહા કરી ગયો. અકબરે ત્યાર પછી ઇ. સ. ૧૫૮૬ માં કાશ્મીરનું અને ઇ. સ. ૧૫૯૯ માં ખાન્દેશનું રાજ્ય પણ કબજે કર્યું. એ રીતે આખો ઉત્તર, મધ્ય અને દક્ષિણનો ખાનદેશ સુધીનો ભાગ એકરાજ છત્ર નીચે આવી ગયો.

દક્ષિણનો બાકીનો ભાગ જીતી લેવા શાહજહાંએ ઉદ્યમ કરવા માંડ્યો. ઇ. સ. ૧૬૨૩ માં તેણે અહમદનગર ઉપર હુમલો કર્યો. પ્રતાપી શિવાજી મહારાજનો પિતા શાહજી ભોંસલે અહમદનગરનો સેનાધિપતિ હતો; તેણે ચૌદ વર્ષ સુધી બાદશાહી લશ્કર સામે ટક્કર ઝીલી; અંતે તે હાર્યો અને ઇ. સ. ૧૬૩૭ માં શાહજહાંએ અહમદનગર અને વરાડનાં રાજ્યો ખાલસે કર્યાં.[૧૫]

હજુ દક્ષિણમાં વિજાપુર, બેદર અને ગોવલકોંડાનાં રાજ્યો જીવતાં રહ્યાં હતાં. તે રાજ્યોએ અહમદનગરનો નાશ કરવામાં શાહજહાંને મદદ કરી હતી. અહમદનગર ખાલસે થયા પછી હવે તેઓનો વારો આવ્યો.

અહમદનગર પડયા પછી શાહજી ભોંસલે વિજાપુરના સુલતાનને આશ્રયે જઇને રહ્યો. અહમદનગરના સેનાપતિ તરીકે તેણે પુના અને

---

૧૫ તેજ, પૃ ૨૬૯–૨૭૩.

સુપાની જાગીરો મેળવી હતી. શાહજહાંએ તે જાગીરો તેના તાબામાં રહેવા દીધી. વિજાપુરના દરબારમાં શાહજીનું વજન વધતું જતું હતું.

તેજ સમયાન્તરમાં ઇ. સ. ૧૬૨૭ માં શિવાજીનો જન્મ થયો. પુનામાં શાહજીના કાર્યભારી દાદાજી કોંડે તેને શિક્ષણ આપતો હતો. મુસલમાની રાજ્યોની અવ્યવસ્થાનો અને દેશમાં ફરી દેશાભિમાન અને ધર્માભિમાનનો જુસ્સો વધતો જતો હતો, તેનો લાભ લઇ શિવાજીએ મહારાષ્ટ્રમાં એક બળવાન્ હિંદુ રાજ્યની સ્થાપના કરવાની પ્રવૃત્તિ કરવા માંડી.

ઇ. સ. ૧૬૩૬ માં શાહજહાંએ પોતાના પુત્ર ઔરંગજેબને દક્ષિણનો સરસુબો બનાવી મોકલ્યો. ઇ. સ. ૧૬૪૪ માં તેને પાછો બોલાવી લીધો. ઔરંગજેબની ગેરહાજરીમાં શિવાજીએ વિજાપુરનો પ્રદેશ તાબે કરવા માંડયો. ઇ. સ. ૧૫૬૫ માં વિજયનગરનું સ્વતંત્ર હિંદુ રાજ્ય નાશ પામ્યું, ત્યાર પછી બરાબર ૮૧ વર્ષે એટલે ઇ. સ. ૧૬૪૬ માં શિવાજીએ વિજાપુરના રાયગઢ અને તોરણાના કિલ્લાઓ જીતી લઇ ફરીથી હિંદુ રાજ્યનો પાયો નાંખ્યો.

શાહજહાંને ચાર પુત્રો હતા, તે પૈકી દારાશિકોહ જ્યેષ્ઠ હતો અને તેના ઉપર શાહજહાંનો પ્રેમ અધિક હતો. ઔરંગઝેબ સૌથી કનિષ્ઠ હતો છતાં તે દારાની સામે ખટપટ કર્યા કરતો હતો. તે કારણથી ઇ. સ. ૧૬૫૨ માં શાહજહાંએ ઔરંગજેબને ફરી દક્ષિણનો સરસુબો બનાવી મોકલી દીધો. દક્ષિણમાં એક તરફ શિવાજીનું બલ વધતું જતું હતું, બીજી તરફ વિજાપુર અને ગોવલકોંડાના બે સ્વતંત્ર મુસલમાની રાજ્યો જીતવાનું કામ બાકી હતું. તે કારણથી ઔરંગજેબે શિવાજી સાથે સંધિ કરી તેની અને તેના મરાઠા સરદારોના સાહાય્યથી બન્ને રાજ્યો સાથે વિગ્રહો કર્યા; પરંતુ તેમાં તેનું કંઇ ફાવ્યું નહિ, માત્ર ઇ. સ. ૧૬૫૬ મ

બેદરનું રાજ્ય તે લઇ શક્યો. ઇ. સ. ૧૬૫૭ માં શાહજહાંનના મૃત્યુના સમાચાર સાંભળતાંજ તે દિલ્હી તરફ ઉપડી ગયો.

ગાદી મેળવવાને માટે ઉપસ્થિત કરેલ વિગ્રહને લીધે અને ત્યાર પછી દિલ્હીની આસપાસના પ્રદેશોમાં અશાંતિ દૂર કરી સુવ્યવસ્થા કરવામાં ઔરંગજેબને દિલ્હીમાં રોકાવું પડ્યું હતું. શિવાજીએ તે પરિસ્થિતિનો પૂરેપૂરો લાભ લીધો. ઇ. સ. ૧૬૬૪ થી ઇ. સ. ૧૬૭૫ સુધીમાં તેણે ખાનદેશને માર્ગે થઇને ગુજરાતમાં સુરત અને તેની આસપાસના પ્રદેશ ઉપર પાંચ છ વાર લુટો ચલાવી અને ઔરંગજેબની પ્રતિષ્ઠા છિન્નભિન્ન કરી નાંખી. ઇ. સ. ૧૬૮૦ માં શિવાજીનો સ્વર્ગવાસ થયો. તેના પુત્ર શંભાજીએ પણ પોતાના પિતાની રાજનીતિ ચાલુ રાખી. ઇ. સ. ૧૬૮૩ માં મરાઠાઓનો સમૂલ વિનાશ કરવાના ઉદ્દેશથી ઔરંગજેબ પ્રચંડ લશ્કર લઇને દક્ષિણમાં દોડી આવ્યો. છતાં ઇ. સ. ૧૬૮૫ માં શંભાજીએ ગુજરાતમાં પ્રવેશ કરીને ભરૂચ શહેર લુંટી લીધું. છેવટે ઇ. સ. ૧૬૮૯ માં શંભાજી કેદ પકડાયો અને ઔરંગજેબે તેને ક્રૂરતાથી મારી નંખાવ્યો. શંભાજી પછી તેના ઓરમાન ભાઇ રાજારામના સમયમાં ઔરંગજેબે મરાઠાઓને બહુ ત્રાસ પમાડયો. રાજારામ ઇ. સ. ૧૭૦૦ માં મરણ પામ્યો. તેની પાછળ તેનો પુત્ર નાનો શિવાજી ગાદીએ બેઠો, તેના સમયમાં ઔરંગજેબે મરાઠાઓના ઘણા કિલ્લાઓ જીતી લીધા અને મહારાષ્ટ્રનો મોટો ભાગ ઉજ્જડ કરી નાંખ્યો. તેમ છતાં મરાઠાઓનો જુસ્સો નરમ પડયો નહોતો. ઔરંગજેબની હયાતીમાંજ અને તેની દૃષ્ટિ પાસે જ ગુજરાત અને માલવામાં વારંવાર દાખલ થઇ તેઓએ લુંટો ચલાવવા માંડી. ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગજેબ દક્ષિણમાંજ મૃત્યુ પામ્યો, ત્યારથી મરાઠાઓનું બલ દિનપરદિન વૃદ્ધિ પામતું ગયું. મરાઠા સરદારો અને બ્રાહ્મણ મુત્સદીઓએ અંદર અંદર કલહો કર્યા ન હોત તો આખા હિંદુસ્થાન ઉપર ફરીથી હિંદુ સામ્રાજ્યની

સ્થાપના થઇ શકી હોત. છતાં પ્રથમ બાજીરાવ પેશવાએ ગુજરાત, બુંદેલખંડ અને માલવામાંથી મુગલ બાદશાહીનો નાશ કરીને તે પ્રદેશો મહારાષ્ટ્રના રાજછત્ર નીચે મૂકી દીધા. છેવટે, મરાઠાઓ એક વખતે દિલ્હીના મયુરાસનને ડોલાવી નાંખવા ભાગ્યશાલી થયા હતા. પરંતુ, આંતર કલહને લીધે તેઓનો ઉદય ચિરસ્થાયી થઇ શકયો નહિ.

---

# પ્રકરણ ૧૫ મું.

## પુનઃ માલવાની સુબેદારી

( તા. ૧૨–૬–૧૭૨૫ થી તા. ૮–૧૨–૧૭૨૮ સુધી )
રાજા ગિરિધર બહાદુરનું સારંગપુરના યુદ્ધમાં
સ્વાત્માર્પણ, તા. ૮–૧૨–૧૭૨૮

નિઝામ-ઉલ-મુલ્ક વગર પરવાનગીએ દક્ષિણમાં ચાલ્યો ગયો, તેવા સમાચાર સાંભળતાંજ બાદશાહી મંડલમાં બહુ ખળભળાટ થઇ ગયો. નિઝામ-ઉલ-મુલક દિલ્હીમાં પોતાની વતી પોતાના જ્યેષ્ટ પુત્ર ગાઝીઉદ્દીનને પોતાના પ્રતિનિધિ તરીકે મૂકતો ગયો હતો. મહમદશાહ બાદશાહે મંત્રી-મંડલ સાથે મંત્રણા કરીને નિઝામ-ઉલ-મુલ્કને વઝીરની જગ્યાએથી અને તેના પુત્ર ગાઝીઉદ્દીનને તેના પ્રતિનિધિની જગ્યાએથી રદ કર્યા, પરંતુ મહમદઅમીનખાનના પુત્ર અને નિઝામના ભત્રીજા કમરૂદ્દીનખાનને વઝીર બનાવ્યો. ( તા. ૨૨–૭–૧૭૨૪ ). દક્ષિણમાં હૈદ્રાબાદનો સુબો મુબારીઝખાન હતો. તેની દક્ષિણના સરસુબા તરીકે નિમણુંક કરીને, તેને નિઝામની સામે થવાનો હુકમ લખી મોકલ્યો. તેજ મુજબ બીજા ફોજદારો, સુબાઓ અધિકારીઓ તેમજ

શાહુરાજાને પણ તેને મદદ આપવાનાં ફરમાન પત્રો મોકલાવી દીધાં. તે સાથે માલવાના સુબેદાર આઝીમઉલ્લાહખાન, જે નિઝામનો ભત્રીજો થતો હતો, તેને તે જગ્યાએથી રદ કરીને રાજા ગિરિધરબહાદુરની તેની જગ્યાએ નિમણુંક કરી; તેમજ ગુજરાતની સુબેદારી નિઝામે પોતાના કાકા હમીદખાનને આપી હતી. તેને તે જગ્યાએથી રદ કર્યો, અને તેની જગ્યાએ કાબુલના સુબેદાર સરબુલંદખાનને નીમવામાં આવ્યો. (તા. ૧૨-૬-૧૭૨૫).

બાદશાહે શાહુરાજાને નિઝામ-ઉલ-મુલ્કની સામે થવા હુકુમ લખ્યો હતો અને તે હુકુમ પ્રમાણે વર્તવાને સંધિની શરત મુજબ શાહુરાજા બંધાયો હતો, તેમજ નિઝામ-ઉલ-મુલ્ક મરાઠાના રાજ્યનો મોટો બલવાન્ શત્રુ છે એમ જાણ્યા છતાં બાજીરાવે નિઝામને મદદ કરી, અને સાત આઠ હજાર સ્વારો સાથે તે નિઝામના લશ્કર સાથે જોડાયો.[1]

વરાડ પ્રાંતમાં હૈદ્રાબાદથી ૧૮૦ માઇલ દૂર સાખરખેડા નામનું ગામ આવેલું છે. તે ગામની નજીક બન્ને મુગલ સરદારોનાં લશ્કરોનો ભેટો થયો, બન્ને પક્ષો વચ્ચે ઘોર સંહારક યુદ્ધ થયું, તેમાં મુબારીઝખાન અને તેના બે પુત્રો મરાયા અને નિઝામનો સંપૂર્ણ વિજય થયો. (તા. ૧૧-૧૦-૧૭૨૪). નિઝામે ઔરંગાબાદથી દક્ષિણની રાજધાની ફેરવી હૈદ્રાબાદમાં કરી, અને ત્યાં સ્વતંત્ર સત્તા જમાવી. (તા. ૧૪-૧-૧૭૨૫).

બાદશાહે ગુજરાતના સુબેદાર હમીદખાનને રદ કરી, તેની જગ્યાએ સરબુલંદખાનને નીમ્યો હતો. સરબુલંદખાનને કાબુલમાં રોકવાની જરૂર પડવાથી, તેણે પોતાની વતી સુજાતખાનને નાયબ નીમ્યો, અને તેના ભાઇ રૂસ્તમઅલીખાનને સુરતના ફોજદારની જગ્યા આપી. તેના બીજા

---

૧ અર્વિનકૃત 'લેટર મુગલો, પુ. ૨, પૃ. ૧૪૬ તથા સર દેસાઇ કૃત મરાઠી રિયાસત. મધ્યમ વિભાગ, પૃ. ૧૮૯

બાદ ઇબ્રાહીમખાનને અમદાવાદની ફોજદારની જગ્યાએ કાયમ કર્યો. હમીદખાનને જ્યારે આ ફેરફારના ખબરો પોહોંચાડવામાં આવ્યા, ત્યારે તેણે સુજાતખાનની સામે થવાનો નિશ્ચય કર્યો. પરંતુ તેમાં તેનું કંઇ ફાવ્યું નહિ અને માલવામાં પોતાના ભત્રીજા આઝીમ–ઉલ્લાહખાનને મળવાની આશાથી અમદાવાદથી પલાયન કરી ગયો.

પરંતુ નિઝામ–ઉલ–મુલ્કે હવે પોતાની બાજી ખુલ્લી રીતે રમવા માંડી. બાજીરાવ પેશવાને તો તેણે પોતાના પક્ષમાં લીધો હતો. શાહુરાજાએ કંઠાજી કદમબાંદેને ઉત્તર ગુજરાતમાંથી ચોથ ઉઘરાવવાનો હક આપ્યો હતો. તે કંઠાજીને પણ નિઝામે પોતાના પક્ષમાં લીધો, અને હમીદખાનને અમદાવાદની સુબેદારી પાછી લેવામાં મદદ કરવાની શરતે ઉત્તરગુજરાતમાંથી ચોથ વસુલ કરવાનો તેનો હક કાયમ રાખ્યો. હમીદખાનને આ યોજનાના સમાચાર મલતાંજ, તે પાછો ફર્યો. કપડવંજ ગામ પાસે કંઠાજીકદમ તેના મરાઠા લશ્કરસાથે આવી મળ્યો. સુજાતખાન પ્રગણામાં મેહેસુલ ઉઘરાવતો હતો, તેને આ ખબર મળતાં, તેઓની ખબર લેવા દોડી આવ્યો. અમદાવાદથી ૭ માઇલ દૂર મોટામેદ્રા ગામ પાસે તેઓ વચ્ચે લડાઇ થઇ. તે લડાઇમાં સુજાતખાન મરાયો અને તેના બે પુત્રો કેદ પકડાયા. તુરત હમીદખાને અમદાવાદનો કબજો લીધો. ( તા. ૨૦–૧૨–૧૭૨૪ ).

આ સમાચાર રૂસ્તમઅલીખાને સાંભળતાંજ, તેણે બાદશાહના હુકુમ મુજબ શાહુરાજાતરફથી દક્ષિણગુજરાતમાં ચોથ ઉઘરાવવાની સનદ મેળવનારા સેનાપતિ ખંડેરાવ દાભાડેના પ્રતિનિધિ પીલાજી ગાયકવાડ સાથે સંધિ કરી. બન્નેનાં સંયુકત સૈન્યોએ અમદાવાદથી ૮૦ માઇલ દૂર આડાસ ગામ પાસે છાવણી નાંખી. તેટલામાં હમીદખાન પણ કંઠાજી સાથે આવી પોહોંચ્યો. રૂસ્તમઅલીખાન અને પીલાજીની સંયુક્ત સેનાઓને પોહોંચી વળવામાં તેનું સામર્થ્ય નહતું. તેણે ગુપ્તરીતે પીલાજીને

પોતાના તંબુમાં બોલાવ્યો, અને નિઝામ-ઉલ-મુલ્કનો પત્ર બતાવીને તેને પોતાના પક્ષમાં લીધો. બીજે દિવસે બન્ને પક્ષો વચ્ચે ખુનખાર લડાઇ થઇ; બન્ને પક્ષોના મરાઠા સરદારો તટસ્થ રહ્યા; છતાં રૂસ્તમઅલીખાને હમીદખાનના લશ્કરનો કચ્ચરઘાણ કાઢી નાંખ્યો, જેથી હમીદખાનને રણક્ષેત્રમાંથી પોબારા ગણી જવાની ફરજ પડી. તે દરમ્યાન મરાઠા સરદારો સુસ્થ થઇને બેશી રહ્યા નહતા. આવો લાગ તેઓને મળવાની આશા નહતી. કંઠાજીએ પોતાના પક્ષકાર હમીદખાનની અને પીલાજીએ પોતાના પક્ષકાર રૂસ્તમઅલીખાનની છાવણી લુંટાય તેટલી લુંટી લીધી; જે વસ્તુઓ લઇ જઇ શકાય તેવી નહતી, તેનો નાશ કરી નાંખ્યો. લડાઇ બંધ થયા પછી બન્ને મુસલમાનસરદારોના ક્રોધનો પાર રહ્યો નહિ. પરંતુ આ પ્રસંગે તેઓ મરાઠાઓને શિક્ષા કરવાને કેવળ અશક્ત હતા. તેઓના દગાખોર વર્તન માટે તેઓએ સખ્તમાં સખ્ત શબ્દોથી પોતાનાં હૃદયો ખાલી કર્યાં. નિષ્ઠુર મરાઠા સરદારોએ તેટલીજ નિષ્ઠુરતાથી ગમે તેવાં બ્હાનાં કાઢી, પોતાનો બચાવ કર્યો (૮-૨-૧૭૨૫)

ઉભય મુસલમાન સરદારોની આવી દુર્દશા થયાનું સાંભલતા જ દક્ષિણમાંથી ઉદાજીપવાર અને દામલજી સોમવંશીની સરદારી નીચે હજારો મરાઠાઓ ગુજરાતમાં ઉતરી પડયા. તેઓએ પ્રથમ રૂસ્તમઅલીખાનના લશ્કરને હેરાન કરવા માંડયું. છેવટે હમીદખાને કંઠાજીની મદદથી અમદાવાદથી પચીશ માઇલ દૂર બાસુગામ પાસે રૂસ્તમઅલીખાન સાથે લડાઇ કરી. તે લડાઇમાં રૂસ્તમઅલીખાન મરાયો, અને હમીદખાન તેમજ મરાઠાઓએ ફરીથી અમદાવાદનો કબજો લીધો. ( તા. ૨૧-૧૨-૧૭૨૫ ).

આ વિજયથી પ્રફુલ્લિત થઇને હમીદખાને કંઠાજી કદમને ઉત્તર ગુજરાતમાંથી અને પીલાજી ગાયકવાડને દક્ષિણ ગુજરાતમાંથી ચોથ ઉઘરાવવાની પરવાનગી આપી. તે પોતે મેહેસુલ ઉઘરાવવાને પ્રગણામાં

ફરવા લાગ્યો. ત્રણે સરદારોનાં લશ્કરોએ આખા ગુજરાતમાં ફરી વળી પ્રજાને પાયમાલ કરી નાંખી. છતાં કંઠાજીથી પીલાજીની ભાગીદારી સહન થઇ શકી નહિ. ખંભાતપાસે તેઓ બંને વચ્ચે લડાઇ થઇ, તેમાં પીલાજીનો પરાભવ થયો. હમીદખાન વચ્ચે પડયો અને બન્ને સરદારોની પ્રદેશ મર્યાદા નક્કી કરીને બન્ને વચ્ચે સલાહ કરાવી ( ફેબ્રુઆરી ઇ. સ. ૧૭૨૫ ).

રૂસ્તમઅલીખાનની આવી દુર્દશા થયાના સમાચાર સાંભળીને બાદશાહે સરબુલંદખાનને એકદમ ગુજરાતમાં જઇને પોતાનું કામ સંભાળી લેવાનો હુકમ કર્યો. તા. ૧૩–૪–૧૭૨૫ ને રોજ તેણે મોટું લશ્કર અને પુષ્કળ સામગ્રી લઇને દિલ્હી છોડયું. હમીદખાનને મરાઠાઓની સાહાય્ય હતી, છતાં સરબુલંદખાનને પોહોચી વળવાની તેમનામાં શક્તિ ન હતી. તે અમદાવાદ છોડી મેમદાવાદ ગયો, ત્યાં કંઠાજી કદમ મરાઠાઓની સેના લઇને આવી પોહોચ્યો. બન્ને સરદારોએ એકઠા થઇ ફરીથી અમદાવાદમાં પ્રવેશ કર્યો. તેટલામાં સરબુલંદખાન બીજાપુરને માર્ગે થઇને અમદાવાદ નજીક આવી પોહોંચ્યો. હમીદખાન અને કંઠાજી અમદાવાદ છોડી દક્ષિણમાં નાશી ગયા, અને હમીદખાન હૈદરાબાદ જઇ પોતાના ભત્રીજા નિજામ–ઉલ–મુલ્કને આશ્રયે જઇને રહ્યો. શત્રુઓથી નિષ્કંટક થવાથી સરબુલંદખાને અમદાવાદમાં વિજયી સુબેદાર તરીકે પ્રવેશ કર્યો. ( તા. ૨૭–૧૨–૧૭૨૫ ).

નિજામ–ઉલ–મુલ્કની ગમે તેટલી ખટપટ છતાં હમીદખાનને ગુજરાતનો સુબો કાયમ રાખવામાં કંઠાજી તેમજ પીલાજી જેવા મરાઠા સરદારો ફાવી શક્યા નહિ. છતાં પ્રતિવર્ષ વર્ષાદની ઋતુઓનો અંત આવતાં મરાઠાઓનાં ટોળેટોળાં ગુજરાત તથા માલવામાં લુંટફાટ કરવાને ઉતરી આવતાં હતાં. તે પ્રદેશોનો જેટલો વિનાશ થાય તેટલો કરીને, વર્ષારંભે તેઓ પાછા દક્ષિણમાં ચાલ્યા જતા હતા. શાહુરાજાએ

ગુજરાતમાંથી ચોથ ઉઘરાવવાનો હક કંઠાજી કદમને અને ખંડેરાવ દાભાડેને આપ્યો હતો. ખંડેરાવ દાભાડેની વતી પીલાજી ગાયકવાડ ગુજરાતમાં જતો હતો. તેજ પ્રમાણે માલવામાંથી ચોથ ઉઘરાવાનો હક ઉદાજી પવાર અને બાજીરાવ પેશવાની વતી તેના ભાઇ ચિમનાજીપંડીતને મળ્યો હતો. છતાં હમીદખાનના બલવાની અંધાધુંધીનો લાભ લઇને અંતાજી ભાસ્કર નામના એક દક્ષણી બ્રાહ્મણનું ટોળું માલવામાંથી ઇડરના માર્ગે થઇને વડનગર પાસે આવી પોહોચ્યું. ખાફીખાન જેવો પ્રખર ઇતિહાસકાર કહે છે કે– " વડનગર તે સમયે બહુ સમૃદ્ધશાલી નગર હતું. તેમાં મોટો ભાગ નાગર જ્ઞાતિના વ્યાપારીઓનો હતો. ત્યાં તેઓ લાખો રૂપૈયાના વ્યાપાર કરતા હતા. તે સમયે હિંદુસ્થાનનાં બીજાં ધનાઢ્ય સ્થલો કરતાં વડનગરનો પ્રદેશ વધારે ધનાઢ્ય હતો. સોનું નગદી વગેરે દ્રવ્યથી તેમજ દરેક જાતની કુદરતી પેદાશથી તે પ્રદેશ ઉભરાઇ ગયો હતો. પરંતુ વસ્તીનું રક્ષણ કરવા માટે બહુ પુકાર હોવા છતાં, અમદાવાદના સુબેદારો તેને મદદ કરી શક્યા નહિ. તેજ કારણથી આખો પ્રદેશ મરાઠાઓએ લુંટી ઉજ્જડ કરી નાખ્યો. " [૨]

આ ઉપરથી જણાય છે કે– ઇસ્વીસનના અઢારમા સૈકામાં વડનગરના નાગરો માત્ર જમીનદારો અથવા રાજસેવકો ન હતા, પણ મોટે ભાગે

---

૨ Bir-nagar was a flourishing town full of merchants of the famous Na'gar class, who carried on there a flourishing trade amounting to lacs of rupees. That district, beyond all the flourishing places of Hindustan, abounded in every sort of wealth, gold, cash and every production of nature, but it was ransacked by the enemy because the Subedars were unable to answer the cries of the inhabitants for protection. Khaphikhan, Vol. II, p. 965, quoted in The History of India by Sir H. Elliot, Vol. VII, p. 529.

કુશલ વ્યાપારી હતા. આજના નાગરોની જેમ તેઓ વ્યાપારમાં નિષ્ફલ જતા નહતા. તેઓની સમૃદ્ધિથી લલચાઇને વખ્તો વખ્ત મુસલમાન તેમજ હિંદુ સરદારો ને રાજાઓએ ત્યાં લુંટો ચલાવી હતી, નાગર વ્યાપારીઓએ સરબુલંદખાનનાં કાનફોડી નાંખે તેટલો પુકાર કરી મોકલ્યો, છતાં તેણે એક પણ સીપાઇને મદદે મોકલ્યો નહિ. પરિણામે નાગરોએ નિરૂપાય થઇને અંતાજીને ચાર લાખ રૂપીયા આપી વિદાય કરી દીધો. ( ઇ. સ. ૧૭૨૫ ) એ રીતે તેઓએ લુંટારાઓની એક ટોળીથી તો પોતાનું રક્ષણ કર્યું. પરંતુ ગુજરાતમાં તે સમયે મરાઠાઓનાં અનેક ટોળાં લુંટો કરવાને ફર્યા કરતાં હતાં. અંતાજી ભાસ્કરને વડનગરે ચાર લાખ રૂપીયા આપ્યાના ખબર સાંભળીને કંઠાજીકદમ અને પીલાજીગાયકવાડનાં હૃદયો હાથ રહ્યાં નહિ. કંઠાજી ગોધરે થઇને ઇડર આવ્યો અને પીલાજી વડોદરા અને ખંભાત લુંટી સુરત ગયો. ઇડરથી વડનગર આવીને કંઠાજીએ તેની ફરતો ઘેરો ઘાલ્યો. હજુતો અંતાજીના ત્રાસથી મુકત થયાને લાંબો વખ્ત વીત્યો નહતો, તેટલામાં આ નવા લુંટારાઓ ઉભરાઇ આવ્યા. સરબુલંદખાન તરફથી મદદ મળવાની લેશમાત્ર આશા હતીજ નહિ. તેથી નાગરો પોતાનાં કુટુંબોને લઇ રાતોરાત વડનગરમાંથી સટકી ગયા. બીજે દિવસે કંઠાજીએ નગરમાં પ્રવેશ કર્યો. તેણે બની શકે અને મળી શકી તેટલી સંપત્તિ લુંટી લીધી, અને છેવટે આખા નગરને આગ લગાડી બાળી નાંખ્યું. ( ઇ. સ. ૧૭૨૬ ) નિ:સહાયનાગરો નાશીને રજપુતાનાનાં રાજ્યોમાં તેમજ છેક મથુરાં અને કાશી સુધી જઇને રહ્યા[૩] ફરી કોઇપણ નાગરની વડનગરમાં પાછા આવવાની હિમ્મત ચાલીજ નહિ. આજ પણ ત્યાં માત્ર એકજ વડનગરા નાગરનું ઘર છે.

---

૩ અરવિંનકૃત " ઉત્તરમુગલો " પુ. ૨. પૃ. ૧૯૧–૧૯૨ તથા પંડિત ગંગાધર શંકર પંચોલીકૃત નાગરોત્પત્તિ, પૃ. ૬૪

ગુજરાતની જેમ માલવામાં પણ મરાઠાઓએ ઔરંગજેબની હયાતી-માંજ પ્રવેશ કર્યો હતો. ગુજરાત અને દક્ષિણની સરહદ વચ્ચે જેમ સાતપુડા પર્વત અને તાપી નદી આવેલ છે, તેમ માલવા અને દક્ષિણ વચ્ચે વિંધ્યાચલ પર્વત અને નર્મદા નદી આવેલ છે. નર્મદાનદી ઉતરવાને માટે તાંડા, ભૈરવ. નાલછા વગેરે અનેક ઘાટો આવેલા છે. મરાઠાનાં લશ્કરો વખ્તોવખ્ત તે ઘાટો ઉતરીને માલવામાં પ્રવેશતાં હતાં. ઔરંગજેબ જ્યારે મરાઠાઓને જડમૂલથી ઉખેડી નાંખવાના ઉદ્દેશથી દક્ષિણમાં છાવણી નાંખી પડયો હતો, ત્યારે તેની દૃષ્ટિ પાસે થઇને મરાઠાઓએ ઇ. સ. ૧૬૯૦–૯૪ અને ૯૮ માં છેક માંડુ સુધી જઇ માલવામાં લુંટો કર્યાનું, મધ્યપ્રાંત અને માલવાના ઇતિહાસકાર માલ્કમે નોંધ્યું છે. [૪] સરદેશાઇના લખવા મુજબ માલવામાં પ્રથમ પ્રવેશ ઉદાજી પવારે (પરમારે) કર્યો હતો. [૫] પરંતુ ઔરંગજેબ તેઓને કંઇપણ શિક્ષા કરી શકયો ન હતો. ફરૂખસીયરે મરાઠાઓનો ઉપદ્રવ દૂર કરવાના હેતુથી અંબરાધીશ સવાઇ જયસિંહને માલવાની સુબેદારી આપી હતી. ઇ. સ. ૧૭૧૩ થી ઇ. સ. ૧૭૧૬ સુધી તેઓના અધિકાર દરમ્યાન દાવલજી સોમવંશીની સરદારી નીચે મરાઠાઓનું એક ટોળું ઇ. સ. ૧૭૧૫ માં ઉતરી આવ્યું હતું. [૬] પરંતુ જયસિંહ સવાઇએ દાવલજીને સમજાવીને પાછો કાઢયાનું જણાય છે. તેજ વર્ષમાં ફરૂખસીયર બાદશાહે સૈયદભાઇઓની ખટપટ તોડી નાંખવાના હેતુથી સૈયદહુસેનઅલીખાનને દક્ષિણનો સરસુબો બનાવી દિલ્હીથી દૂર કર્યો. માલવામાં તેના તરફથી કંઇપણ ઉપદ્રવ ન થાય, તે હેતુથી ઇ. સ. ૧૭૧૬ માં જયસિંહસવાઇને ત્યાંથી દૂર કરી નિજામ–ઉલ–મુલ્કના કાકા

---

૪ સરમાલ્કમકૃત મધ્યપ્રાંત અને માલવાનો ઇતિહાસ, પુ. ૧ પૃ. ૫૦–૫૧

૫ સરદેસાઇકૃત મરાઠીરિયાસત, મધ્યમવિભાગ, ( મરાઠી ) પૃ.૩૫૫

૬ અર્વિનકૃત 'ઉત્તરમુગલો' પુ. ૧ પૃ. ૨૯૨ તથા ૩૩૯–૪૦ તેમજ સરદેશાઇ કૃત મરાઠી રિયાસત, મધ્યમ વિભાગ ( મરાઠી પૃ. ૩૫૫ )

મહમદઅમીનખાનને માલવાની સુબેદારી આપવામાં આવી. મહમદઅમીનખાનના સમયમાં મરાઠાઓ માલવામાં આવ્યાનું નોંધાયું નથી. ઇ. સ. ૧૭૧૯ માં ફરૂખસીયરને પદચ્યુત કરવાને માટે સૈયદભાઇઓએ ગુપ્ત ષડયંત્ર રચવા માંડયો, તે સમયે મહમદઅમીનખાન બની શકે તો બાદશાહને મદદ કરવાના ઉદ્દેશથી માલવા છોડી દિલ્હીમાં આવ્યો હતો. તે અરસામાં દક્ષિણમાંથી સૈયદ હુસેન અલીખાન પણ પ્રથમ પેશવા બાલાજી વિશ્વનાથની સરદારી નીચે મરાઠી સેના લઇ દિલ્હીમાં આવી પહોંચ્યો. ફરૂખસીયરને પદચ્યુત કર્યા પછી ઇ. સ. ૧૭૨૦ માં નિજામ-ઉલ-મુલ્કને માલવાનો સુબેદાર બનાવ્યો. સૈયદભાઇઓ સામે બંડ કરવાના હેતુથીજ તે એકદમ માલવા છોડી દક્ષિણનો કબજો લેવા ચાલ્યો ગયો, અને બાદશાહના સુબેદારો અને સરસુબેદાર સાથે લડીને, તેઓના પરાભવો કર્યા, અને તે પોતે પોતાની આપ ખુશીથી દક્ષિણનો સરસુબો થઇ બેઠો. ત્યાર પછી ઇ. સ. ૧૭૨૨ માં મહમદશાહ બાદશાહે તેને વજીર બનાવી દિલ્હી પાછો બોલાવ્યો, ત્યાં સુધી માલવામાં કેવલ અરાજકતા પ્રસરી હતી. ઇ. સ. ૧૭૨૦માં બાલાજી વિશ્વનાથ દિલ્હીમાં હતો ત્યારે તેને અંબરાધીશ સવાઇ જયસિંહ સાથે મૈત્રી થઇ હતી. જયસિંહ સવાઇની સહાનુભૂતિ સ્વાભાવિક રીતિએ ફરૂખસીયર બાદશાહ પ્રતિ હતી; તેથી સૈયદભાઇઓ તેઓની ઉપર તીવ્ર દ્વેષ રાખતા હતા; છતાં જયસિંહ સવાઇ ઉપરથી ચાલતી રાજસત્તાને વફાદાર હોવાનું ડોળ કર્યા કરતો હતો. તે કારણથી તેઓએ બાલાજી વિશ્વનાથને માલવા જીતી લેવાને ઉશ્કેર્યો. પરંતુ બાલાજી દિલ્હીથી આવ્યા પછી તુરત તેનું મૃત્યુ થવાથી, તેના મનોરથોને ગતિમાં મૂકી શકયો નહતો. તેની જગ્યાએ શાહુરાજાએ તેના પુત્ર બાજીરાવ બલ્લાલની નિમણુંક કરી. બાજીરાવ બુદ્ધિશાલી, કાર્યદક્ષ તેમજ સાહસિક યોદ્ધો હતો. બાદશાહીમાં ચાલતા અંધેરનો લાભ લેવાને તે લલચાયો. પ્રથમ તો તેણે જયસિંહ સવાઇના હૃદયની કસોટી કાઢવાને શ્લોકબદ્ધ માર્મિક પત્ર લખી મોકલ્યો હતો,

તેજ કટાક્ષથી જયસિંહ સવાઇએ તેનો પ્રત્યુત્તર પણ પાઠવી દીધો.[૭] પરંતુ ત્યાર પછી તેઓ બન્ને વચ્ચે રાજકીય મૈત્રી બંધાઇ હતી. જયસિંહ સવાઇએ માલવાના જમીનદારો અને જાગીરદારોને ઉશ્કેરીને મરાઠાઓના પક્ષમાં લીધા હતા. તેઓની ગુપ્ત સાહાય્યથી તેમજ નિજામની ઉત્તેજનાથી બાજીરાવ માલવાપ્રાંત હસ્તગત કરવાનો પોતાનો મનોરથ સિદ્ધ કરી શક્યો. ઇ. સ. ૧૭૨૨ માં બાજીરાવે રાણોજીસિંધિયા અને મલ્હારરાવ હોલ્કરને માલવામાંથી ચોથ ઉઘરાવવાને બ્હાને લુંટ કરવાને મોકલ્યા હતા.

માલવાની આવી અરાજકતાનો બંદોબસ્ત કરવાને માટે મહમદશાહ બાદશાહે રાજાગિરિધર બહાદુરને ઇ. સ. ૧૭૨૨ માં તેનો સુબો બનાવી મોકલ્યો હતો. તેઓએ ઇ. સ. ૧૭૨૩ ના આરંભમાં પોતાનું કામ સંભાળી લીધું હતું. ત્યારથી તે તા. ૨૫-૫-૧૭૨૩ ને રોજે નિજામે પોતાના પિત્રાઇભાઇ આઝીમ-ઉલ્લાહખાનને તેઓની જગ્યા આપી, તે

---

૭ સદરહુ પત્રની વિગત પુનામાં પ્રસિદ્ધ થતા ભારત-ઇતિહાસ-સંશોધક મંડલના મરાઠી ત્રૈમાસિક પત્ર ( વર્ષ ૧૧, માર્ચ-જુન ઇ. સ. ૧૯૩૦ ) ના અંકમાં ( પૃ. ૧, ૧૫-૨૧ મે ) પ્રસિદ્ધ થયેલ છે. પત્રમાં લખેલા શ્લોકોનું ઇંગ્રેજી ભાષાન્તર માલ્કમ કૃત મધ્ય પ્રાંત અને માલવાના ઇતિહાસ (પુ ૧, પૃ.-૪૪-૪૫ ) માં પ્રસિદ્ધ થયેલ છે. બાજીરાવે જે પત્ર લખી મોકલ્યો હતો, તેમાં જયસિંહ સવાઇને મહાસાગરની અને પોતાને તે મહાસાગરનું આચમન કરી જનાર અગસ્ત્યઋષિની ઉપમા આપી હતી. તે શ્લોકો નીચે મુજબ છે.

चित्रं गर्जन्त्यमस्ते दिशि दिशि जलदास्त्वं शरण्यो गिरीणां ।
सुत्राम्णत्रासभाजां त्रिदशविटपीनां जन्मभूमिस्त्वमेव ॥
गाम्भीर्यं तच्च तादृक् त्वयि सलिलनिधे किंतु विज्ञाप्य मेतत् ।
सर्वोपायेन मैत्रावरुणि मुनिकृपा दृष्टयः कांक्षणीयाः ॥

સમયાન્તરમાં કોઇ પણ મરાઠાની માલવાની હદમાં પગ મૂકવાની હિમ્મત ચાલી નહતી. આઝીમ–ઉલ્લાહખાનની સુબેદારી તા. ૨૫–૫–૧૭૨૩ થી તા. ૧૨–૬–૧૭૨૫ સુધી ચાલી હતી. તે દરમ્યાન બાજીરાવે પોતે જાતે ઇ. સ. ૧૭૨૩ અને ઇ. સ. ૧૭૨૪ માં માલવામાં આક્રમણો કર્યાં હતાં. છતાં તે આક્રમણોથી મરાઠાઓને કાંઇ કાયમનો લાભ નહતો. તે અરસામાં નિજામ–ઉલ મુલ્ક બાદશાહ સાથે કાયમનો વિરોધ કરી, માલવામાં થઇને દક્ષિણમાં આવ્યો અને તેનો સ્વતંત્ર સ્વામી

---

" હે મહાસાગર ! યદ્યપિ વાદળાંઓ તારૂં જલ પીને પુષ્ટ બનીને સર્વત્ર ગર્જના કરી મૂકે છે, ઇંદ્રે પર્વતોની પાંખો તોડી નાંખવાને જ્યારે વજ્રાઘાતો કર્યા હતા, ત્યારે તે ત્રાસ પામેલા પર્વતોને તેં શરણ આપ્યું હતું, સ્વર્ગના કલ્પવૃક્ષની ઉત્પત્તિ તારામાંથી થઇ છે, એવું તારૂં ગાંભીર્ય છે, એવી તારી શકિત છે, છતાં તારે જાણવું જોઇએ કે–અગસ્ત્યઋષિથી થરથરીને તારે તેની દયા સંપાદન કરવી જોઇએ. "

રાજા જયસિંહ સવાઇએ તેના પ્રત્યુત્તરમાં નીચે મુજબ શ્લોકલખી મોકલ્યો હતો.

क्षन्त्व्या द्विजजातयः परिभवेप्येतद्वचः पालनात् ।
पीतः कुंभसमुद्रवेन जलधिः किं जातमेतावता ॥
मर्यादां यदि लंघयेद् विधिवशाद् यस्मिन्क्षणे वारिधिः ।
त्रैलोक्य सचराचरं ग्रसति चेत् कस्तत्रकुंभोद्भवः

" બ્રાહ્મણો અપમાન કરે તો પણ તેઓને ક્ષમા કરવી. એવી શાસ્ત્રાજ્ઞા હોવાથી, તે આજ્ઞાનું આ પ્રસંગે પાલન કરૂં છું. અલબત્ત, ઘડામાંથી જન્મેલા અગસ્ત્યે મહાસાગરનું કદાચ આચમન કર્યું હતું તેથી શું થઇ ગયું? પરંતુ તું પણ જાણજે કે જ્યારે દૈવવશાત્ મહાસાગર પોતાની મર્યાદા છોડી દેશે ત્યારે પૃથ્વી તો શું પણ ત્રણે લોકને આખાને આખા ગળી જશે; ત્યારે તે પ્રસંગે બીચારા અગસ્ત્યની શી વલે થશે ? "

થઇ પડ્યો. તે સમયે શાહુ રાજા સંધિની રૂઇએ બાદશાહને મદદ આપવાને બંધાયો હતો. છતાં બાદશાહીની નિર્બલતા અને નિજામની બલવત્તા જોઇને બાજીરાવ પેશવાએ સાખરખેડાની લડાઇમાં નિજામને મદદ આપી. નિજામનો તે લડાઇમાં વિજય થયો, અને તેથી પ્રસન્ન થઇ તેણે બાજીરાવ તેમજ શાહુ રાજા સાથે મુલાકાતો લઇ ગુપ્તસંધિ કરી.[૮] તે સંધિને આધારેજ ગુજરાત અને માલવા પ્રાંતો નિજામે મરાઠાઓને માટે ખુલ્લા મૂકયા. અને સંધિને આધારેજ ગુજરાતના સુબા હમીદખાનને બાદશાહ સાથે બંડ ઉઠાવવામાં કંઠાજીકદમબાંડેએ મદદ આપી.

એ રીતે બાજીરાવને રાજાજયસિંહ સવાઇ અને નિજામ–ઉલ મુલ્કની પરોક્ષ સાહાય્ય મળી, અને માલવાના જમીનદારોએ તો ખુલ્લી રીતે મદદ આપી. તેવી પરિસ્થિતિમાં રાજા ગિરિધરબહાદુરને ફરીથી માલવાની સુબેદારી આપવામાં આવી. (તા. ૧૨–૬–૧૭૨૫ ).

ગુજરાતની પૂર્વે માલવા પ્રાંત આવેલો છે. મુગલાઇના સમયમાં વડનગરથી ઇડર, અહમદનગર, કપડવંજ, ગોધરા અને દાહોદ થઇને માલવામાં જવાતું હતું. મરાઠા સરદારો તેજ માર્ગેથી ગુજરાતમાંથી માલવે અને માલવામાંથી ગુજરાતમાં જતા આવતા હતા. વડનગરનું મૂલ નામ ચમત્કારપુર હતું. પરંતુ તે નામ પ્રસિદ્ધિમાં આવ્યું નથી. આનંદપુર નામજ ઇતિહાસ પ્રસિદ્ધ થયું છે. સંભવતઃ ઇસ્વીસનના પ્રથમ શતકમાં ગુજરાત–માલવાના ક્ષત્રપ રાજા નહપાનના જમાઇ ઉષવદાતે કુરૂક્ષેત્રથી આવેલા બ્રાહ્મણોને ત્યાં વસાવી, તે ગામ દાનમાં આપ્યું હતું. ત્યાર પછી બ્રાહ્મણોની ઉત્તરોત્તર ઉન્નતિ થતાં આનંદપુરનું નામ નગર અને નગરનું નામ વૃદ્ધનગર અથવા વડનગર પાડવામાં આવ્યું હતું. તેના બ્રાહ્મણોએ પોતાની જૂદી જ્ઞાતિ પાડી, તેનું નામ નાગર રાખ્યું.

---

૮ સરદેસાઇ કૃત, મરાઠી રિયાસત, મધ્યમ વિભાગ, ( મરાઠી ) પૃ. ૨૧૩–૨૧૪

એ રીતે વડનગરના નાગરોનો અને [૯] માલવાના રાજાઓનો મૂલથી અન્યોન્ય સંબંધ બંધાયો હતો.

વિન્સેન્ટ સ્મિથના લખવા મુજબ પશ્ચિમ માલવાનો મોટો ભાગ ગુજરાતમાં મહી નદી અને સાબરમતી નદી વચ્ચે આવેલો હતો. [૧૦] સ્કંદપુરાણાન્તર્ગત નાગરખંડમાં કહ્યા પ્રમાણે ગર્તાતીર્થ અથવા પ્રાપ્તિપુરી ( વર્ત્તમાન પરાંતીજ ) તે સમયે કેટલાક ક્ષત્રપ રાજાઓની રાજધાની હોવાનો સંભવ છે. [૧૧] ગર્તાતીર્થના નાગરો તે રાજાઓના પુરોહિતો હતા. વડનગરના નાગરોને તેમજ ગર્તાતીર્થના નાગરોને ઉત્તરોત્તર ક્ષત્રપ રાજાઓએ વડનગરની આસપાસ અનેક ગામો દાનમાં આપ્યાં હતાં. [૧૨]

ઇ. સ ૩૪૮ માં સરહદના નાગ લોકોએ વડનગરને ઘેરો ઘાલી બાળી નાંખ્યું, ત્યાર પછી માલવાના રાજાએ નાગરોને મદદ આપી હતી. તે રાજાની સાહાય્યથી નાગરોએ નાગ લોકોને વડનગરમાંથી હાંકી કાઢી તેને ફરી સમૃદ્ધ કર્યું હતું. [૧૩]

ઇ. સ. ૬૦૬ થી ૬૪૭ સુધીમાં કનોજના સમ્રાટ્ હર્ષવર્ધનના સમયમાં આનંદપુર એક જૂદો તાલુકો હતો. પ્રસિદ્ધ ચીનાઇ પ્રવાસી હ્યુંયેન સંગના લખવા મુજબ મોલેવો અથવા પશ્ચિમ માલવાના શીલાદિત્યના તાબામાં તે તાલુકો હતો. આનંદપુરના તાલુકેદારો નાગરો હતા.

---

૯ નાગરોત્પત્તિ પૃ. ૫૨–૬૬.

૧૦ Early History of India by Vincent Smith, 2nd Ed. pp. 304–05.

૧૧ નાગરોત્પત્તિ, પૃ. ૬૩,

૧૨ તેજ, પૃ. ૪૩ તથા ૫૫ તથા ૬૪.

૧૩ તેજ, પૃ. ૭૪–૭૫.

ગોપગિરિ અથવા ગ્વાલીયરમાં આવેલા વિષ્ણુ મંદિરના ઇ. સ. ૮૭૫ ના શિલાલેખથી જણાય છે કે–કનોજના પ્રતિહાર વંશના સમ્રાટ્ ભોજ દેવે આનંદપુરના નાગર અલ્લને ગોપગિરિનો સુબેદાર બનાવ્યો હતો અને અલ્લે તે વિષ્ણુ મંદિર બંધાવ્યું હતું. [૧૪]

ઇ. સ. ૯૪૮ માં માલવાના પરમાર વંશના રાજા સીયક ૨ જો અથવા શ્રીહર્ષે ગુજરાતના ચાલુક્ય વંશના રાજા યોગરાજને હરાવીને પાછા ફરતાં, મહીનદીને તીરે કુંભપાટ અને સીટકા ગામો વડનગરના નાગર બ્રાહ્મણો લલ્લોપાધ્યાય અને તેના પુત્ર નન્દદીક્ષિતને દાનમાં આપ્યાં હતાં. ( જુઓ પરિશિષ્ટ અંક ૧૬ ).

ઇ. સ. ૧૦૦૮ થી ઇ. સ. ૧૦૫૮ સુધી માલવામાં પરમારવંશી સીયક ૨ જાનો પૌત્ર સુવિખ્યાત ભોજરાજા રાજ્ય કરતો હતો. વડનગરના નાગર બ્રાહ્મણે તેના આશ્રયમાં રહીને શુક્લ યજુર્વેદની સંહિતાનું ભાષ્ય રચ્યું હતું. [૧૫]

ઇ. સ. ૧૧૩૭ માં ગુજરાતના રાજા સિદ્ધરાજે માલવાના રાજા યશોવર્માને હરાવીને, તેનું આખું રાજ્ય ખાલસે કર્યું હતું. તે સમયે સિદ્ધરાજનો સેનાપતિ વડનગરનો નાગર દાદાક હતો. દાદાકના પુત્ર મહાદેવને સિદ્ધરાજે માલવાનો સુબો બનાવ્યો હતો. ( જુઓ પરિશિષ્ટ અંક ૧૭ ).

એ રીતે વડનગરના નાગરોનો પરાપૂર્વથી માલવાની સાથે સંબંધ ચાલ્યો આવતો હતો. ગિરિધરબહાદુરની માગણી નહિ છતાં, તેઓ પોતે દિલ્હીમાં ન હોતાં, કદાચ આગ્રામાં હશે, તેમ છતાં મહમદશાહ બાદશાહે,

---

૧૪ તેજ, પૃ. ૭૧.

૧૫ નાગર ત્રિમાસિક, પૃ ૯ અં. ૧ ચૈત્ર શુદ ૧૪ સં. ૧૯૬૯, પૃ. ૬૮

મરાઠાઓની લુંટફાટ અટકાવવામાં તેઓની ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી, તેઓની સુબેદાર તરીકે નિમણુંક કરી હતી.

તા. ૬-૮-૧૭૩૨ ને રોજ જયપુરના મહારાજા જયસિંહ સવાઇએ ઈંદોરના જમીનદાર નંદલાલ મંદલોઇ ઉપર એક પત્ર લખ્યો છે. તે પત્ર સરદેસાઇ કૃત મરાઠી રિયાસતના પૃ. ૩૭૦-૧ મે છપાયો છે. તે પત્રનું ભાષાંતર પરિશિષ્ટ અંક ૧૮ મે આ સાથે આપવામાં આવેલ છે. તે પત્ર ઉપરથી જણાય છે કે-માલવામાં રાજા ગિરિધરબહાદુરે મહેસુલ સંબંધી સુવ્યવસ્થા કરીને ત્યાંના જમીનદારો અને જાગીરદારો સાથે જે કરારો કર્યા હતા અને તે કરારોને આધારે તેઓના જે હકો કાયમ કરી આપ્યા હતા, તે કરારો અને હકો સંપૂર્ણ રીતે પાળવાનું બાજીરાવ પેશવાએ વચન આપ્યું હતું. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે સૈયદહુસેન અલીખાન અને નિઝામ-ઉલ-મુલ્કે કરેલી અરાજકતાનો રાજાગિરિધર બહાદુરે અંત આણ્યો હતો. રૈયત રાજી રહે, તેવી મહેસુલની વ્યવસ્થા કરી હતી. અને જમીનદારોના હકો કાયમ કરી, તેઓનાં મન શાંત કર્યાં હતાં. તેમ કરીને તેઓએ માલવાની પ્રજાનો પ્રેમ સંપાદન કર્યો હતો.

ઇ. સ. ૧૭૨૨ થી મરાઠાઓએ પદ્ધતિસર ગુજરાત અને માલવા પ્રાંતો જીતી લેવાનો ઉદ્યોગ શરૂ કર્યો હતો. માલવા પ્રાંતના સુબાનું મથક ઉજ્જયિનીમાં હતું. ગિરિધરબહાદુરે આરંભમાંજ ઉજ્જયિનીને સુરક્ષિત બનાવવાના હેતુથી તેની ફરતો મજબુત કોટકિલ્લો બંધાવી દીધો.[૧૯] પોતાના કુટુંબનું મુકામ ઉજ્જયિનીમાં ન રાખતાં, ત્યાંથી ઘણે દૂર દેવાસગામથી પણ પચાસ માઇલ દૂર, પાર્વતી નદી ઉપર આવેલ સારંગપુરમાં રાખ્યું હતું. પોતાના જ્યેષ્ઠ પુત્ર ભવાનીરામ, જેની ઉમર લગભગ પંદર વર્ષની હશે. તે પણ સાથેજ હતો. તેમજ આગ્રાના યુદ્ધમાં રાજા છબીલારામ તથા ગિરિધરબહાદુર જેટલીજ પ્રખ્યાતિ મેળવનાર

---

૧૯ માલ્કમકૃત મધ્યપ્રાંત અને માળવાનો ઇતિહાસ પુ. ૧ પૃ. ૬૯.

છબીલારામના જમાઇ રાયગુલાબરાય અને પોતાના નિકટના સંબંધી રાજાનું પદ પ્રાપ્ત કરનાર રાજા આનંદરાય પણ તેઓની સાથે હતા. માલવામાં મરાઠાઓનાં ધાડપાડુ ટોળાં ઉપર દૃષ્ટિ રાખવાનું કામ તેઓને સોંપવામાં આવ્યું હતું. તા. ૧૨–૬–૧૭૨૫ થી તા. ૮–૧૨–૧૭૨૮ સુધી લગભગ સાડાત્રણ વર્ષ તેઓનો કાર્યભાર રહ્યો હતો, તે દરમ્યાન તેઓનું સામાજિક જીવન કેવું હતું તે જાણવાને આપણી પાસે કંઇ સાધન નથી. પરંતુ પરિશિષ્ટ અંક ૫ માં જે લેખો આપવામાં આવ્યા છે, તે પૈકી વિ. સં. ૧૭૮૩ ઇ. સ. ૧૭૨૬ ના લેખથી જણાય છે કે–અલ્હાબાદ, અયોધ્યા, દિલ્હી અને આગ્રામાં જેમ તેઓની સાથે કાઠિયાવાડના નાગરબ્રાહ્મણો રહેતા હતા, તેમ માલવામાં પણ આવીને રહ્યા હતા. તે ઉપરથી જણાય છે કે–માલવાની સતત અશાંત પરિસ્થિતિમાં પણ તેઓ સ્વધર્મનું યથાર્થ પાલન કરતા હશે, એમ અનુમાન થઇ શકે છે.

ઇ. સ. ૧૭૨૫ માં સુબેદારીનું કામ તેઓએ સંભાળી લીધું, તેજ પ્રસંગે રાણોજી સિંધિયાના બે સરદારો રામાજી બાલાજી તથા મલ્હારરાવ રામાજી માલવામાં પ્રવેશ કરી લુંટફાટ કરતા હતા. રાજા ગિરિધર બહાદુરની સાથેના યુદ્ધમાં તે ઉભય સરદારો માર્યા ગયાનું નોંધાયુ છે.[૧૭]

પરંતુ મરાઠાઓનો ઉપદ્રવ તેટલાથી પતે તેમ ન હતો. પ્રતિવર્ષ ગુજરાત અને માલવા–ઉભય પ્રાંતોમાં તેઓનાં ટોળાં લુંટફાટ કરવાને ઉતરી પડતાં હતાં. ઇ. સ. ૧૭૨૫ ની આખરે કંઠાજી કદમે વડનગરનો

---

૧૭ સરદેસાઇ કૃત મરાઠી રિયાસત, મધ્યમવિભાગ ( મરાઠી ) પૃ. ૩૫૬. તે સ્થળે ઉપર્યુક્ત સરદારો યુદ્ધમાં મરાયાનું લખ્યું છે; પરંતુ કોની સાથે લડતાં મરાયા, તે લખ્યું નથી. તે સમયે ગિરિધરબહાદુર માલવાના સુબેદાર હતા, માટે તેઓની સાથે તે બે સરદારોને યુદ્ધ થયાનું અનુમાન કરવામાં આવ્યું છે.

વિનાશ કર્યા પછી, તે દક્ષિણમાં ચાલ્યો ગયો હતો. ઇ. સ. ૧૭૨૬ માં તે ફરીથી ગુજરાતમાં ચઢી આવ્યો અને અમદાવાદની આસપાસનો પ્રદેશ તેણે લુંટી લીધો. સુબેદાર સરબુલંદખાન તેનું કંઇ પણ પારિપત્ય કરી શક્યો નહિ; ઉલટું, તેને નિર્વિઘ્ને ચોથ ઉઘરાવવાની પરવાનગી આપી. તેજ પ્રમાણે સેનાપતિ ખંડેરાવ દાભાડે તરફથી તેનો પુત્ર ત્ર્યંબકરાવ દાભાડે અને પીલાજી ગાયકવાડ પણ આવી ગયા હતા. ત્ર્યંબકરાવ દાભાડે ગુજરાતમાં હસ્તક્ષેપ કરે તે બાજીરાવને રૂચતું ન હતું. તેથી દક્ષિણ ગુજરાતમાંથી ચોથ ઉઘરાવવાને નિમિત્તે તેણે પોતાના સરદાર ઉદાજી પવારને મોકલ્યો. આ પ્રસંગે ડભોઇ પાસે તેઓ વચ્ચે મોટી લડાઇ થઇ; અંતે ઉદાજી પવાર હારીને માલવામાં ચાલ્યો ગયો. ઇ. સ. ૧૭૨૭ માં બાજીરાવ પેશવાએ પોતાના ભાઇ ચિમણાજી આપાને દક્ષિણ ગુજરાત-માંથી ચોથ વસુલ કરવા મોકલ્યો. તે પણ બની શકે તેટલી લુંટ મેળવીને માલવામાં ચાલ્યો ગયો. ઇ. સ. ૧૭૨૮માં પણ કંઠાજી અને ચિમણાજીએ ઉત્તર અને દક્ષિણ ગુજરાતમાંથી ચોથ લેવાને બ્હાને લુંટફાટ કરી. ચિમણાજી ત્યાર પછી તુરત માલવે ચાલ્યો ગયો.

એ રીતે ઇ. સ. ૧૭૨૬ થી ઇ. સ. ૧૭૨૮ સુધીમાં બાજીરાવ તરફથી ઉદાજી પવાર અને ચિમણાજી આપા ગુજરાતમાં થઇને માલવામાં પ્રવેશ કરતા હતા. માલવાના જમીનદારોને રાજા ગિરિધર બહાદુરે સંતોષ આપ્યા છતાં જયસિંહ સવાઇની ઉશ્કેરણીથી તેઓ મરાઠાઓને ગુપ્ત રીતે મદદ કરતા હતા.

રાજા જયસિંહ સવાઇ રાજા છબીલારામના પરમમિત્ર હતા. રાજા ગિરિધર બહાદુર સાથે તેઓએ દિલ્હી દરબારમાં હાજર થઇ જિઝયાવેરો માફ કરાવ્યો હતો. એટલુંજ નહિ પણ ચૂડામણ જાટની સામે થવાને મહમદશાહ બાદશાહે તેઓ બન્નેને સાથે મોકલ્યા હતા. છતાં બાદશાહે ગિરિધર બહાદુરને માલવાની સુબેદારી આપી, ત્યારથી તેઓ ફરી બેઠા,

અને ગિરિધરબહાદુરના કટ્ટા શત્રુ થઇ ગયા, એમ તેઓના કેટલાક પત્રો પ્રસિદ્ધ થયા છે, તે ઉપરથી જણાય છે. તેઓએ ઇંદોરના જમીનદાર રાવ નંદલાલ મંડલોઇ ચૌધરીને પોતાના પક્ષમાં લીધો. રાવ નંદલાલ મંડલોઇ જ્ઞાતિએ બ્રાહ્મણ હતો. તેના પિતાનું નામ ચૂડામણ ચોધરી હતું. તેને ફરૂકાબાદ જિલ્લામાં જમીનદારી હશે. એમ ફરૂકસીયર બાદશાહે નંદલાલ મંડલોઇને ઇ. સ. ૧૭૧૭ માં ફરૂકાબાદમાં આવેલ કંપેલ ( પ્રાચીન કાંપિલ્ય ) પ્રગણાની સનદ કરી આપી હતી, તે ઉપરથી અનુમાન થાય છે,[૧૮] ત્યાર પછી ઇ. સ. ૧૭૨૦ માં નંદલાલ મંડલોઇ અને હોલ્કર વચ્ચે ચાલેલ પત્રવ્યવહાર પ્રસિદ્ધ થયો છે, તે ઉપરથી જણાય છે કે તે સમયાન્તરમાં મહમદશાહ બાદશાહે તેને ઇંદોર પ્રગણાની જમીનદારી આપી હતી. દક્ષિણમાંથી નર્મદાનદી ઉતરવાના ધાટો ઇંદોર પ્રગણાની મર્યાદામાં હોવાથી, તે ધાટોનો બંદોબસ્ત રાખવાનું કામ પણ તેને સોંપાયું હતું.[૧૯] તે નંદલાલ મંડલોઇના વિશ્વાસઘાતથી જ મરાઠાઓ માલવામાં પ્રવેશ કરી શકતા હતા, અને છેવટે આખો દેશ હસ્તગત કરવાને સમર્થ થયા હતા. મંડલોઇને પગલે ચાલી વઢવાણ તાલુકાના ગ્રાશીયા ઠાકોર અનૂપસિંહે પણ તે સમયમાં મરાઠાઓને ખુલ્લી રીતે મદદ આપી હતી. ઇ. સ. ૧૭૨૩ માં બાજીરાવ પોતે માલવામાં આવ્યો હતો ત્યારે આ અનૂપસિંહ તેને મળ્યો હતો, અને મરાઠાઓને બની શકે તેટલી મદદ આપવાને તેણે વચન આપ્યું હતુ[૨૦]

તેમ છતાં રાજાગિરિધરબહાદુરનો એટલો બધો પ્રતાપ હતો કે કોઇ પણ જમીનદાર–નંદલાલ મંડલોઇ પણ મરાઠાઓને ખુલ્લી રીતે મદદ આપી શકતો નહતો. રાજા જયસિંહ સવાઇ પણ માત્ર ઉદરકામા

---

૧૮ મરાઠી રિયાસત, મધ્યમવિભાગ, ( મરાઠી ) પૃ. ૩૫૯

૧૯ તેજ, પૃ. ૩૬૦

૨૦ તેજ, પૃ. ૩૬૧

કર્યા કરતા હતા. નિઝામનું વર્ત્તન તો મૂલથીજ દગા કપટથી ભરેલું જ હતું. મરાઠાઓ ગુજરાત અને માલવાના ધણી થઇ પડે તે તેના પોતાના જ પગ ઉપર કુઠાર પ્રહાર થયા જેવું હતું. તે કારણથી એક તરફથી તે બાજીરાવને ગુજરાત અને માલવા ઉપર આક્રમણો કરવાને ઉશ્કેરતો હતો, ત્યારે બીજી તરફથી તેના જ ઘાટ ઘડવાની ખટપટ કર્યા કરતો હતો. ઇ. સ. ૧૭૨૭ માં કાર્ણાટકનો બદોબસ્ત કરવાને શાહુરાજાએ બાજીરાવને મોટી સેના આપીને ત્યાં મોકલ્યો હતો, શાહુની આસપાસ પ્રતિનિધિ શ્રીનિવાસ પરશુરામ, ફત્તેહસિંહ ભોંસલે, ચિમણાજી દામોદર અને ખંડેરાવ દાભાડે વગેરે અધિકારીઓ હતા. તે સઘળા અધિકારીઓ બાજીરાવનો ઉદય સહન કરી શકતા નહતા. અને તેને પોતાના માર્ગમાંથી દુર કરવાને સંતલસ કર્યા કરતા હતા. નિઝામે તે અધિકારીઓનો પૂરેપૂરો ઉપયોગ કર્યો. પ્રતિનિધિ શ્રીનિવાસ પરશુરામને તેણે વરાડ પ્રાંતમાંથી જાગીર કાઢી આપી, અને તેની મારફતે શાહુરાજાને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કરવા માંડયો. પ્રતિનિધિની સલાહથી શાહુએ નિઝામની સાથે સંધિ કરી. તે સંધિમાં એવા કરારો કરવામાં આવ્યા કે—શાહુએ દક્ષિણમાંથી પરભારી ચોથ અને સરદેશમુખી વસુલ કરવાનો હક છોડી દેવો; તેના બદલામાં નિઝામે અમુક વાર્ષિક રોકડ રકમ આપવાનું તેમજ સરહદ ઉપર અમુક પ્રદેશ શાહુને ખાલસે કરવાની કબુલાત આપી,[૨૧]

એક તરફ નિઝામ—ઉલ—મુલ્ક ઉપર કહ્યા પ્રમાણે શાહુ સાથે મિત્રતા સાધવાનો ડોળ કરતો હતો, ત્યારે બીજી તરફ તેણે કોલ્હાપુરના રાજ્યની સ્થાપના કરનાર રાજારામના પુત્ર સંભાજી અને તેના અધિકારી ચંદ્રસેન જાદવને પોતાના પક્ષમાં લઇને, તેઓને શાહુની સામે બંડ કરવાને ઉશ્કેર્યા. તેજ મુજબ નિઝામનીજ ઉશ્કેરણીથી ખંડેરાવ દાભાડે પણ

---

૨૧ તેજ, પૃ. ૨૧૨—૨૧૫.

પોતાનો કંઇ પણ હક ન હોવા છતાં માલવામાં ચોથ ઉઘરાવવાને બ્હાને ઘુસી ગયો, અને તેનો કેટલોક પ્રદેશ લુંટી લીધો. શાહુરાજાને તે ખબર મળતાંજ તેને સખ્ત ઠપકો આપી પાછો બોલાવી લીધો.[૨૨] તેવી પરિસ્થિતિમાં બાજીરાવે કર્ણાટકમાંથી પાછા આવી, નિઝામને પારિપત્ય કરવાની તૈયારી કરવા માંડી. પેંઠ નગર પાસે પાલખેડ નામનું એક ગામ છે. તે ગામ નજીક તેઓ બન્ને વચ્ચે મોટી લડાઇ થઇ. તે લડાઇમાં સંભાજી અને ચંદ્રસેન જાદવે નિઝામને ખુલી રીતે મદદ આપી. છતાં નિઝામની સખ્ત હાર થઇ અને બાજીરાવ સાથે તેને સંધિ કરવી પડી. તા. ૬–૩–૧૭૨૮ ને રોજ મુંગીશેવ મુકામે તેઓ વચ્ચે સંધિ થઇ; તેમાં સંભાજીનો પક્ષ નિઝામે છોડી દેવો, દક્ષિણના છએ પ્રાંતોમાંથી ચોથ અને સરદેશમુખી પરભારી વસુલ કરવાનો મરાઠાઓનો હક કાયમ કરવો, અને વસુલાત નાકાંબંદીના સ્થલો મરાઠાઓનો સોંપી દેવા–એવા કરારો કરવામાં આવ્યા.[૨૩]

એ રીતે બાજીરાવ દક્ષિણમાં નિઝામની ખટપટમાં ખુંચી ગયો હતો, તે સમયાન્તરમાં ગુજરાતમાં કંઠાજી કદમ, દાભાડેના પ્રતિનિધિ પીલાજી ગાયકવાડ અને બાજીરાવના પ્રતિનિધિ ચિમણાજી આપા અને ઉદાજી પવાર પ્રતિવર્ષ ખુલ્લી મોસમમાં જઇને ફાવે ત્યાં અને ફાવે તેટલી લુંટો કર્યા કરતા હતા. બાજીરાવના પ્રતિનિધિ ચિમણાજી આપા, ઉદાજી પવાર, રાણોજી સિંધિયા અને મલ્હારાવ હોલકરને શાહુએ માલવા પ્રાંતમાં લુંટો કરવાના પરવાના કરી આપ્યા હતા. તે પરવાનાના આધારે ચિમણાજી આપા અને ઉદાજી પવાર ગુજરાતમાં થઇને માળવામાં જતા હતા અને રાણોજી સિંધિયા અને મલ્હારાવ હોલ્કર નર્મદાનદીના ઘાટો ઉતરીને પરભાર્યો માલવામાં પ્રવેશ કરતા હતા. સીયર–ઉલ–મુતખેરીન ( વર્તમાન કાલનું અવલોકન–એ નામના

૨૨ તેજ, પૃ. ૨૧૦

૨૩ તેજ, પૃ. ૨૧૯–૨૨૦

ફારસીમાં લખેલા ઇતિહાસ) ના કર્ત્તા ગુલામ હુસેનખાનના લખવા પ્રમાણે રાજા ગિરિધર બાહાદુરે બાદશાહને મદદ મોકલવાની વારંવાર અરજો કર્યા છતાં તેના કુટિલ અધિકારીઓએ તે ઉપર લક્ષ આપ્યું નહિ. છતાં ગિરિધર બાહાદુર મરાઠાઓનાં જૂદાં જૂદાં ટોળાં સાથે જૂદે જૂદે સ્થલોએ સંગ્રામો કરીને તેઓને માલવાની હદમાંથી કાઢી મૂકતા હતા.[૨૪] ઇ. સ. ૧૭૨૮ એટલે વિ. સં. ૧૭૮૫ ના કાર્તિક માર્ગશીર્ષ માસમાં રાજા ગિરિધર બહાદુરે પોતાનું મુકામ સારંગપુરમાં રાખ્યું હતું. સારંગપુરનો કિલ્લો એટલો બધો મજબૂત હતો કે-શત્રુઓથી તે સહેલાઇથી જીતી શકાય તેવો ન હતો. તે સમયે બાજીરાવના જ્યેષ્ઠ ભ્રાતા ચિમણાજી આપા અને ઉદાજી પવાર ગુજરાતમાંથી માલવામાં ઉતરી પડયા. ગિરિધર બહાદુરના મુકામની તેઓને બાતમી મળવાથી, તેઓ ગૂપચૂપ સારંગપુર દોડી આવ્યા અને તેની ફરતો અચાનક ઘેરો ઘાલ્યો. ગિરિધર બહાદુર ભય પામી કિલ્લામાં

---

૨૪ He ( Nizam-ul-Mulk ) accordingly took advantage of the circumstance by engaging the Maharathas to invade Hindustan. He applied to Bajirao, the officer of the court of Shahu Raja, a prince of high character, who derived his origin from Raja Sambha and Shiva, the founder of the Maratha Empire. Nizam-ul-Mulk proposed to Bajirao to conquer Gujrat from the hands of Raja Giridhar Bahadur, the present governor and to recover Gujrat out of the hands of Raja Abhayasinh Rathore; or at least to ruin or lay waste these two countries, so as to render them of no use to enemies. Nothing was more welcome at all times to the Marathas than such proposals. Bajirao and other Maratha chiefs assembled a mighty army, with which they invaded both Malwa and Gujrat at one and the same time. In the latter ( Gujrat ) province, they gained several advantages over

ભરાઇ રહે, તેવા ન હતા. પોતાના સ્વામીને માટે-પોતાના બાદશાહ માટે તેઓએ કેસરીયાં કર્યાં અને હરહર મહાદેવની ગર્જનાથી ખુલ્લા મેદાનમાં બહાર આવી શત્રુઓની ઉપર ધસારો કર્યો. રાય ગુલાબરાય અને રાજા આનંદરાવ પણ, તેટલીજ વીરતાથી પોતાના બાદશાહને પ્રાણાર્પણ કરવાને તૈયાર થઇને ધસી આવ્યા. સારંગપુરના મેદાન ઉપર ઘોર સંહારક સંગ્રામ મચી રહ્યો. પરંતુ ગિરિધર બહાદુરનું લશ્કર અતિસ્વલ્પ હતું. તેઓના સઘળા યોદ્ધાઓનો સંહાર થઇ ગયો. છતાં તેઓએ અને તેઓના સંબંધીઓ-ગુલાબરાય અને આનંદરાયે-પ્રાણાંત થતાં સુધી શત્રુઓને ફાવવા દીધા નહિ. છેવટે તે ત્રણે રણવીરોએ પોતાના પ્રાણોના ભોગો આપ્યા.[૨૫] ( તા. ૮-૧૨-૧૭૨૮ ).

સારંગપુરના રણક્ષેત્ર ઉપર મરાઠાઓએ અચિંત્ય વિજય મેળવ્યો, છતાં સારંગપુરનો કિલ્લો લેવાનું કામ તો બાકી રહ્યું હતું. તેનો

---

Abhayasinh's lieutenants, and plundered to a great extent. But this was not the case in Malwa.

Raja Giridhar Bahadur who commanded in that country with a small body of troops would not suffer his country to be ravaged; and being an officer of character, he engaged Bajirao general times, after having in vain requested assistance from the capital. His repeated representations to the throne and to the ministers, availed nothing, and that brave man, having wasted his small force in endless skirmishes, at last fell himself in one of them. Siyar-ul-Mutkherin's Briggs translation, Chap. III. pp. 353-359; and Modern Review, November, 1914 pp. 527-528.

૨૫ સર દેશાઇકૃત મરાઠી રિયાસત, મધ્યમ વિભાગ, (મરાઠી) પૃ. ૩૬૧-૩૬૨ તથા અર્વિનકૃત 'ઉત્તરમુગલો' પુ. ૨, પૃ. ૨૪૨-૩.

કિલ્લેદાર મુસલમાન હતો. પોતાના બહાદુર સુબેદારની આવી દુર્દશા જોઇને, તે છેક નિરાશ થઇ ગયો. તેજ પ્રમાણે મરાઠાઓનું પણ પાણી મપાઇ રહ્યું હતું. કિલ્લેદાર સાથે સલાહ કરવાને તેઓ આતુર થઇ રહ્યા હતા. કિલ્લેદારે તેઓને પંદર હજાર રૂપીયા લાંચના આપ્યા, તે લઇને તેઓ કિલ્લો છોડી ઉજ્જયિની તરફ ચાલ્યા ગયા, [૨૬] આ વિજયથી પ્રફુલ્લિત થઇને બાજીરાવ પેશવાએ શાહુરાજાને વધાઇના સમાચાર એકદમ મોકલાવી દીધા. [૨૭]

---

૨૬ માલ્કમ કૃત, મધ્યપ્રાંત અને માલવાનો ઇતિહાસ પૃ. ૧, પૃ. ૬૪-૫

૨૭ હાલમાં ઇતિહાસ વિશારદ ગોવિંદ સખારામ સરદેશાઇ તરફથી પેશ્વાના દફતરમાંથી અતિહાસીક પત્રો શોધી કાઢી પ્રકટ કરવામાં આવે છે. તે પત્રોનો ૧૩ મો વિભાગ ઇ. સ. ૧૯૩૧ માં પ્રસિદ્ધ થયો છે, તે વિભાગમાં ઇ. સ. ૧૭૨૩ થી ઇ. સ. ૧૭૩૦ સુધીના ૫૭ પત્રો છપાયા છે.

તે સંગ્રહના નંબર-૨૭ મા પત્રના પાદ ટીપણમાં સંપાદકશ્રી લખે છે કે—ચિમણાજી આપાજી સાથે ધાર ગામની નૈઋત્યે આવેલ આમઝેરા ગામ પાસેના યુદ્ધમાં ગિરિધર બહાદુર તા. ૨૫-૧૧-૧૭૨૮ ને રોજ અને દયા બહાદુર તા. ૨૫-૧૨-૧૭૨૮ ને રોજ મરાયા. નં ૨૩ નો બાજીરાવ ચિમણાજી આપા ઉપરનો પત્ર છે તેમાં તેઓ લખે છેકે-" તા ૩૦-૧૧-૧૭૨૮ ના રોજનો આમઝારાથી તમારો પત્ર આવ્યો તેમાં તમે ગિરિધર બહાદુરને માર્યાના ખબર લખ્યા, તે જાણ્યા " વગેરે.

આ ઉપરથી ગિરિધર બહાદુર તા. ૨૫-૧૧-૧૭૨૮ ને રોજ આમઝારા પાસે મરાયાનું લખવામાં આવ્યું છે.

પરંતુ ચિમણાજી આપાએ ગિરિધર બહાદુરને મારીને આમઝારાથી પત્ર લખ્યો છે, તેજ કારણથી, આમઝારા પાસે યુદ્ધથયાનું અનુમાન થઇ શકતું નથી. તેથી છઠ્ઠું પરિશિષ્ટ નં. ૧૮ ના છેવટના ભાગમાં લખ્યું છે તેમ બાજીરાવે પોતેજ રાજા જયસિંહ સવાઇને ખબર આપ્યા છે કે સારંગપુરના યુદ્ધમાં રાજા ગિરિધર બાહાદુર મરાયા. એટલુંજ નહિ પણ ત્યાર પછી દયારામ બહાદુરે રાવ નંદલોઇ ઉપર પત્ર લખ્યો છે તે પત્ર પરિશિષ્ટ નં. ૨૧-મેં આપ

વામાં આવ્યો છે, તેમાં પણ ગિરિધર બહાદુર સારંગપુરના યુદ્ધમાં મરાયાની હકીકતને તેઓ પુષ્ટિ આપે છે. ગિરિધર બહાદુર મરાયા છતાં કિલ્લેદારની ચતુરાઇથી સારંગપુરનો કિલ્લો તાબે કરવામાં આવ્યો નહોતો. તા. ૨૫-૧૧-૧૭૨૮ ને રોજ એ હકીકત બની હોય તો ત્યાંથી પાંચ દિવસમાં આમઝારા પોહોંચી શકાય. એટલે તા. ૩૦-૧૧-૧૭૨૮ ને રોજ સારંગપુરથી આમઝારા આવીને ચિમણાજીએ બાજીરાવને પત્ર લખ્યો હોય તો તે બનવા યોગ્ય છે તે કારણોથી ગિરિધરબહાદુર સાથેનું યુદ્ધ આમઝારા પાસે નહિ પણ સારંગપુરના મેદાનમાં થયાનું વધારે સંભાવિત છે.

તારીખોમાં જે ફેરફાર આવે છે તે કદાચ સંભવિત હોય. અર્વિનના ઇતિહાસમાં જદુનાથ સરકારે તા. ૮-૧૨-૧૭૨૮ ની જે તારીખ આપી છે તે માત્ર આનુમાનિક છે પરંતુ તારીખના ફેરફારથી મુદ્દાની હકીક્તને કંઇ અસર થતી નથી.

રાજા દયારામ બાહાદુર વિશે જે મતભેદ ઉપસ્થિત થયો છે તેની ચર્ચા પ્રકરણ.૧૭ તથા તેને લગતાં પરિશિષ્ટોમાં કરવામાં આવશે.

આ ચાર લેખો પૈકી પ્રથમના બે લેખોમાં એક બીજાને મળતું લખાણ છે. માત્ર દાનમાં આપેલ ગામોના નામોનાં તથા પ્રતિગ્રહિતાના નામોમાં ફેર છે.

૧ પેહેલા લેખમાં દાનમાં આપેલ ગામનું નામ મહીનદીને કાંઠે આવેલ કુંભપાટ છે તેના પ્રતિગ્રહના આનંદપુરનિવાસી ગોપાલ ગોત્રના નાગરબ્રાહ્મણ લલ્લોપાધ્યાય છે.

૨ બીજા લેખમાં દાનમાં આપેલું ગામ મહીનદીને તીરે આવેલ સીટકા અથવા વર્તમાન સીકાધનપુરા નામનું ગામ છે. તેનો પ્રતિગ્રહિતા ઉપર્યુક્ત લલ્લોપાધ્યાયનો પુત્ર નિન્નાદીક્ષિત છે.

સીયક ૨ જા અથવા શ્રીહર્ષે માલવામાં સં. ૧૦૦૫ ( ઇ. સ. ૯૪૮ થી સં. ૧૦૨૯ ઇ. સ. ૯૬૩ ) સુધી રાજ્ય કર્યું હતું. સં. ૧૦૦૫ માં તે સીયકે ગુજરાતના રાજા યોગરાજ ઉપર હુમલો કરી વિજય મેળવ્યો હતો. ગુજરાતમાંથી પાછાં વળતાં વિજયના સ્મારકાર્થે તેણે ઉપર લખ્યા મુજબ બે ગામો ઉપર્યુક્ત નાગરબ્રાહ્મણોને દાનમાં આપ્યાં હતાં, અને તેઓને બે લેખો કરી આપ્યા હતા.

તે બન્ને દાનપત્રો રાજકોટ મ્યુઝીયમના ક્યુરેટર રા. ડીસ્કળકરે શોધી કાઢી પુરાતત્ત્વમાં ભાષાન્તર સહિત પ્રસિદ્ધ કર્યાં છે.

ત્રીજો લેખ આ સાથેના પરિશિષ્ટ અંક ૧૭ માં પ્રકટ કરવામાં આવેલ છે.

विद्युच्चक्र कडारकेसरसटाभिन्नाम्बुदश्रेणयः ।
शोणन्ने त्रहुताशडम्बर भृतः सिंहाकृतः शार्ङ्गिणः ॥
विस्फूर्जद्दलगार्जितर्ज्जितककुन्मातंगदर्पोदयाः।
संरंभाः सुखयन्तु वः खरनखक्षुण्णाद्विषद्वक्षतः ॥

परमभट्टारक महाराजाधिराज परमेश्वर श्रीमदमोघ- वर्षदेव पादानुध्यात परमभट्टारक महाराजाधिराज परमेश्वर श्री मदकाल वर्षदेव पृथ्वीवल्लभ श्री वल्लभ नरेन्द्र पादानाम् ।

तस्मिन् कुलेकलमषमोषदक्षो जातः प्रतापाग्निहुतारि पक्षः । वप्पोपराजेति नृपः प्रसिद्धः । तस्माद् सुतोऽभूदनु वैरिसिंहः । दृप्तारि वनितावक्र चन्द्रबिंबकलंकता धौता यस्य कीर्त्याऽपि हरहासावदातया ॥ दुर्वाररिपुभूपालरणरागैकनायकः । नृपः श्री सीयकः । तस्माद् कुलकल्पद्रुमोऽभवत् । स एवंविधः [प्र]णतसकलसामंतशिरोमणिमरीचिरंजितचरणयुगलः । श्री खेटक मंडलाधिपाति प्रतिपत्ति प्रतिबध्धभक्तिः । स तूर्यारवसंत्रस्तानेकारिपुसमूहः । अनेकशंखध्वनिबधिरित पंचवर्ण पताकाविराजितविशालवक्षः स्थलावलम्बित कुसुमबांधवः । अतुलदान संपादनैक कल्पद्रुमः । महामंडलिक चूडामणिर्महाराजाधिराजपतिः श्री सीयकः । स्वभुज्यमान मोहडवासक विषय संबंध्ध कुंभापाटकग्रामः । समस्त राजपुरुषान् प्रतिवासिजनपदांश्च बोधयतु ।

अस्तुवः । यथा योगराजस्योपरि यात्रासमयसंसिद्ध कार्यान्तरं व्याधुटितैः महीनदीतटनिवासीभिरस्माभिश्चंद्रार्कयोगपर्वणि शिवनाथं समभ्यर्च्यावधार्य । वाताभ्रविभ्रममिदं वसुधाधिपत्यं । आपातमधुरो विषयोपभोगः । प्राणास्तृणाग्रजल बिन्दुसमाः । नराणां धर्मः सखापरमहो परलोकयाने । इति जगदनित्यमवधार्यो परिलिखितो ग्रामः ससीमा तृणागोचरपर्यन्तः सोपस्करः सर्वदायसमोपेतः—

श्री मदानन्दपुरीय नागराय व्यार्षेयाय

गोपालसगोत्राय गोवर्द्धनसूनवे लल्लोपाध्याय ।

यो मातापित्रोरात्मनश्च पुण्यशोभिवृद्धये अदृष्टफलमंगीकृत्वा चन्द्रार्कार्णवक्षितिसमकालं परया भक्त्या शासने नोदक पूर्वकं प्रतिपादितइति ॥ तन्निवासिजन पदैः यथादीयमान भाग भोग कर हिरण्यादिसर्वमाज्ञाश्रवणविधेयैः भूत्वा । तत्पुत्रपौत्रादिभ्यः समुपनेतव्यं । इतिबुद्ध्वा अस्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभिः मत्प्रदत्तधर्मदायोऽयमनुमंतव्यः पालनीयश्च । उक्तं च ।

बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः ।
यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलम् ॥
यानीह दत्तानि पुरा नरेन्द्रैर्दानानि धर्मार्थ यशस्कराणि ।
निर्माल्यवान्तप्रतिमानितानि को नाम साधुः पुनराददीत ॥

संवत् १००६ माघ वदि ३० बुध ॥ दापकोऽत्र ठक्कुरः
श्री विष्णुः ॥

राजाज्ञया लिखितं कायस्थगुणधरेण ॥
॥ स्वहस्तोयं श्री सीयकस्य ॥

## ભાવાર્થ

વીજળીઓના પીળચટા રંગના ઉપરાઉપરિ ચમકારાઓથી સંખ્યાબંધ વાદળાંઓને છિન્નભિન્ન કરનાર, લાલચોળ થઇ ગયેલાં નેત્રોમાંથી અગ્નિસ્ફુલિંગો વર્ષાવનાર, સાદ ફાટેલ ગર્જનાથી દિકપાલ હાથીઓના પ્રકટ થતા ગર્વને દાબી દેનાર, અતિ તીક્ષ્ણ નખોથી શત્રુનું વક્ષસ્થલ ચીરી નાંખનાર શ્રી નરસિંહ ભગવાનના ઉગ્ર ઉપક્રમો તમારૂં કલ્યાણ કરો।

પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર, શ્રી અમોઘવર્ષ રાજાના ચરણરજસેવક ( અર્થાત્ તેનો પુત્ર ) પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર, પૃથ્વીવલ્લભ, શ્રીવલ્લભ, શ્રીઅકાલવર્ષ રાજાના ચરણરજસેવકો અર્થાત્ તેના વંશજો ).

તે વંશમાં કલંક ધોઇ નાંખવામાં સમર્થ, પોતાના પ્રતાપથી શત્રુઓને બાળી નાંખનાર, ઉપરાજબપ્પ નામનો રાજા થયો. તેને વૈરિસિંહ નામનો પુત્ર થયો. તે વૈરિસિંહને કુલમાં કલ્પવૃક્ષ જેવો, મહાદેવના અનુગ્રહથી નિર્મલ થએલી કીર્તિવડે ગર્વિષ્ટ શત્રુઓની વનિતાઓના વદનચંદ્રમાં રહેલી કાલિમાને સફેદ કરનાર, અજિત્ય શત્રુરાજાઓની સામેના રણસંગ્રામનો સેનાપતિ, એવો સીયક નામનો પુત્ર થયો. જે સીયક રાજાના ચરણકમલને નમન કરતા સઘળા સામંત રાજાઓના મસ્તકોમાં રહેલા મણિઓનાં કિરણો દેદિપ્યમાન કરતાં હતાં; ખેડા તાલુકાનો ખંડીયો રાજા શરણ આવવાથી જેણે તેની મૈત્રીની ગાંઠ

બાંધી હતી; રણદુંદુભિના નાદથી અનેક શત્રુઓને જેણે ત્રાસ પમાડયો હતો; અસંખ્ય શંખોના ધ્વનિથી પંચરંગી ધ્વજાઓથી શોભાયમાન વિશાલવક્ષસ્થલ ઉપર લટકતા ચંદ્રને જેણે મ્હેરો કરી નાંખ્યો હતો. અપૂર્વ દાનો આપવામાં જે કલ્પવૃક્ષ જેવો હતો; એવો મહામંડલીક શિરોમણિ, મહારાજાધિરાજ શ્રી સીયક રાજા પોતાના તાબામાં મોહડક પ્રાંતમાં આવેલ કુંભાપાટક ગામના સંબંધમાં રાજ્યના સઘળા નોકરોને તથા આસપાસના સઘળા નિવાસીઓને જણાવે છે કે—

સાંભળો! [ ગુજરાતના ] યોગરાજ રાજા ઉપર હુમલો કરી વિજય મેળવ્યા પછી પાછા ફરતાં અમે મહી નદીને તીરે વિશ્રામ લીધો. તે પ્રસંગે શિવનાથ મહાદેવનું પુજન કરીને વિચાર્યું કે— " આ રાજ્યાધિકાર વાયુ વાદળાંના ખેલ જેવો છે; વિષયના ભોગો માત્ર દેખીતા જ મધુરા લાગે છે; તૃણની અણી ઉપર રહેલ જલબિંદુઓ જેવી પ્રાણોની સ્થિતિ છે; પરલોક જતાં મનુષ્યનો મુખ્ય સાથી એક ધર્મ જ છે." એ પ્રમાણે જગતને ક્ષણભંગુર માનીને ઉપર લખેલું ગામ, તેની હદ મર્યાદાસાથે, તેમાં આવેલ ગોચરાદિ પડતર જમીન સહિત, ઉપસ્કરયુક્ત, તે ગામને અંગે અમારા લેવાણના સર્વ હકો સમેત—

આનંદપુરના ત્રિપ્રવરયુક્ત ગોપાલસગોત્રમાં ઉત્પન્ન થયેલ નાગરબ્રાહ્મણ ગોવર્ધનના પુત્ર લલ્લોપાધ્યાયને અમારાં માતપિતાનાં તેમજ અમારાં પોતાના પુણ્યની વૃદ્ધિ થવા, ભાવિફલનો સ્વીકાર કરીને પરમ ભક્તિથી આ શાસન કરી આપીને, હાથમાં જળ લઇને જ્યાં સુધી ચંદ્ર, સૂર્ય, સમુદ્ર અને પૃથ્વી રહે ત્યાં સુધી અમે આપ્યું છે. તે પ્રદેશમાં વસતા સર્વ લોકો જેમ આજદિવસ રાજભાગ, કર, વેરો, લાગા વગેરે આપતા આવે છે, તેમ હવે પછી તેઓએ અમારી આજ્ઞા પ્રમાણે તે નાગરબ્રાહ્મણને તેમજ તેના પુત્ર પૌત્રવંશ વારસોને આપે જવા. એ પ્રમાણે અમારી આજ્ઞા છે, એમ જાણીને અમારા વંશવારસોએ અથવા ભવિષ્યમાં તે પ્રદેશ

પર કોઈ બીજા રાજાની સત્તા થાય, તો તેણે અમે આપેલા આ ધર્માદાનો સ્વીકાર કરવો અને પાળવો. કહ્યું છે કે—

'પૃથ્વી તો સાગરાદિ અનેક રાજાઓએ ભોગવી છે;
પરંતુ જ્યારે જ્યારે જે ભોગતા હોય, તેને જ તેનું ફલ મળે છે.'
ધર્મ, અર્થ અને યશની પ્રાપ્તિ માટે પેહેલાંના રાજાઓએ
જે દાનો આપ્યાં હોય, તે દાનો શિવનિર્માલ્ય અથવા
ઉચ્છિષ્ટ જેવાં હોવાથી કયો સજ્જન તે પાછાં લઈ લેશે ?

સંવત્ ૧૦૦૫ માઘ વદી ૩૦ વારબુધ. લેખ લખાવી આપનાર ઠક્કર વિષ્ણુની સહી. રાજાની આજ્ઞાથી લખનાર કાયસ્થગુણંધરની સહી.

શ્રી સીયકની સહી દસ્કત પોતાના.

[ આ સીયક રાજાનું બીજું નામ હર્ષરાજ હતું. તે સુપ્રસિદ્ધ ભોજરાજનો પિતામહ અને મુંજરાજનો પિતા થતો હતો ].

## પરિશિષ્ટ અંક ૧૭

### ૨ ઉજ્જયિનીનો વિ. સં. ૧૧૯૫ ઈ. સ. ૧૧૩૯ નો શિલાલેખ

( ૧ પુરાતત્ત્વ, પુ. ૪, પૌષ–ચૈત્ર, અંક ૧–૨ પૃ. ૧૭–૨૧, લેખક રા. દત્તાત્રેય ડીસ્કળકર; ૨ Report of Archaeological Survey, Western Circles, by Prof. D. R. Bhandarkar; તથા ૩ શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝા કૃત રાજપૂતાનેકા ઇતિહાસ, પહલી જિલ્દ, પૃ. ૧૯૭ નું પાદટિપ્પણ )

કાઠિયાવાડના ધ્રાંગધ્રા સંસ્થાનના ગામ ગાળામાંથી વિ. સં. ૧૧૯૩ (ઇ. સ. ૧૧૩૭) નો એક શિલાલેખ મળી આવ્યો છે, તેમાં ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહને અવન્તીનાથ કહેલ છે. તે ઉપરથી જણાય છે કે ઇ. સ. ૧૧૩૭ માં સિદ્ધરાજે માલવાના રાજા યશોવર્માને હરાવીને તેનું રાજ્ય ખાલસે કર્યું હતું.

ઉપર્યુક્ત લેખ ત્યાર પછીનો એટલે ઇ. સ. ૧૧૩૯ નો છે. તે લેખ ખંડિત થયો છે, છતાં જેટલો ભાગ સુરક્ષિત રહ્યો છે, તે ઉપરથી પણ જણાય છે કે ઇ. સ. ૧૧૩૯ માં માળવા પ્રાંત સિદ્ધરાજના તાબામાં હતો. સિદ્ધરાજના મહામાત્ય દાદાક જે જ્ઞાતિએ નાગર હતો, તેણે માલવાના રાજા યશોવર્માને હરાવ્યો હતો. સિદ્ધરાજે તે દાદાકના પુત્ર મહાદેવને માળવાનો સુબો નીમ્યો હતો.

## શિલાલેખ.

॥ ॐ ॥ स्वस्ति । विक्रमनृपकालातीत संवत्सर शतैकदशसुपञ्चनवत्याधिकेषु । स चाङ्कतः सं. ११९५ ज्येष्ठ वद १४ गुरौ ॥ अद्येव श्रीमदणहिलपाटकावास्थित महाराजाधिराज परमेश्वर त्रिभुवनगण्ड सिद्धचक्रवर्ति अवन्तीनाथ वर्वरकजीष्णु श्री जयसिंहदेव विजयराज्ये । अस्यैव श्री परमस्वामिनः प्रसादात् श्रीमदणहिलपाटकेभ्यः श्री करणादिव्यापारान् महत्तमश्री दादाके परिपंथयाति । प्रतापाजित मालवराज श्री यशोवर्मानं राजानं स जित्वा श्रीमदवन्तीमंडलावलात् घृत क्रित विभूषित नागरकुलान्वये दंड (नायक) श्री दादाके संप्रसूत श्री महादेवे मालवव्यापारं कुर्वाति । अत्रत्य श्रेष्टि० सोढदेवोहगच्छ । श्रे. धारदेव। गांधिनागडो मालवचातुर्हाराणु ।

ઉપર કોઇ બીજા રાજાની સત્તા થાય, તો તેણે અમે આપેલા આ ધર્માદાનો સ્વીકાર કરવો અને પાળવો. કહ્યું છે કે–

'પૃથ્વી તો સાગરાદિ અનેક રાજાઓએ ભોગવી છે; પરંતુ જ્યારે જ્યારે જે ભોગતા હોય, તેને જ તેનું ફલ મળે છે.' ધર્મ, અર્થ અને યશની પ્રાપ્તિ માટે પેહેલાંના રાજાઓએ જે દાનો આપ્યાં હોય, તે દાનો શિવનિર્માલ્ય અથવા ઉચ્છિષ્ટ જેવાં હોવાથી કયો સજ્જન તે પાછાં લઇ લેશે ?

સંવત્ ૧૦૦૫ માઘ વદી ૩૦ વારબુધ. લેખ લખાવી આપનાર ઠક્કર વિષ્ણુની સહી. રાજાની આજ્ઞાથી લખનાર કાયસ્થગુણંધરની સહી.

શ્રી સીયકની સહી દસ્કત પોતાના.

[ આ સીયક રાજાનું બીજું નામ હર્ષરાજ હતું. તે સુપ્રસિદ્ધ ભોજરાજનો પિતામહ અને મુંજરાજનો પિતા થતો હતો ].

## પરિશિષ્ટ અંક ૧૭

## ૨ ઉજ્જયિનીનો વિ. સં. ૧૧૯૫ ઈ. સ. ૧૧૩૯ નો શિલાલેખ

( ૧ પુરાતત્ત્વ, પુ. ૪, પૌષ–ચૈત્ર, અંક ૧–૨ પૃ. ૧૭–૨૧, લેખક રા. દત્તાત્રેય ડીસ્કળકર; ૨ Report of Archaeological Survey, Western Circles, by Prof. D. R. Bhandarkar; તથા ૩ શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝા કૃત રાજપૂતાનેકા ઇતિહાસ, પહલી જિલ્દ, પૃ. ૧૯૭ નું પાદટિપ્પણ )

કાઠિયાવાડના ધ્રાંગધ્રા સંસ્થાનના ગામ ગાળામાંથી વિ. સં. ૧૧૯૩ (ઈ. સ. ૧૧૩૭) નો એક શિલાલેખ મળી આવ્યો છે, તેમાં ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહને અવન્તીનાથ કહેલ છે. તે ઉપરથી જણાય છે કે ઈ. સ. ૧૧૩૭ માં સિદ્ધરાજે માલવાના રાજા યશોવર્માને હરાવીને તેનું રાજ્ય ખાલસે કર્યું હતું.

ઉપર્યુક્ત લેખ ત્યાર પછીનો એટલે ઈ. સ. ૧૧૩૯ નો છે. તે લેખ ખંડિત થયો છે, છતાં જેટલો ભાગ સુરક્ષિત રહ્યો છે, તે ઉપરથી પણ જણાય છે કે ઈ. સ. ૧૧૩૯ માં માળવા પ્રાંત સિદ્ધરાજના તાબામાં હતો. સિદ્ધરાજના મહામાત્ય દાદાક જે જ્ઞાતિએ નાગર હતો, તેણે માલવાના રાજા યશોવર્માને હરાવ્યો હતો. સિદ્ધરાજે તે દાદાકના પુત્ર મહાદેવને માળવાનો સુબો નીમ્યો હતો.

## શિલાલેખ.

॥ ॐ ॥ स्वस्ति । विक्रमनृपकालातीत संवत्सर शतैकदशसुपञ्चनवत्याधिकेषु । स चाङ्कतः सं. ११९५ ज्येष्ठ वद १४ गुरौ ॥ अद्येव श्रीमदणहिलपाटकावस्थित महाराजाधिराज परमेश्वर त्रिभुवनगण्ड सिद्धचक्रवर्ति अवन्तीनाथ वर्वरकजीष्णु श्री जयसिंहदेव विजयराज्ये । अस्यैव श्री परमस्वामिनः प्रसादात् श्रीमदणहिलपाटकेभ्यः श्री करणादिव्यापारान् महत्तमश्री दादाके परिपंथयाति । प्रतापाजित मालवराज श्री यशोवर्मानं राजानं स जित्वा श्रीमदवन्तीमंडलावलात् घृत क्रित विभूषित नागरकुलान्वये दंड (नायक) श्री दादाके संप्रसूत श्री महादेवे मालवव्यापारं कुर्वति । अत्रत्य श्रेष्ठि· सोढदेवोहगच्छ । श्रे. धाग्देव। गांधिनागडो मालवचातुर्वुहाराणु ।

सातिं । श्रीकीर्तिनारायण देवतटिकायां श्रे. जोग । वारिक
प्रचारको .... .... .... .... ....
नगर ब्रह्मपुर्यां....द्रि .... .... .... ....

"ॐ સ્વસ્તિ. વિક્રમ સંવત્ ૧૧૯૫ની સાલ ( એટલે ઇ. સ. ૧૧૩૯ ) ના જ્યેષ્ઠ વદી ૧૪ ગુરૂવારે. આ દેશમાં હાલમાં અણહિલવાડ પાટણના મહારાજાધિરાજ, પરમેશ્વર, ત્રિભુવનગંડ, સિદ્ધચક્રવર્તી, અવંતીનાથ, બર્બરોને જીતનાર, સિદ્ધરાજ જયસિંહે જીતી લીધેલ રાજ્યમાં, તે મહારાજાધિરાજની કૃપાથી અણહિલ્લવાડ પાટણમાં મહામાત્ય મહાન્ દાદાક હતો. તે દાદાકે મહારાજાધિરાજ જયસિંહદેવના પ્રતાપથી માલવાના રાજા યશોવર્માને હરાવ્યો અને માળવાદેશ જીતી લીધો, તે દાદાકના પુત્ર નાગર કુલના ભૂષણ રૂપ મહાદેવ સુબેદારનું કામ કરે છે. તે–આ–સ્થળે શેઠ સોઢદેવ, ધારદેવ, ગાંધી નાગડો વગેરે શેઠીઆઓ ઉજ્જયનીમાં આવેલ બ્રહ્મપુરી નામના પરામાં કીર્ત્તિનારાયણના મંદિરમાં........"

શ્રીયુત ડિસ્કળકર લખે છે કે–લેખનો પાછળનો ભાગ ખંડિત થઇ ગયો છે, તેથી તેમાં લખેલ શેઠોના સંબંધની શી હકીકત છે, તે જણાતું નથી. અનુમાન થાય છે કે ઉજ્જયિનીમાં બ્રહ્મપુરી નામનું પરૂં હશે. અને પરામાં આવેલ કીર્ત્તિનારાયણના મંદિરમાં શેઠોએ કંઇ દાન આપ્યું હશે.

જૈન ગ્રંથોમાં લખ્યું છે કે–સિદ્ધરાજે માળવા જીત્યા પછી જિનચંદ્રને માળવાનો સુબેદાર નીમ્યો હતો. તે હકીકત આ લેખથી અસત્ય ઠરે છે. વસ્તુતઃ નાગર ગૃહસ્થ દાદાકના પુત્ર મહાદેવનેજ ત્યાં સુબેદાર નીમ્યો હતો. વિ. સં. ૧૧૯૫ આષાડ વદી ૧૦ રવિવારની મિતિના કચ્છમાં આવેલ ભદ્રેશ્વરમાંથી મળી આવેલ શિલાલેખમાં પણ દાદાકને

સિદ્ધરાજનો મહામાત્ય કહેવામાં આવ્યો છે. પાલી ગામમાંથી મળી આવેલ કુમારપાળના વિ. સં. ૧૨૦૯ ઇ. સ. ૧૧૫૩ ના શિલાલેખમાં તથા વિ. સં. ૧૨૧૬ ઇ. સ. ૧૧૬૦ ના શિલાલેખમાં મહાદેવ કુમારપાળનો મુખ્ય અમાત્ય હતો, એમ લખ્યું છે. વિ. સં. ૧૨૦૮ ઇ. સ. ૧૧૫૨ ની વડનગરની પ્રશસ્તિ ઉપરથી તેમજ વિ. સં. ૧૨૭૩ ઇ. સ. ૧૨૧૭ ના પ્રભાસપાટણના શિલાલેખ ઉપરથી પણ જણાય છે કે ગુજરાતના સોલંકી રાજા મૂલરાજથી બીજા ભીમદેવ સુધી વડનગરના નાગર ગૃહસ્થોનું તે રાજાઓના દરબારમાં બહુ માન હતું, અને પ્રત્યેક રાજા પાસે નાગરો મંત્રી તરીકે કામ કરતા હતા; સિદ્ધરાજનો મંત્રી શોભ અને કુમારપાળનો મંત્રી વલ્લ હતો. ( Bhavnagar Inscriptions, p. 195 ).

## પરિશિષ્ટ અંક ૧૮

### રાજા જયસિંહ સવાઇનો નંદલાલ મંડલોઇ ઉપરનો પત્ર.

સિદ્ધિશ્રી ૧૦૮, મહારાવ ભાઇ નંદલાલજી પ્રધાન, તથા ઠાકર નરહરદાસજી કાનુંગાં, સ્વસ્થાન ઇંદોર. જોગશ્રી જયપુરથી લ. મહારાજાશ્રી સવાઇ જયસિંહના પ્રણામ વાંચશો. અહિંયાં કુશલ છે, ત્યાં પણ તેમજ હશે. શ્રીજીની કૃપા સૌ ઉપર હજો ! બીજું લખવાનું કે તા. ૫ જમાદિલસન ગુહસ્તનો એક પત્ર આપની ઉપર લખી મોકલ્યો હતો. તેમાં લખ્યા મુજબ આપે મલ્હારરાવ હોલ્કર અને રાણોજી સિંધીયા પાસે વકીલ મોકલી, તેઓને દક્ષિણમાંથી બોલાવ્યા, આપના ભાઇ ભત્રીજા વગેરેનો નાશ કરાવીને આપે તેઓને માળવામાં સ્થાપિત કર્યા, તથા મારા લખવા ઉપરથી તેઓને પૂરી મદદ આપી જમીનદારો પાસેથી તથા

મહાલોમાંથી મેહેસુલ વસુલ કરવાનું શરૂ કરી દીધું. તે સમાચાર દિલ્હીમાં પોહોચતાં જ બાદશાહ સલામત મારી ઉપર બહુ નારાજ થઇને લખે છે કે—"રાવ નંદલાલ માળવાના સરદારોનાં મન વશ કરીને આપને મળી ગયા; જેથી અમારા સુબેદાર દયારામ બહાદુરને પ્રાણ ખોવો પડ્યો, અને તેઓએ આખો માળવા પ્રાંત શત્રુઓને સોંપી દીધો. તો, તેની કંઇ ચિંતા નહિ. તેનો બદલો બરાબર લેવામાં આવશે. મરાઠાઓ પૂર્વે ત્રણ વાર માળવામાં આવ્યા હતા અને ત્રણવાર તેઓને મારીને હાંકી કાઢવામાં આવ્યા હતા. એજ પ્રમાણે આ વખતે પણ તેઓને પૂર્ણ શાસન કરી હાંકી કાઢવામાં આવશે; ચેતતા રહેજો. અહીંથી લશ્કરને કુચ કરવાની તારીખ નક્કી કરવામાં આવી છે." એ પ્રમાણે તે પત્રમાં લખાઇ આવ્યું છે. તે હકીકત મેં પ્રધાન બાજીરાવ પેશવાને પણ લખી મોકલી હતી. તેઓ પ્રત્યુત્તરમાં લખે છે કે—"માળવામાં અમારી સત્તા જમાવવામાં રાવ નંદલાલજી, ઠાકોર નરહરદાસજી અને સઘળા સરદારોએ મદદ કરી છે. તેઓનો માળવામાં પ્રધાનપણાનો હક, ચોધરાતનો હક તથા કાનુંગાની ચોથાઇનો હક તેમજ તેઓના ભાઇ ભાંડુઓના જે હકો છે, તે જેમ મહારાજા ગિરિધર બહાદુર અને તેઓના કુટુંબીઓ તરફથી તેઓને મળેલા છે, તેમાં જરા પણ ફેરફાર કર્યા વિના અમે પાળશું. તેમાં મેહેરબાની કરી વધારો કરશું, પરંતુ કદી ઘટાડો કરશું નહિ. સિવાય રાવ નંદલાલજીને વચન આપીએ છીએ કે—રાજા સાહેબ ગિરિધર બહાદુર, જેઓ માળવાના રાજા હતા, તેઓ બાદશાહનો પક્ષ લઇને અમારા ભાઇ ચિમણાજી સાથે લડયા અને શાકે ૧૬૪૮ (?)માં સારંગપુરના યુદ્ધમાં મરાઇ ગયા. તેઓના કુટુંબીઓ માળવાની ગાદી ઉપર હતા અને જે ઉપજ આવતી હતી, તેનો હિસાબ અમે જોયો. તેઓએ મેહેસુલ કરવાની જે પદ્ધતિ ગ્રહણ કરી હતી, તે અમે કાયમ રાખશું, એ પ્રમાણે અમે માતા નર્મદાના તીર ઉપર પ્રતિજ્ઞા કરીએ છીએ."—એ મુજબ લખાઇ આવ્યું છે. તે ઉપરથી આપને લખવાનું-

કે, બાદશાહે ચઢાઇ કરી છે, તેની કંઇ ચિંતા કરશો માં. શ્રી પરમાત્મા પાર ઉતારશે. બાજીરાવ પેશવા પાસેથી અમે આપની બાબતમાં ધર્મને વચમાં રાખી વચન લીધું છે. તે બાબતમાં હવે કંઇ શંકા કરશો નહિ. તેઓની સત્તા સુસ્થાપિત થાય, તેવી સર્વ પ્રકારે તેઓને મદદ કરશો. માળવાના બંદોબસ્તનું કામ આપના વિશ્વાસ ઉપર રાખીએ છીએ. તા. ૨૫ સફર સલ્લાસ સલાસીન મયા વ અલફ. ( તા. ૬-૮-૧૭૩૨, ભાલેરાવ, ગ્વાલીયર )

અનુવાદ-મરાઠી રિયાસત, મધ્યમ વિભાગ, પૃ. ૩૭૮-૭૧



## પ્રકરણ ૧૬ મું

## ચિમનબહાદુર રાજા ભવાનીરામ

( તા. ૮–૧૨–૧૭૨૮ થી જુલાઇ ઇ. સ. ૧૭૨૯ સુધી )

પરિસ્થિતિમાં કંઠાજી તથા પીલાજીએ વડોદરાના ફોજદારને હરાવીને તેની પાસથી વડોદરા અને ડભોઇ ખુંચવી લીધાં. ત્ર્યંબકરાવના પુત્ર કૃષ્ણાજીએ ચાંપાનેર તાબે કર્યું.

બુંદેલખંડના બુંદેલાઓએ પન્નાધિપતિ છત્રસાલ અને ઓર્છાના રાજા અર્જુનસિંહના આધિપત્ય નીચે બાદશાહી ધુંસરી ફેંકી દેવા બળવો ઉઠાવ્યો હતો. તેઓને શિક્ષા કરવાને માટે અલ્હાબાદના સુબા મહમદખાન બંગસને અને તેના પુત્ર કયામતખાનને મોટું સૈન્ય આપી મોકલવામાં આવ્યા. આથી ગભરાઇ જઇને છત્રસાલે બાજીરાવ પેશવાની મદદ માગી. બાજીરાવે નીઝામને નરમ પાડવાથી આ સંધિનો લાભ લીધો. ગિરિધરબહાદુરના મરાયાના સમાચાર મળતાં જ તેણે પ્રચંડ સેના સાથે નર્મદાનદી ઉતરી બુંદેલખંડ પ્રતિ પ્રયાણ કર્યું. ( ઇ. સ. ૧૭૨૯ )

દિલ્હીમાં બાદશાહને ગિરિધરબહાદુર મરાયાના સમાચાર મળ્યા કે તુરત બાદશાહ અને તેના અધિકારીઓના રોષનો પાર રહ્યો નહિ. રાજા જયસિંહ સવાઇની માળવાના જમીનદારોને ઉશ્કેરણીથી તેમજ મરાઠાઓને ગુપ્ત સાહાય્ય આપવાથી જ તેવું પરિણામ આવ્યું છે, તે જાણીને બાદશાહે પોતાની નાખુશી દર્શાવનારો એક પત્ર તેઓની ઉપર લખી મોકલ્યો. [1] ભવાનીરામે પોતે ઉજ્જયિનીથી સારંગપુરના યુદ્ધના સવિસ્તર સમાચાર લખી મોકલ્યા હતા; તેઓને સાંત્વન કરવાને માટે બાદશાહે પોતે તેઓને રાજા ચિમનબહાદુરના ઇલકાબની અને ગિરિધરબહાદુરની જગ્યાએ નિમણુક કરવાની સનંદ મોકલાવી દીધી. તે સાથે લશ્કરના ખર્ચ માટે બે લાખ રૂપીયા પણ મોકલાવી દીધા. તે પત્રમાં ભવાનીરામને બહુ અશ્વાસન આપવામાં આવ્યું હતું, અને મરાઠાઓનું પારિપત્ય કરવાને માટે યમુનીના ફોજદાર સૈયદ નિજમુદ્દીન અલીખાન,—રાજા

૧. જુઓ પરિશિષ્ટ અંક ૧૮

જયસિંહ સવાઇની મારફત ઉદયપુરના માહારાણા તથા મહમદઉમરખાન તથા કોટાના રાજા દુર્જનસાલને પોતપોતાનાં સૈન્યો લઇને ત્વરાથી મદદે જઇ પોહોંચવાનાં ફરમાનો લખી મોકલવામાં આવ્યાં છે, તેમ લખવામાં આવ્યું હતું [૨]

છતાં આશ્ચર્ય જેવું છે કે—મુસલમાની કોઇપણ ઇતિહાસકારે પોતાના ઇતિહાસમાં ભવાનીરામનો ઉલ્લેખ પણ કર્યો નથી. તે સમયે મરાઠાઓએ આખા માળવા ઉપર ફરી વળી ત્રાસ વર્તાવી દીધો હતો. બાદશાહના વૃંતાતલેખકોને સારંગપુર કે ઉજ્જયિનીના કિલ્લાઓમાં ભરાઇ રહેવું પડયું હતું, એટલુંજ નહિ પણ ભવાનીરામ અને સૈયદ નિજમુદ્દીનની વચ્ચે પરસ્પર ખટપટ જાગી હતી. તેવી અરાજકતામાં તે સમયની માલવાની ખરી હકીકત ઇતિહાસકારોના જાણવામાં ન આવી હોય, તે સંભવિત છે. છતાં અજાયબ—ઉલ—આફાકના પત્રોને આધારે યદુનાથ સરકારે—અર્વિનના ઇતિહાસમાં (પૃ. ૨૪૫–૭ ) માં સવિસ્તર હકીકત આપી છે, તેનું કોઇપણ રીતે નિરાકરણ થઇ શકે તેમ નથી. તેજ પત્રસંગ્રહમાંથી આ સાથે પરિશિષ્ટ અંક ૧૯ માં ૧૮૨–૧૮૩ અને ૧૮૪ ના પત્રોનાં ભાષાંતરો આપવામાં આવ્યાં છે. તે ઉપરથી નિસંશય સિદ્ધ થાય છે કે ગિરિધરબહાદુર મરાયા પછી બાદશાહે ભવાની-રામને માળવાની સુબેદારી આપી હતી.[૩] પરિશિષ્ટ અંક ૨૦ માં પેશ્વા દફતર પત્ર સંગ્રહમાંનો વિભાગ ૧૩ માંથી ૫૧ મા પત્રનું ભાષાંતર

---

૨. Later Mughals by W. Irvine, Vol, II p. 245

૩ નં. ૧૮૩ નો પત્ર ભવાનીરામે બાદશાહ ઉપર લખેલો છે તેમાં સાર રૂપે છે. તે પત્રમાં ભવાનીરામ લખે છે કે– " સુબાએ પોતે [ પવિત્ર કચેરીનો સેવક ( ભવાનીરામ ) ] ગજા કરતા મોટું લશ્કર એકઠું કરીને નદીની ચોતરફ મોરચા બાંધેલા છે. "

આપવામાં આવ્યું છે. તે પત્રથી પણ ઉપરની હકીકતને સંપૂર્ણ પુષ્ટી મળે છે. [૪]

એટલુંજ નહિ, પણ પાછળ પૃષ્ટમે પરિશિષ્ટ અંક ૪ મે રાજા ચમનબહાદુર ( ભવાનીરામ ) સંબંધી એક ઉલ્લેખ આપવામાં આવ્યો છે. તે ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ઇ. સ. ૧૭૨૯ ના જુન માસમાં ભવાનીરામનું મુકામ ઉજ્જયિનીમાં હતું, અને તેઓ ત્યાં સુબેદારીના હુદ્દા ઉપર હતા. [૫]

રાજા ગિરિધરબહાદુર ભવાનીરામને ઉજ્જયિનીનો કિલ્લો સોંપી, પોતે સારંગપુર ગયા હતા. સારંગપુરના યુદ્ધમાં તેઓના પરલોક ગમન થયાના સમાચાર સાંભળી ભવાનીરામે યુદ્ધની સઘળી તૈઆરી કરવા માંડી: કિલ્લાને મજબુત કર્યો, અનાજ અને લડાઇનાં સઘળાં સાધનો ભરી દીધાં, કિલ્લાની આસપાસ આવેલી ક્ષિપ્રાનદીની આસપાસ ખાઇઓ ખોદી મોરચાઓ ગોઠવી દીધા. ઉદાજી પવાર અને ચિમણાજીઆપા-સારંગપુરથી વિદાય થઇ ધારની નૈઋત્યે વીશ માઇલ આવેલ આમઝેરા ( અંજાર ) ગામે આવી પોહોંચ્યા [૬] ત્યાંથી લુંટફાટ કરતા કરતા તેઓ તા. ૨૦-૧૨-૧૭૨૮ ના અરસામાં ઉજ્જયિની આવી પોહોંચ્યા, અને તેની ફરતો તેઓએ ઘેરો ઘાલ્યો. પરિશિષ્ટ અંક ૧૯ માં આપેલ નં. ૧૮૩ ના પત્ર ઉપરથી જણાય છે કે ત્યાર પછી સોળમે દિવસે એટલે તા. ૪-૧-૧૭૨૯ ને રોજ ભવાનીરામે બાદશાહને વિશેષ મદદ

---

૪. તે પત્રમાં ચિમણાજી લખે છે કે-બાદશાદના પત્રમાં સૈયદની સુબેદારી વિષે તથા ગિરિધરબહાદુરના પુત્રની સુબેદારીવિષે સવિસ્તર વૃતાંત લખ્યો હતો.

૫. તે ઉલ્લેખમાં લખવામાં આવ્યું છે કે-" श्री अवंतिकापुरी तथा राजा श्रीच्चयमनविजय राज्ये ॥ તે ઉપરથી ભવાનીરામ તે સમયે માળવાના સુબા હતા એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

૬. જુઓ પેશવા દફતર પત્ર સંગ્રહનો વિભાગ ૧૩ મો, પત્ર નં. ૨૩ પૃ. ૨૩

જયસિંહ સવાઇની મારફત ઉદયપુરના માહારાણા તથા મહમદઉમરખાન તથા કોટાના રાજા દુર્જનસાલને પોતપોતાનાં સૈન્યો લઇને ત્વરાથી મદદે જઇ પોહોંચવાનાં ફરમાનો લખી મોકલવામાં આવ્યાં છે, તેમ લખવામાં આવ્યું હતું[૨]

છતાં આશ્ચર્ય જેવું છે કે—મુસલમાની કોઇપણ ઇતિહાસકારે પોતાના ઇતિહાસમાં ભવાનીરામનો ઉલ્લેખ પણ કર્યો નથી. તે સમયે મરાઠાઓએ આખા માળવા ઉપર ફરી વળી ત્રાસ વર્તાવી દીધો હતો. બાદશાહના વૃંતાતલેખકોને સારંગપુર કે ઉજ્જયિનીના કિલ્લાઓમાં ભરાઇ રહેવું પડયું હતું, એટલુંજ નહિ પણ ભવાનીરામ અને સૈયદ નિજમુદ્દીનની વચ્ચે પરસ્પર ખટપટ જાગી હતી. તેવી અરાજકતામાં તે સમયની માલવાની ખરી હકીકત ઇતિહાસકારોના જાણવામાં ન આવી હોય, તે સંભવિત છે. છતાં અજાયબ –ઉલ–આફાકના પત્રોને આધારે યદુનાથ સરકારે–અર્વિનના ઇતિહાસમાં (પૃ. ૨૪૫–૭ ) માં સવિસ્તર હકીકત આપી છે, તેનું કોઇપણ રીતે નિરાકરણ થઇ શકે તેમ નથી. તેજ પત્રસંગ્રહમાંથી આ સાથે પરિશિષ્ટ અંક ૧૯ માં ૧૮૨–૧૮૩ અને ૧૮૪ ના પત્રોનાં ભાષાંતરો આપવામાં આવ્યાં છે. તે ઉપરથી નિસંશય સિદ્ધ થાય છે કે ગિરિધરબહાદુર મરાયા પછી બાદશાહે ભવાની-રામને માળવાની સુબેદારી આપી હતી.[૩] પરિશિષ્ટ અંક ૨૦ માં પેશવા દફતર પત્ર સંગ્રહમાંનો વિભાગ ૧૩ માંથી ૫૧ મા પત્રનું ભાષાંતર

---

૨. Later Mughals by W. Irvine, Vol, II p. 245

૩ નં. ૧૮૩ નો પત્ર ભવાનીરામે બાદશાહ ઉપર લખેલો છે તેમાં સાર રૂપે છે. તે પત્રમાં ભવાનીરામ લખે છે કે– " સુબાએ પોતે [ પવિત્ર કચેરીનો સેવક ( ભવાનીરામ ) ] ગજા કરતા મોટું લશ્કર એકઠું કરીને નદીની ચોતરફ મોરચા બાંધેલા છે. "

આપવામાં આવ્યું છે. તે પત્રથી પણ ઉપરની હકીકતને સંપૂર્ણ પુષ્ટી મળે છે. ૪

એટલુંજ નહિ, પણ પાછળ પૃષ્ટમે પરિશિષ્ટ અંક ૪ મે રાજા ચમનબહાદુર ( ભવાનીરામ ) સંબંધી એક ઉલ્લેખ આપવામાં આવ્યો છે. તે ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ઇ. સ. ૧૭૨૯ ના જુન માસમાં ભવાનીરામનું મુકામ ઉજ્જયિનીમાં હતું, અને તેઓ ત્યાં સુબેદારીના હુદ્દા ઉપર હતા. ૫

રાજા ગિરિધરબહાદુર ભવાનીરામને ઉજ્જયિનીનો કિલ્લો સોંપી, પોતે સારંગપુર ગયા હતા. સારંગપુરના યુદ્ધમાં તેઓના પરલોક ગમન થયાના સમાચાર સાંભળી ભવાનીરામે યુદ્ધની સઘળી તૈઆરી કરવા માંડીઃ કિલ્લાને મજબુત કર્યો, અનાજ અને લડાઇનાં સઘળાં સાધનો ભરી દીધાં, કિલ્લાની આસપાસ આવેલી ક્ષિપ્રાનદીની આસપાસ ખાઇઓ ખોદી મોરચાઓ ગોઠવી દીધા. ઉદાજી પવાર અને ચિમણાજીઆપા-સારંગપુરથી વિદાય થઇ ધારની નૈઋત્યે વીશ માઇલ આવેલ આમઝેરા ( અંજાર ) ગામે આવી પોહોંચ્યા ૬ ત્યાંથી લુંટફાટ કરતા કરતા તેઓ તા. ૨૦-૧૨-૧૭૨૮ ના અરસામાં ઉજ્જયિની આવી પોહોંચ્યા, અને તેની ફરતો તેઓએ ઘેરો ઘાલ્યો. પરિશિષ્ટ અંક ૧૯ માં આપેલ નં. ૧૮૩ ના પત્ર ઉપરથી જણાય છે કે ત્યાર પછી સોળમે દિવસે એટલે તા. ૪-૧-૧૭૨૯ ને રોજ ભવાનીરામે બાદશાહને વિશેષ મદદ

૪. તે પત્રમાં ચિમણાજી લખે છે કે-બાદશાદના પત્રમાં સૈયદની સુબેદારી વિષે તથા ગિરિધરબહાદુરના પુત્રની સુબેદારીવિષે સવિસ્તર વૃતાંત લખ્યો હતો.

૫. તે ઉલ્લેખમાં લખવામાં આવ્યું છે કે-" श्री अवंतिकापुरी तथा राजा श्रीच्चयमनविजय राज्ये ॥ તે ઉપરથી ભવાનીરામ તે સમયે માળવાના સુબા હતા એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

૬. જુઓ પેશવા દફતર પત્ર સંગ્રહનો વિભાગ ૧૩ મો, પત્ર નં. ૨૩ પૃ. ૨૩

મળવા માટે એક પત્ર લખી મોકલ્યો હતો. પાંત્રીસ દિવસ સુધી કદર ઘેરો ઘાલ્યા છતાં મરાઠાઓ ઉજ્જયિનીના કિલ્લાનો એક કાંગરો પણ તોડી શક્યા ન હતા, તેમ મોરચા પાસે આવવાની તેઓની હિમ્મત ચાલતી ન હતી. ભવાનીરામ તેઓના પરાક્રમી પિતાના જેવાજ સાહસિક અને વીર્યશાલી હતા. તેઓ પોતાના શૂરા યોદ્ધાઓ સાથે એકદમ કિલ્લામાંથી મ્હાર ધસી આવ્યા, મરાઠાઓના સૈન્ય ઉપર અચિંત્ય આક્રમણ કર્યું; ઘોર સંહારક યુદ્ધ થયું અને બન્ને પક્ષોના અસંખ્ય યોદ્ધાઓ કપાઇ મુઆ. મરાઠાઓને વિજયની આશા રહી નહી. તેઓ તુરત રણક્ષેત્ર છોડી પલાયન કરી ગયા. તેઓએ ફરીથી સારંગપુરનો કિલ્લો હસ્તગત કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ત્યાં તેઓનું કંઇ ફાવ્યું નહિ; સિંરોજ મુકામે સૈયદ નિજમુદ્દીન અલીખાન પડયો હતો, તેને ત્યાંથી કાઢીમૂકી સિંરોજનો કિલ્લો તાબે કરવા મરાઠાઓ સિંરોજ ગયા. પરંતુ ત્યાં પણ તેઓની તેવીજ દશા થઇ.

ઉજ્જયિનીના યુદ્ધના સવિસ્તર સમાચાર ભવાનીરામે બાદશાહને લખી મોકલ્યા. બાદશાહે નિજમુદીનને ત્વરાથી ઉજ્જયિની જવાનો હુકુમ લખી મોકલ્યો હતો, છતાં તે સિંરોજમાં પડયો રહ્યો. એટલુંજ નહિ પણ ઉજ્જયિનીના લશ્કરને ચુકવવાને પાંચ લાખ રૂપીઆ ચઢી ગયા હતા, તે રકમ પણ બાદશાહે મોકલાવી નહિ. ઉદાજી પવાર અને ચિમ્ણાજી આપા પોતાનું સૈન્ય લઇને બાજીરાવ સાથે એકઠા થવાના હેતુથી ગ્વાલીયર તરફ ચાલ્યા ગયા[૭] તેવી પરિસ્થિતિમાં સૈયદ નિજમુદ્દીન ઉજ્જયિનીથી ત્રણ માઇલ દૂર કોટાના રાજા દુર્જનસાલ સિંહ અને મહમદ ઉમરખાન સાથે આવીને પડાવ નાંખીને રહ્યો. દિલ્હીના કાર્યભારીઓની પરસ્પર ખટપટને લીધે તેણે પણ માળવાના સુબાની નિમણુક કર્યાનો હુકુમ મેળવ્યો હતો.[૮] તે હુકુમને આધારે તેણે

૭. જુઓ પરિશિષ્ટ અંક, ૨૦

૮. અખબારદિ-ઉલ-આફાક, પત્ર ૧૯૨

ભવાનીરામને મદદ આપવાને બદલે અનેક પ્રકારની કનડગત કરવા માંડી; જમીનદારોને ઉશ્કેરીને ચઢેલી ઇજારાની રકમ ભવાનીરામના અધિકારીઓને આપવાની તેણે ના લખી મોકલી, તેમજ ખેડુતો પાસેથી પરભારી મહેસુલ વસુલ કરવા માંડી.

ભવાનીરામે આ સઘળી હકીકત સખ્ત શબ્દોમાં બાદશાહને લખી મોકલી. બાદશાહે તુરત નજમુદ્દીનને ત્યાંથી પોતાના પ્રગણામાં–ચાલ્યા જવાના તાકીદ હુકમો ભવાનીરામ મારફત મોકલાવી દીધા. છતાં તે હુકુમોની તેણે કાગળના કડકા જેટલી પણ ગણના કરી નહિ; ઉલટું ભવાનીરામ સાથે લડવાની તૈયારી કરી.

દુર્જનસાલસિંહે તેમજ મહમદ ઉમરખાને તેને ઘણો સમજાવ્યો, પરંતુ સત્તાના લોભે તેના હૃદયને ઘેરી લીધું હતું, તેથી તેઓની પણ તેણે દરકાર કરી નહિ. ભવાનીરામ તેનાથી ગાંજ્યા જાય તેવા ન હતા. રણક્ષેત્ર ઉપર સામે પગલે તેને વધાવી લેવાને તેઓ ધસી આવ્યા. દુર્જનસાલસિંહ અને મહમદઉમરખાન નિરાશ થઇ ચાલ્યા ગયા, ફરી કલ્યાદ પાસે પ્રચંડ યુદ્ધ થયું, તેમાં નજમુદ્દીનનો સખ્ત પરાભવ થયો, અને તેને ત્યાંથી નાશી જવાની જરૂર પડી. ( એપ્રીલ ૧૭૨૯ ).

એ રીતે નજમુદ્દીનરૂપી કટંક તો દૂર થયો, પરંતુ ભવાનીરામના દુર્ભાગ્યનો પાર આવ્યો નહિ. તેના શત્રુઓએ એવો ગપ ચલાવ્યો કે–બાદશાહે તેઓને સુબાની જગ્યાએથી દૂર કર્યા છે. આવી પરિસ્થિતિમાં જમીનદારોએ તેમજ ખેડુઓએ મહેસુલ આપવાની ના કહી, લશ્કરના સીપાઇઓએ ચોથ પગાર મળવા બળવો ઉઠાવ્યો, અને તેઓને કલ્યાદના કિલ્લામાં ઘેરી લીધા.

એટલામાં વળી મરાઠાઓનું એક ટોળું કંઠાજીની સરદારી નીચે ખાનદેશમાં ખારગામને લુંટી લઇ માળવામાં દાખલ થયું. ભવાનીરામે જમીનદારોનો અને પોતાના લશ્કરનો બળવો તો શાંત કર્યો, પરંતુ મરાઠાઓના ઉપરાઉપરિ આક્રમણોને હઠાવવાને અસમર્થ થઇ ગયા. ઇ. સ.

૧૭૨૯ ના જુન માસમાં કંઠાજી ધારની આસપાસનો પ્રદેશ લુંટી લઇ ઉજડ કરતો હતો, તેવામાં ઉદાજીપવાર અને તેના ભાઇ આનંદરામ પવાર સાથે ચિમ્ણાજી આપા, તે પ્રદેશની વેંહેચણી કરવામાં રોકાયો હતો, એમ તેના બાજીરાવના પત્રો ઉપરથી જણાય છે.[૯]

ભવાનીરામનું લશ્કર ફરી બેઠું હતું, તાબાના જમીનદારોએ શત્રુત્વ ધારણ કર્યું હતું, છતાં મરાઠાઓ ઉજ્જયિની પાસે જવાની હિંમત કરતા ન હતા. તેવી પરિસ્થિતિમાં બાદશાહે રાજા જયસિંહ સવાઇને તુરત ભવાનીરામની મદદે જવાનું ફરમાન મોકલ્યા છતાં, તેઓ અંબરના કિલ્લાથી એક તસુ પણ આગળ વધ્યા નહિ; તેઓના સરદાર જોરાવરસિંહે માત્ર સાતસેં સ્વારો રાયપુર મુકામેથી ઉજ્જયિની મોકલી દીધા.

બાદશાહે તેજ પ્રમાણે કોટાના રાજા રામચંદ્ર અને ઓર્છાના રાજા ઉદ્દુતસિંહને પણ મદદે જવાના હુકુમો લખી મોકલ્યા હતા. તેઓએ પણ હુકુમનું માન રાખ્યું નહિ. તેવી સ્થિતિમાં ઉદાજી પવારે ફરીથી માળવામાં પ્રવેશ કરી ધાર અને તેની આસપાસના પ્રદેશ ઉપર ત્રાસ વર્તાવી દીધો.

આ સમાચાર દિલ્હી પોહોંચતાંજ બાદશાહના મંડળમાં અતિશય ગભરાટ વ્યાપી ગયો. આ સમયે મુસલમાન સરદાર મહમદખાન બંગસ બુંદેલખંડમાં રોકાઇ ગયો હતો. રાજા જયસિંહ સવાઇ સિવાય બીજા કોઇ રજપુત રાજામાં મરાઠાઓનું પારિપત્ય કરવાનું સામાર્થ્ય ન હતું. તે કારણથી તેઓને ગમે તેટલી લાલચો આપ્યા વિના છુટકો નહતો. બાદશાહે તેઓની માળવાના સુબેદારની જગ્યોએ નિમણુક કરી અને ભવાનીરામને નાયબ સુબેદારી આપવાનો ઠરાવ કર્યો, અને તે ઠરાવના ખબર ભવાનીરામને પોહોંચડાવી દીધા.[૧૦]

---

૯ પેશવા દફ્તર પત્રસંગ્રહ વિભાગ ૧૩ પત્ર ૫૫-૫૭

૧૦ Later Mughals by W. Irvine, Vol. II, p. 247.

એ રીતે બાજીરાવે પોતે અને તેના પક્ષકારીએ નિઝામના રાજ્યમાં, માળવામાં અને બુંદેલખંડમાં અતિ અગત્યના વિજયો મેળવ્યા; પરંતુ તેના પ્રતાપનું તેજ તેના શત્રુઓ સહન કરી શક્યા નહિ. પોતાના દેશમાંજ સંભાજી ભોંસલે મરાઠી સ્વરાજ્યનો ભાગલો પાડવાનો ઉદ્યોગ કર્યા કરતો હતો; નિઝામ–ઉલ–મુલ્કને દક્ષિણમાં નિષ્કંટક સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરવી હતી. તેવી પરિસ્થિતિમાં શાહુના દરબારમાં જ એક પેશવાનો અને બીજો દાભાડેનો એમ પક્ષો બંધાઇ ગયા હતા. ત્ર્યંબકરાવ દાભાડેના પક્ષમાં પીલાજી ગાયકવાડ, કંઠાજી કદમ, શિવાજી પવાર અને ખાનદેશ તથા ઉત્તર કોંકણના કેટલાક સરદારો હતા, તેઓએ બાજીરાવની વિરૂદ્ધ ખટપટ શરૂ કરી દીધી. છતાં બાજીરાવ તે સર્વ શત્રુઓને પોહોંચી વળે તેવો સમર્થ હતો. ગુજરાતમાં પીલાજી અને કંઠાજી શાહુ રાજાના નામથી ત્રાસ વર્તાવતા હતા, છતાં તેના સુબા સરબુલંદખાન ઉપર કંઇ અસર કરી શક્યા ન હતા. બાજીરાવે પોતાના ચિમણાજી આપાને તુરત ગુજરાતમાં મોકલી દીધો. તેણે પેટલાદ તથા ધોળકા લુંટી લીધાં તેમજ કંઠાજી અને પીલાજીનું જોર નરમ પાડ્યું. સરબુલંદખાન કેવળ નિરૂપાય થઇ ગયો; બાજીરાવની માગણી પ્રમાણે તેણે સુરત સિવાય ગુજરાતના આખા પ્રાંતની ચોથ અને સરદેશમુખી આપવાનું કબુલ કર્યું, તેના બદલામાં બાજીરાવે મરાઠાના કોઇપણ ફીતુરખોર ટોળાં ગુજરાતમાં આવીને ઉપદ્રવ કરે તો તેને હાંકી કાઢવાનું અને બાદશાહી સત્તાને ટકાવી રાખવાનું વચન આપ્યું.[૧૩]

---

૧૩ રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇકૃત ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ ભાગ ૩ જો પૃ. ૨૫૮–૨૫૯.

# પરિશિષ્ટ અંક ૧૯

[ રાજા છબીલારામ બહાદુર, રાજા ગિરિધરબહાદુર તથા રાજા ભવાનીરામબહાદુર સાથે ચાલેલ પત્ર વ્યવહારના અજાઇબ-ઉલ-આફાક નામનો ફારસી ભાષામાં લખાયેલા પત્ર સંગ્રહની અસલ હસ્તલિખિત પ્રત લંડનના બ્રિટિશ મ્યુઝીયમમાં છે. ભાવનગર શામળદાસ કોલેજના પ્રોફેસર. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક એમ. એ. પીએચ. ડી. એ તેની એક પ્રતિબિંબિત નકલ મોટા મૂલ્યથી મેળવી છે. તેમાંથી નીચેના પત્રોનાં ગુજરાતી ભાષાંતરો આપવામાં આવે છે. ]

## પત્રાંક. ૧૮૨.

( જેમાં શહેનશાહ મહમદશાહનાં ફરમાનો અને હુકુમો પ્રસાર થયા, તેનો સમાવેશ થાય છે; જે હુકુમો ખાસ કરીને સેવક ખાનસમસમુદૌલા વજીરે મમાલીક ( Secretary of Dominions ) અને રાજ્યના બીજા સ્તંભો તથા મિત્રો, જેઓને ચિમ્ન બહાદુર [ ભવાનીરામ ] સાથે પત્ર વ્યવહાર થયો હતો અને તેનો ઉત્તર ચિમ્ન બહાદુર, રાજાએ મોકલ્યો હતો. )

( હજુરનો હુકુમ-ચિમ્ન બહાદુર, જે મેહરબાની ઉપકાર અને અઢળક બક્ષીસોને લાયક છે, તેની ઉપર હજુરશ્રીના ખાસ હસ્તાક્ષરનો ).

કુંવર ભવાનીરામ જે શહેનશાહની મહેરબાનીથી કીર્તિવંત થયેલ છે. તે જાણે કે શાંતિના સમયમાં ગિરિધર બહાદુર સાથે વચન પાલણની બાબત થઇ હતી, અને જેનો તે ગિરિધર બહાદુરનો આત્મભોગ રાજ્યના કાર્યભારમાં વિસ્તરશઃ શહેનશાહ ( અમારે ) ને પવિત્ર કાને આવેલો; તે આ સ્વર્ગવાસીને માટે પ્રશંસા પાત્ર છે. જરૂરનું છે કે-અસલી કુટુંબનો આમજન ઉજ્જયિનીમાં સ્વતંત્ર થયેલ અને તેને તાકીદ

( શીક્ષા ) માટે નામોશી થયેલ અને તે ( નામોશીમાંથી મુક્ત થયા ) થઈને બાદશાહી મુલુકના રક્ષણાર્થે જોવે તેટલો પ્રયત્ન કર્યો, અને મોટાં પરિણામોના ઉમેદવાર થયા ( એટલે મોટા દરજ્જાના આશાવંત થયા ). આ બાબતમાં અગણિત મહેરબાની તેમના ( આપ્તજન ) પ્રતિ દર્શાવવામાં આવી, અને ( બાદશાહની ) અમારી પ્રસન્નતા તેઓ ઉપર થશે. તેઓને રાજાનો કીતાબ આપી ઉચ્ચપદ આપ્યું છે. અને આ સંબંધમાં તૈયબ નજમુદ્દીન અલીખાન વગેરેને તાકીદના હુકુમો એવી મતલબના કરવામાં આવ્યા છે કે તેઓ ત્યાં જાય અને વચનપાલનની ગોઠવણ કરે. મનની શાંતિથી અને ઈતરાજી વ્હોરેલી કોમની શિક્ષા માટે તે કામ કરે. હજુર હુકુમનો અમલ જારી રાખવા માટે આત્મભોગ આપનાર ખનિજાદ ( ભવાનીરામ ) ની અરજી ફુરસદને વખ્તે ( Sky-like-threshold ) આકાશ તુલ્ય ઉંબરાને નમન કરીને પોતાની જાતને નુરાની કરે અને ખુદાતાલાના દરબારથી બાદશાહની નિરંતર કૃપા વહતી રહેવા માટે પ્રાર્થના કરે.

## પત્રાંક. ૧૮૩

( ખાસ હુકુમ આબાદી વાળો, માનનીય પોતાના હસ્તાક્ષરથી અજાયબી વાળો, સારા ખબરનો લાવનાર ખીતાબથી ભરપુર, શુભ સમાચાર આપનાર—કે જે ઉચ્ચ કુટુંબના ભરણપોષણ માટે અને તેના રજકણ ( તે કુટુંબના કોઈપણ મનુષ્યના ) ને પરવશી કરનારો હુકુમ નીકળ્યો; તે હુકુમ શુભ-પ્રસંગે મળ્યો. )

સલામ અને પ્રણામના પ્રવાહનો અંગીકાર કરીને તે હુકુમે-કીર્તિની ટોચે મોટા આકાશમાં માથું ઉચકાવ્યું ( ત્રણું માન મળ્યું ) આ સઘળી ઉત્કૃષ્ટ નવાજેશો અને સુલતાની ઈનામો, કે જેણ ઉચ્ચાં આકાશમાંથી જાહેર થવાનું માન મેળવ્યું હતું, તેણે નવીન ચૈતન્ય

આપ્યું. તેનો આભાર અને ઉપકાર શક્યતાની કલ્પનાઓની વર્તુલ ની બ્હાર અને માનવ જાતનાતર્કના પરિધની પણ પર છે. હજારો વર્ષ પર્યંત પવિત્ર જાતને અને વ્યક્તિને બાદશાહીના તાજને મોતીથી ઇશ્વરને શણગારેલ રાખે. આ વેળાએ ઉદો તથા ચિમણો ( ઉદાજી પવાર તથા ચિમણાજી આપા ) જેઓને નામોશીનો બટ્ટો લાગ્યો છે. તેઓએ ઉજ્જયિનીની હદમાં બળવો અને ફીતવો જગાડેલ છે. સુબાએ પોતે [ પવિત્ર કચેરીનો સેવક–ભવાનીરામ ] ગજા કરતાં વધારે લશ્કર એકઠું કરીને નદીની ચોતરફ મોરચા બાંધેલ છે. અને તે ભાગ્યહીન ટોળાને નશીયત તથા શિક્ષા આપવા માટે તૈયાર છે. સોળ દિવસથી ભડકાવનારી લડાઇનો અગ્નિ પ્રસરી રહ્યો છે. બાદશાહના ભાગ્યથી તેમજ ખુદાની મહેરબાનીથી આ બંડખોરોને બહુ સખ્ત સજા પોહોંચે છે. અને મહાન બાદશાહીના મિત્રોનો વિજય થતો જાય છે. સેવક આપના દરબારના કામ કરવામાં કોઇપણ જાતની ખામી રાખતો નથી. શત્રુઓના લશ્કરથી બચવું તે પવિત્ર પરમેશ્વરની કૃપા ઉપર આધાર રાખે છે. વિશેષ શું વિનવું ? આપનો તેમજ આખી બાદશાહીનો સૂર્ય સદાકાળ પ્રકાશતો રહે !

## પત્રાંક. ૧૮૪

ખાસ બાદશાહના હસ્તાક્ષરથી મોટાઇ ભરેલો હુકુમ મહેરબાની અને ઉપકારને લાયક, બેહદ દયાને પાત્ર રાજા ચિમ્નબહાદુર ( ભવાનીરામ ), જે બાદશાહી મહેરબાનીથી નવાજેશ થયેલ છે, તેણે જાણવું કેઃ—તમારા ઉચ્ચ કુટુંબની અરજી પવિત્ર નજર નીચે આવી, અને અમારા ખાસ વાંચનમાં આવી. તમારા જેવા ઉત્તમકુલીને બાદશાહીના કામ માટે તેમજ તેના અધમ શત્રુઓને શિક્ષા કરવા માટે કરેલ આત્મભોગ અને પ્રાણાર્પણ જાણવામાં આવ્યું, અને પ્રશંસાને પાત્ર થયું. તે મહેરબાનીને લાયકના ખર્ચ માટે એ લાખ રૂપિયા બાદશાહી તીજોરીમાંથી બક્ષીસ

આપવામાં આવ્યા. તેમજ રાજા ગિરિધરબહાદુરની જાગીર તેને (ભવાની-રામને) સોંપવામાં આવી. તે મહેરબાનીનો તમોએ આભાર માન્યો, તે જાણ્યું. ભાગ્યહીન શત્રુઓનું જડમૂલથી નિકંદન કાઢી નાંખવું, તેમજ તેઓને બાદશાહીની હદપાર કાઢી મૂકવા; જેથી તેઓનું નામનિશાન પણ બાદશાહીમાં રહે નહિં. તમારી મદદ માટે લશ્કર મોકલવામાં આવે છે. તે લશ્કર આવી પોહોંચે કે તરત તમે અધમ શત્રુઓને બરાબર શિક્ષા કરવા સમર્થ થશો. તમે બાદશાહીની મહેરબાની અને નવાજેશો પોતાના હકમાં વધારો પામે તેમ કરવા યત્ન કરશો.

તમારી અરજીના જવાબમાં બાદશાહનો હુકુમ ને બે લાખ રૂપીયાની બક્ષીસ અને રાજા ગિરિધરબહાદુરને પેહલાં જે હતી તે સઘળી જાગીરો તમને આપવામાં આવે છે.

ટિપ્પણ:— ઉપર્યુક્ત પત્રસંગ્રહનું નામ અજાઇબ-ઉલ-આફાક એટલે "જગતના આશ્ચર્યો" – એવું રાખવામાં આવ્યું છે. આખા પુસ્તકનાં કુલ એકંદર પત્રો ૮૮ છે અને પત્ર સંખ્યા ૨૦૫ ની છે તે પૈકી લગભગ ૧૦૦ પત્રો રાજા છબીલારામ અને બાદશાહ ફેરૂખસીયર તથા મહમદશાહ વચ્ચે ચાલેલ પત્રવ્યવહારના છે; ૮૦ ગિરિધરબહાદુર [illegible]થે અને ૨૫, ભવાનીરામબહાદુર સાથે ચાલેલ પત્રવ્યવહારના પત્ર છે. [illegible]ા તરીકે ઉપર જે પત્રો આપવામાં આવ્યા છે, તે ઉપરથી જણાશે કે– તે સંગ્રહમાં પત્રોની પૂરેપૂરી નકલ કરવામાં આવી નથી. પ્રત્યેક પત્રને આરંભે શીર્ષકરૂપે પત્રનો સાર આપવામાં આવ્યો છે, તેમજ તે પત્ર જે પત્રના ઉત્તરમાં લખાયો હોય, તેનો પણ સાર આપવામાં આવ્યો છે. વસ્તુતઃ સરકારી ઓફીસોમાં રખાતાં આવક જાવક રજીસ્ટરોમાં જેવી નોંધ રાખવામાં આવે છે તેવી નોંધ આ પત્રસંગ્રહમાં જણાય છે.

પત્રોની ભાષા જુની ફારસી છે અને શિકસ્તા નામની લેખન શૈલીમાં લખાયેલા છે

આશ્ચર્ય જેવું છે કે—આખા પુસ્તકમાં કોઇપણ પત્રમાં તથા કોઇપણ સ્થળે તારીખ, માસ, કે સાલ આપેલ નથી. આરંભમાં સાત પાનાંની વિષયાનુક્રમણિકા છે, તેમાંપણ આરંભના કેટલાક પત્રોનો સમાવેશ કર્યો નથી. છતાં ઉપર આપેલ પત્ર નંબર ૧૮૨, ૧૮૩ અને ૧૮૪ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે— ગિરિધરબહાદુર મરાયાપછી બાદશાહે પોતે તેઓના પુત્ર ભવાનીરામને રાજા ચિમ્ણબહાદુરનો ઇલ્કાબ, માળવાની સુબેદારી અને પોતાના પીતાને આપવામાં આવેલો ગ્રાસ સોંપવાનો સ્વહસ્તાક્ષરથી હુકુમ લખી મોકલ્યો હતો.

છતાં પત્ર નં. ૧૯૨ થી એમ જણાય છે કે સૈયદ નજમુદ્દીનને પણ માળવાની સુબેદારી આપવાનો હુકુમ લખવામાં આવ્યો હતો તે હુકુમ બનાવટી માની ભવાનીરામે તેનો સ્વીકાર કર્યો નહોતો અને તેઓએ તેની સાથે લડાઇ કરી હતી. ભવાનીરામે તુરત વાંધા—અરજી બાદશાહને મોકલાવેલી જણાય છે, તે ઉપરથી પત્ર નં. ૧૯૪ તથા ૧૯૫ માં બાદશાહે તેઓને દિલાસો આપ્યાનું અને સુબેદારની જગ્યોએ કાયમ રાખ્યાનું લખવામાં આવ્યું છે. ચઢી આવેલ મરાઠાઓને પણ ભવાનીરામે અદ્ભુત પરાક્રમ કરીને હરાવ્યા હતા, અને તેથી તેઓને ત્યાંથી નાશી જવાની જરૂર પડી હતી. પત્ર નં. ૨૦૪–૨૦૫ ઉપરથી જણાય છે કે તે પરાક્રમના બદલામાં નજમુદ્દીનને પાછો બોલાવી લેવામાં આવ્યો અને ભવાનીરામ ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકવામાં આવ્યો.

ત્યારપછી તેઓને સુબેદારીની જગ્યાએથી ખસેડીને રાજા જયસિંહ સવાઇને અથવા રાજા દયાબહાદુરને નીમવામાં આવ્યાનું બીજા ઇતિહાસોથી જણાય છે. તેને લગતા કોઇપણ પત્રો આ પત્રસંગ્રહમાં દાખલ કરવામાં આવ્યા નથી તેથી એમ અનુમાન થાય છે કે ભવાનીરામને સુબેદારીની જગ્યાએથી ખસેડયા પછી તેઓ સઘળું દફતર લઇ માળવા છોડી ચાલ્યા ગયા હશે તેજ કારણથી ત્યારપછીની કંઇપણ હકીકત તે પત્રસંગ્રહમાંથી પ્રાપ્ત થતી નથી.

# પરિશિષ્ટ અંક ૨૦

## પેશવા દફ્તર પત્રસંગ્રહ, વિભાગ ૧૩.

પત્ર ૫૧. પૃ. ૪૬.

( ચિમણાજી આપાનો પત્ર ) [ ઇ. સ. ૧૭૨૯ ] ?

રા. નિલોબા અહીંઆ રાત્રીએ આવ્યા છે તેની સાથે કહેવરાવેલ વૃત્તાંત જાણ્યા. હાલમાં દયા બહાદુરનો પુત્ર ઉજ્જયિનીમાં છે. દિલ્હીથી તેનો કાસદ આવ્યો હતો તે અમને અહીં મળ્યો, તેની પાસે વકીલનો પત્ર હતો, તે પણ વાંચ્યો તેમાં સૈયદની સુબેદારી વિષે તથા ગિરિધર બહાદુરના પુત્રની સુબેદારી વિષે સવિસ્તર વૃતાંત લખ્યો હતો.

તુરેજબાજખાન ત્યાંથી નિકળ્યો હોત તો તેના ખબર લખ્યા હત [ આ પત્રની ત્યાર પછીની કેટલીક પંક્તિઓ ઘસાઇ ગઇ છે. તેથી વંચાતી નથી ] કહેવરાવવામાં આવ્યું. ઠીક કર્યું. હાલમાં તમારે બહુ સાવધ રહેવું. હું અહીંથી વિદાય થઇને લશ્કર ( ગ્વાલીઅર ) જાઉં છઉં એજ, આશીરવાદ.

જામદારખાનામાં ત્રણસેંહ રૂપીઆ સુધી કિંમતનો દુપટો હોય તો નારોપંતને કહીને તેની પાસેથી જાનાજી ચીતોલેને અપાવવો.

સંપાદકની ટિપ્પણ—ઉપરના પત્રમાં કહેલ નિલોબા તે બાલાજી અવળનો પુત્ર હતો, અને તે ચિટનીસ હતો. એમ જણાય છે. આ પત્ર ચિમણાજી આપાએ દિલ્હીના ખબર આપવાના હેતુથી કોઇ સરદારને લખ્યો હોય એમ જણાય છે અને તે માત્ર દયાબહાદુર અને ગિરિધર બહાદુરના પુત્રોની માળવામાં નિમણોક થઇ તેના ખબર આપવા સંબંધેનો છે.



રાજા દયાબહાદુર

ન હતું. તો પણ ઇંદોરના જમીનદાર નંદલાલ મંડલોઇ ઉપર બાજીરાવ, દયાબહાદુર અને રાજાજયસિંહ સવાઇએ પત્રો લખ્યા છે. તે પત્રોને આધારે તેમજ હોલ્કરાંચી કૈફીયત[૨] નામના ઐતિહાસિક પુસ્તકને આધારે ઇતિહાસ વિશારદ ગોવિંદ સખારામ સરદેસાઇએ મરાઠી રિયાસતના મધ્ય વિભાગમાં તે સઘળા પત્રો પ્રકટ કરી, તે સમયનું ભાન કરાવ્યું છે. મધ્ય પ્રાંત અને માળવાના ઇતિહાસકારે પણ તે સમયનો ઇતિહાસ નોંધી રાખ્યો છે. તે કદાચ હોલ્કરના દફતરી દસ્તાવેજો ઉપરથી આપ્યો હોય તેમ જણાય છે.[૩] પરંતુ હાલમાં સરદેસાઇના સંપાદકપણા નીચે પેશવાના દફતરમાંથી ઐતિહાસિક પત્રો શોધી કાઢી પ્રકટ કરવામાં આવ્યા છે, તે પત્રો સાથે ઉપર્યુક્ત પત્રો તથા ઇતિહાસનો મોટો વિરોધ આવે છે, તે વિરોધનું સમાધાન કરવું અતિ દુષ્કર છે.

છતાં એક વાત તો ચોકસ છે કે–ધાર અને અંજાર વચ્ચે આવેલ તિરલા ગામની નજીક મરાઠાઓ સાથે લડતાં દયાબહાદુર મરાયા. હોલ્કરાંચી કૈફિઅતને આધારે મરાઠી રિઆસતમાં તિરલાના યુદ્ધનું સવિસ્તર વર્ણન આપ્યું છે. માળવાના ઇતિહાસમાં માલ્કમ સાહેબે પણ તેટલીજ રસમય વાણીમાં તેનો ઉલ્લેખ કર્યો છે. રાયબહાદુર ડોકટર સર. રૂદ્રપ્રસાદ તિવારીએ સ્વરચિત ઇંદોરના ઇતિહાસ ( પૃ. ૮–૯ ) માં તેમજ ધાર રાજ્યના ઇતિહાસકાર નંદકિશોર દ્વિવેદીએ પણ ધારના ઇતિહાસ ( પૃ. ૯૪ ) માં તેને સંપૂર્ણ ટેકો આપ્યો છે. અર્વિનના ઇતિહાસમાં જદુનાથ સરકારે સંપાદક તરિકે સરદેસાઇના ઇતિહાસમાંથી ઉલ્લેખો આપી, ઉપરની હકીકતને અનુમોદન આપ્યું છે.[૪] પેશવા દફતર પત્ર સંગ્રહમાંના પત્ર ૨૭ નું પરિશિષ્ટ અંક. ૨૨ માં ભાષાંતર આપ્યું

---

૨ સરદેસાઇકૃત મરાઠી રિયાસત, મધ્યમવિભાગ, પૃ. ૩૬૨–૩૭૨.

૩. Memoir of Central India and Malva by Sir John Malcolm, reprinted from the 3rd. edition, p.p. 68–69.

૪. પૃ. ૩૭૧–૭૨.

છે. તેમાં પણ લખ્યું છે કે માંડવઘાટ અને અંજારના ઘાટ વચ્ચે દયાબહાદુરની સાથે યુદ્ધ થયું હતું. પેશવા દફતર પત્ર સંગ્રહનો તેરમો વિભાગ વિશેષત: ગિરિધરબહાદુર અને દયાબહાદુર સાથે મરાઠાઓને લડાઇઓ થઇ, તે સંબંધેના પત્રોથી ભરેલો છે તે પૈકી દયાબહાદુરના સંબંધીના સત્તર પત્રો છે, જેમાંના કેટલાકમાં તે માળવાના સુબા હતા, એમ સ્પષ્ટ લખેલું છે.[૫]

હવે તિરલાનું યુદ્ધ ક્યારે થયું, તે પ્રશ્નનો નિર્ણય કરવાનું રહે છે. મુસલમાની ઇતિહાસકારોએ તો તે વિષે મૌનજ ધારણ કર્યું છે. સરદેસાઇએ મરાઠી રિયાસતમાં બાજીરાવ પેશવાનો ઐતિહાસિક કાલાનુક્રમ આપેલ છે, તે ઉપરથી ( પૃ. ૧૯૦ તથા પૃ. ૩૬૨ મેં ) તિરલાનું યુદ્ધ તા. ૧૨-૧૨-૧૭૩૧ ને રોજ થયાનું લખ્યું છે. જદુનાથ સરકારે અર્વિનકૃત ઉત્તર મુગલના ઇતિહાસ ( પૃ. ૨૪૪ ) માં અર્વિનથી જુદા પડી તે યુદ્ધની તા. ૨૨-૧૨-૧૭૩૧ ની ઠરાવી છે. છતાં દયાબહાદુર મરાયા પછી મહમદખાન બંગસ માળવાના સુબેદાર તરિકે-તા. ૩-૧-૧૭૩૧ ને રોજ ઉજ્જયિનીમાં દાખલ થયો, એમ અર્વિને લખ્યું છે, તે ઉપરથી દયાબહાદુર ઇ. સ ૧૭૩૦ ના અકટોબરમાં મરાયા હશે, એમ પણ અનુમાન કરે છે. ( પૃ. ૨૪૩ ). ઇંદોરના ઇતિહાસકાર રૂદ્રપ્રસાદ તથા ધારના ઇતિહાસકાર નંદકિશોર તો તિરલાના યુદ્ધનો કાળ છેક ઇ. સ. ૧૭૩૨ સુધી લઇ જાય છે.

---

૫. પત્રો :-૬-૭-૮-૯-૧૧-૧૭-૨૫-૨૬-૨૭-૨૮-૩૧-૩૨-૩૫-૩૭-૩૮ ૪૩-૪૬ દયાબહાદુરને સંબંધ ધરાવતા છે.

પત્રો :-૨૭-૨૮-૩૧-૩૨-૩૭-૩૮-૪૩-૪૬ માં માત્ર તેઓનો પરાભવ થયાનું લખ્યું છે.

પત્રો :-૧૭-૨૫-૨૬-૩૫ માં તેઓ મરાયાનું લખ્યું છે.

પત્રો :-૨૫-૩૫-૪૩ માં તેઓને સુબા કહેલા છે.

પરંતુ પેશવા દફતર પત્ર ૨૭ ના પાદટિપ્પણમાં સંપાદક શ્રી સરદેસાઇ લખે છે કે-ચિમણાજી આપાએ આશરે તા. ૨૫-૧૧-૧૭૨૮ ને રોજ ગિરિધરબહાદુરને અને ત્યાર પછી એક માસે એટલે તા. ૨૫-૧૨-૧૭૨૮ ને રોજ દયાબહાદુરને હણ્યા.[૬] આ આખા પત્ર સંગ્રહમાં કોઇપણ પત્રમાં સાલ લખેલી નથી. કોઇ પત્રમાં મુસલમાની તારીખ, માસ લખેલા છે તો કોઇમાં દેશી તિથિ માસ લખેલ છે; કેટલાક પત્રોમાં તો તારીખ કે તિથિ માસ લખેલ નથી. એટલુંજ નહિ પણ એકજ તારીખે ચિમણાજી આપાને જે પત્રો-લખવામાં આવ્યા છે, તે પ્રત્યેક પત્રની ખ્રિસ્તી તારીખ માસમાં ફેરફાર લખેલ છે.[૭] એમ હોવાથી તે સર્વ પત્રજાળની ગુંથણી-માંથી કંઇ નિર્ણયકારક ખુલાસો થઇ શકતો નથી.

છતાં પત્ર ૨૫-૩૫ અને ૪૩ માં દયાબહાદુરને ઉજ્જયિનીનો સુબો લખેલ છે. ગિરિધરબહાદુરની હયાતિમાં તે સુબાની પદવીએ હોઇજ શકે નહિ. ગિરિધરબહાદુર મરાયા પછી એક જ માસમાં તેઓનો વધ થયાનું કહેવામાં આવે છે. એટલી ટુંકી મુદતમાં ગિરિધર બહાદુરના વધના સમાચાર દિલ્હી પોહોંચે અને ત્યાંથી દયાબહાદુરને સુબેદારની જગ્યાએ નીમવાનો હુકુમ બાદશાહ તરફથી આવી જાય, તે કેવળ અસંભવિત છે. ગત પ્રકરણમાં અજાઇબ-ઉલ-આફાક અને પેશવા દફતર પત્ર ૨૭ ઉપરથી સિદ્ધ કરવામાં આવ્યું છે કે-ગિરિધરબહાદુર મરાયા પછી તેઓની જગ્યોએ તેઓના પુત્ર ભવાનીરામને નીમવામાં આવ્યા હતા.

---

૬. જુઓ પરિશિષ્ટ ૨૨ નો પત્ર ૨૭ મો.

૭. જેમકે પત્ર ૧૮ માં તા. ૧૦ રમજાન=૨૫-૧૨-૧૭૨૮ અથવા તા. ૩૦-૩-૧૭૨૯ લખેલ છે. પત્ર નં. ૨૦ માં તેજ તારીખની બરોબર તા. ૨૫-૧૨-૧૭૨૮ અથવા તા. ૧૭-૧-૧૭૨૯ લખેલ છે. પત્ર નં. ૨૩ માં તેજ તારીખની બરોબર ૨૭-૧૨-૧૭૨૮ અથવા તા. ૩૦-૩-૧૭૨૯ લખેલ છે. પત્ર નં. ૨૪ માં તા. ૨૮-૧૨-૧૭૨૮ લખેલ છે. પત્ર નં. ૨૭ માં તેજ તારીખની બરોબર તા. ૬-૧-૧૭૨૯ ? લખેલ છે.

ભવાનીરામથી મરાઠાઓનો બંદોબસ્ત ન થઇ શકયો, તેથી તેઓની જગ્યોએ રાજા જયસિંહ સવાઇને નીમવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. પરંતુ રાજા જયસિંહ સવાઇ તે સમયે માળવામાં હાજર થયા ન હતા, તે પણ તેટલીજ સ્પષ્ટતાથી કહેવામાં આવ્યું છે. પેશવા દફતર પત્રો ઉપરથી જે અનુમાન ઉપજાવવામાં આવ્યું છે, તે સત્ય માનીએ તો મરાઠી રીયાસતમાં પ્રકટ થયેલા દયાબહાદુર, રાજા જયસિંહ સવાઇ અને બાજીરાવના પત્રો તો અગમ્યજ થઇ પડે છે.

પરિશિષ્ટ અંક ૨૧ માં દયાબહાદુરના રાવ નંદલાલ મંડલોઇ ઉપરના પાંચ પત્રો આપવામાં આવ્યા છે. પ્રથમ પત્રમાં દયાબહાદુર મંડલોઇને લખે છે કે–" ઇશ્વરેચ્છાથી રાજા ગિરિધરબહાદુર સારંગપુરના યુદ્ધમાં પરધામ પધાર્યા. તેની જગ્યોએ મારે તો આપજ છો એમ સમજીને દક્ષિણીઓનો બદલો વાળવાના હેતુથી, દિલ્હી જઇને મેં બાદશાહને અરજ કરી, અને આ પ્રાંતના સુબેદારનો અધિકાર મેળવી લાવ્યો છું, " વગેરે વગેરે, આ અને તેની સાથેના બીજા પત્રો રા. ભાલેરાવે મંડલોઇના દફતરખાનામાંથી શોધી કાઢયા છે. પત્રની નીચે તા. ૨૯ રવિલઅવલ એટલે તા. ૩-૧૦-૧૭૨૯ ની તારીખ આપી છે. ત્યાર પછી દયાબહાદુરના બીજા ત્રણ પત્રો પણ નંદલાલ મંડલોઇ ઉપરના છે. તે પત્રો તા. ૨૬–૧૧–૧૭૨૯ થી તા. ૧૦–૧૦–૧૭૩૧ સુધીના છે. છેલ્લો એટલે ચોથો પત્ર દયાબહાદુરે તા. ૧૦–૧૦–૧૭૩૧ ને રોજ–તિરલા મુકામેથી નંદલાલ મંડલોઇને નાલછા મુકામે લખ્યો છે. આ પત્ર પછી દયાબહાદુરનો એક પણ પત્ર નથી–એટલુંજ નહિ પણ તે છેવટના પત્ર ઉપરથી જણાય છે કે–મરાઠી લશ્કર માંડવઘાટ ઉતરતું હતું, તેની સાથે મંડલોઇનાં માણસો હતાં. તેઓનો ત્યાં કચ્ચરઘાણ વળી ગયો. ત્યાર પછી મરાઠાઓએ એકાએક તિરલા પાસે દયાબહાદુરની સાથે ભેટો કરી, તેઓની સાથે યુદ્ધ કર્યાનું અને તે યુદ્ધમાં દયાબહાદુર મરાયાનું અનુમાન થઇ શકે છે. અર્થાત્ તે પત્રો ઉપરથી તેમજ ત્યાર પછીના રાજા

જયસિંહ સવાઇના પત્ર ઉપરથી તિરલાનું યુદ્ધ ઇ. સ. ૧૭૨૯ માં નહિ, પણ ઇ. સ. ૧૭૩૧ માં થયું હશે એમ ન માનવાનું કંઇ કારણ નથી. હોલ્કરની કૈફીઅતમાં આ યુદ્ધના વિજયનો યશ માત્ર હોલ્કરને જ આપવામાં આવ્યો છે. પરંતુ બાજીરાવે, જયસિંહ સવાઇએ નંદલાલ મંડલોઇ સાથે કહેવરાવેલ સંદેશા જાણીને પોતાના ભાઇ ચિમણાજીનેજ લશ્કરનો ઉપરિ અધિકારી બનાવ્યો હશે અને હોલ્કરને તેની સાથે તેના મદદગાર તરીકે મોકલ્યો હશે.

રા. ભાલેરાવ ઉપરના પત્રોને અંતે જે મુસલમાની તારીખ આપી છે, તે ઉપરથી છેવટના પત્રોની સાલ ઇ. સ. ૧૭૩૧ ની બરોબર છે એમ કહ્યું છે. પરંતુ એ તો-ચોક્સ છે કેઃ-ગિરિધરબહાદુરનો વધ ઇ. સ. ૧૭૨૮ ના ડીસેંબરમાં થયો હતો. ત્યાર પછી મહમદખાન બંગસ રાજા છત્રસાલની સામે લડવામાં બુંદેલખંડમાં રોકાયો હતો. બાદશાહે તેની માળવાના સુબેદારની જગ્યોએ નિમણુક કર્યા પછી તે તા. ૨૫-૧-૧૭૩૧ ને રોજ સારંગપુર, તા. ૨૭-૧-૧૭૩૧ ને રોજ શાહાજનપુર અને તા. ૩૦-૧-૧૭૩૧ ને રોજ ઉજ્જયિનીમાં દાખલ થયો હતો.[૮] તે પહેલાં દયાબહાદુરનો વધ થવો જોઇએ. તેમજ દયાબહાદુરનો મંડલોઇ ઉપર તિરલા મુકામેથી છેવટનો તા. ૧૦-૧૦-૧૭૩૧ નો પત્ર મળી આવ્યો છે. તે તારીખ પહેલાં મરાઠાઓ માંડવઘાટ ઉતરીને ધાર તરફ ધસી આવતા હતા એટલે તા. ૧૦-૧૦-૧૭૩૧ પછી પાંચ સાત દિવસમાં તિરલાનું યુદ્ધ થયાનું સબળ અનુમાન થાય છે. અર્થાત્ તિરલાનું યુદ્ધ તેમજ દયાબહાદુરનો વધ તા. ૧૦-૧૦-૧૭૩૧ થી તા. ૨૨-૧૦--૧૭૩૧ સુધીમાં થયેલ હશે એમ ઉપરની સઘળી હકીકતો એક સાથે વાંચતાં સિદ્ધ થાય છે.

---

૮ Later Mughals by W. Irvine Vol II P. 250

ઉપર ઉલ્લેખિત પેશવા દફતરના પત્રો ઉપરથી એ તો નિશ્ચિત થાય છે કે-ચિમણાજી આપાએ દયાબહાદુરનો એક વખત પરાભવ કર્યો હતો અને બીજીવારના યુદ્ધમાં તેઓનો વધ કર્યો હતો. ઇંદોર તથા ધારના ઇતિહાસોમાંથી પણ તે હકીકતને પુષ્ટિ મળે છે. તે ઉપરથી સરદેસાઇએ સ્વરચિત મરાઠી રિયાસતના ઇતિહાસમાં દર્શાવેલ અભિપ્રાય પ્રમાણે દયાબહાદુરને ચિમણાજી સાથે બે યુદ્ધો થયાં હશે [૯]

**ઇતિહાસ**—રાજા દયાબહાદુરનો ઇતિહાસ રાજા ભવાનીરામ કરતાં પણ વધારે અંધકારગ્રસ્ત છે. અજાઇબ-ઉલ-આફાકમાંના પત્રોએ ભવાનીરામના ઇતિહાસ ઉપર જેટલો પ્રકાશ પાડયો છે, તેટલા પ્રકાશનું સાધન દયાબહાદુરના સંબંધમાં મળી આવતું નથી. ઇ. સ. ૧૭૧૯ માં મહમદશાહ બાદશાહને લઇને સેનાધિપતિ સૈયદહુસેન અલીખાન નિજામ-ઉલ-મુલ્કને શિક્ષા કરવાને દક્ષિણમાં જતો હતો, તે પ્રસંગે માર્ગમાં જયપુરના રાજ્યમાં આવેલ ટોડા મુકામે નાંખેલ છાવણીમાં તેનું ખુન થયું; તે સમયે દયાબહાદુર નિજામના કાકા મહમદ અમીનખાનના પ્રતિનિધિ તરીકે સાથે હતા, અને તેઓની સલાહથી દીવાન રતનચંદ શરણ થયો હતો; દયાબહાદુરના સંબંધમાં તેટલોજ પૂર્વ ઇતિહાસ પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ પેશવા દફતર-પત્ર સંગ્રહ ( વિભાગ ૧૩ ) માં તેઓના સંબંધમાં ચાલેલ જે પત્રવ્યવહાર પ્રકટ થયો છે, તે ઉપરથી તેઓની અંતિમ કારકીર્દી ઉપર સારો પ્રકાશ પડી શકે છે. તે સંગ્રહના પ્રથમ દશ બાર પત્રો ઉપરથી જણાય છે કે ઇ. સ.

---

૯ મરાઠી રિયાસત મધ્યમ વિભાગ પૃ. ૩૬૧

· બ્રમ્હાનંદસ્વામી લેખ માળામાં છપાયેલ ચિમણાજી આપા ના. ૨૪-૪-૩૦ ના પત્ર ( ૪૩ ) માં લખે છે કે-" દયાબહાદુરનો પરાભવ કરીને આજે મહત પુણ્ય પ્રાપ્ત કર્યું " બિરલાનું યુદ્ધ થયા પછી દયાબહાદુર મરાયાના પત્રો તેણે બાજીરાવને લખી મોકલ્યા છે. તે ઉપરથી ચિમણાજી આપાએ તેઓની સાથે બે યુદ્ધો કર્યાનું સિદ્ધ થાય છે.

તેઓમાં સામર્થ્ય ન હતું, છતાં તેઓના પિતા અને કાકાની પેઠે રણમાંથી પાછા ન જ ફરવું જોઇએ, તેવા તેઓ આગ્રહી હતા. તેથી ઘોર સંહારક યુદ્ધ થયું. બન્ને પક્ષોનાં અસંખ્ય માણસો કામે આવી ગયાં. છેવટે દયાબહાદુરે બાદશાહને અંતને સમયે લખી જણાવ્યા પ્રમાણે પોતાનું વચન યથાર્થ પાળ્યું અને પોતાનો પ્રાણ બાદશાહીને અર્પણ કરી દીધો. આ વિજયના સમાચાર મળતાં જ બાજીરાવ અને શાહુ રાજાની છાવણીઓમાં અતિ હર્ષ ફેલાઇ ગયો. બાજીરાવે પોતે અને તેના સરદારોએ તેમજ શાહુ રાજાના સરદારોએ ચિમણાજીઆપા ઉપર ધન્યવાદના પત્રોનો વર્ષાદ વર્ષાવી મુક્યો.

દિલ્હીમાં બાદશાહને અને તેના પ્રધાન મંડળને દયાબહાદુર મરાયાના સમાચાર મળતાંજ તેઓના હાંજાજ ગગડી ગયા. મરાઠાઓને પાછા હાંકી કાઢવાને તો શું, પરંતુ તેઓનાં આક્રમણોને અટકાવવાની પણ તેઓમાં શક્તિ નહતી. છતાં રાજા જયસિંહ સવાઇની ઉશ્કેરણી અને મદદથીજ મરાઠાઓ એટલું બધું જોર કરી શક્યા છે તેની ખાત્રી થવાથી બાદશાહે પોતેજ તેઓની ઉપર અતિ રોષદર્શક પત્ર લખી મોકલ્યો. તુરત મહમદખાન બંગસને દયાબહાદુરની જગ્યોએ નીમીને તેને માળવા તરફ મોટા સૈન્ય સાથે રવાને

તેઓની ફરીઆદીનો નિર્ણય કરવાનું તેનામાં સામર્થ્ય ન હતું. જમીનદારોને જ્યારે બાદશાહ તરફથી રક્ષણ મળવાની કંઈ પણ આશા રહી નહિ, ત્યારે તેઓની દૃષ્ટિ રજા જયસિંહ સવાઇ ઉપર પડી. તે સમયના હિંદુસ્થાનના જે રજપુત રાજાઓ બાદશાહીને અદ્યાવધિ વળગી રહ્યા હતા, તેઓમાં જયસિંહ સવાઇ સૌથી વધારે શક્તિમાન અને સૌથી વધારે પ્રતાપી હતો. પરંતુ તેઓનું એકાદ પ્રસંગે અપમાન કરવામાં આવ્યું હતું, તેથી તેના અંતઃકરણમાં દ્વેષનું બીજ રોપાયું હતું. તે કારણથી બાદશાહીનો સમૂલ વિનાશ કરવાના ઉદ્દેશથી તે ગુપ્ત રીતે પેશવા સાથે પત્રવ્યવહાર ચલાવતો હતો. માળવાના જમીનદારોએ તેની પાસે પોતાની ફરીયાદ જાહેર કરી. તેણે માળવામાં મરાઠાઓને બોલાવવાની અને મુગલ સત્તા ભાંગી નાંખવાની તેઓને સલાહ આપી. તે સમયે માળવામાં ઇંદોરનો ચૌધરી રાવમંડલોઇ બહુ સત્તાવાન્ હતો, અને જમીનદારોની ઉપજમાંથી પગાર આપી બે હજાર સ્વારો અને પાયદળનું લશ્કર રાખતો હતો. દક્ષિણમાંથી માળવામાં દાખલ થવાને માટે નર્મદાનદી ઉપરના ઘાટો તેના તાબામાં હતા, તેથી મરાઠાઓના હુમલાને મદદ આપવાને માટે તેની પસંદગી કરવામાં આવી. બાજીરાવ પેશવાનું બેહજાર સૈનિકોનું સૈન્ય બ્હેરામપુર પાસે પડયું હતું, અને મલ્હારરાવ હોલ્કર આગળ વધતો આવતો હતો. રાવ નંદલાલે એક વકીલ મોકલીને મલ્હારાવને કહેવરાવ્યું કે; તમે નિર્ભયતાથી ચાલ્યા આવો. સઘળા ઘાટો અને ગાળીઓ તમારા લશ્કરને પ્રસાર કરવાને માટે ખુલ્લાં મુકવામાં આવશે, એટલુંજ નહિ પણ અહીંના સઘળા જમીનદારો તમારી મદદે આવશે" મરાઠાઓએ ધરમપુર અને મહસુર વચ્ચે આવેલ અકબરપુર પાસેના ઓવારાએ નર્મદા નદી ઉતર્યા. દયાબહાદુરને આ હકીકતના સમાચાર મળતાંજ શત્રુઓ અંજાર પાસે તાંડાના ઘાટને માર્ગે થઇને આવશે એવું અનુમાન કરીને તે ઘાટનો માર્ગ બંધ કરી દીધો. પરંતુ

જમીનદારોએ મરાઠાઓને ચેતાવી દીધા અને તેઓની સલાહ મુજબ માંડુથી થોડા માઇલ દૂર ભૈરવઘાટ આવેલો છે, તે ઘાટનો તેઓએ માર્ગ લીધો. આ માર્ગેથી તેઓ નિર્વિઘ્ને પ્રસાર થઇ ગયા અને ખુલ્લા મેદાન ઉપર આવી પોહોંચ્યા. છેવટે અંજાર અને ધાર વચ્ચે તિરલાગામ પાસે દયાબાહાદુર સાથે યુદ્ધ થયું, તેમાં દયાબહાદુર મરાયા અને તેઓની સેનાનો સંહાર થઇ ગયો. તે સમયથી મરાઠાઓએ–માળવામાં સ્થાયી સત્તા જમાવી."[૧૦]

આ વૃત્તાંત ઉપરથી જણાય છે કેઃ–રાજા જયસિંહ સવાઇની ખટપટથીજ મરાઠાઓએ દયાબહાદુર ઉપર વિજય મેળવ્યો હતો. તેઓએ જાણ્યું કે–જયસિંહ સવાઇની ઉશ્કેરણીથી જમીનદારો ઉશ્કેરાઇ ગયા છે, ત્યારે તેઓએ રાવનંદલાલ મંડલોઇના મનનું સમાધાન કરવાને એક આંજ્ઞાકિત સેવકની જેમ પત્રો લખ્યા હતા. છતાં મંડલોઇએ કોઇપણ પત્રનો પ્રત્યુત્તર આપ્યો નહતો. બાજીરાવ પેશવા પણ તેની તેટલીજ ખુશામત કરતો હતો, અને મોટી મોટી આશાઓ આપી તેને લલચાવી શક્યો હતો.

તે સમયાંતરમાં કદાચ ચિમણાજી આપાએ સરબુલંદખાન સાથે ચોથ અને સરદેશમુખી લેવાની સલાહ કરવાના કામથી પરવારીને માળવામાં પ્રવેશ કર્યો હશે, અને દયારામનો અંજાર પાસે પરાભવ કર્યો હશે. પરંતુ હોલ્કરાંચી કૈફિયત ઉપરથી જણાય છે કે– બાજીરાવે જયસિંહ સવાઇની સાથે મસલત કરવાને ખાસ પ્રતિનિધિ મોકલ્યો હતો. જયસિંહ સવાઇ યાત્રા કરવાના નિમિત્તે તેની સાથે ઉજ્જયિનીમાં આવ્યા અને ત્યાંથી નંદલાલ મંડલોઇને મલ્હારરાવ પાસે તેને આમંત્રણ

---

૧૦ Memoir of Central India and Malva Vol. I 3rd Edi. pp. 68–69,

કરવા જવાનું કહેવરાવ્યું. નંદલાઇ મંડલોઇએ વકીલ મારફત તે સંદેશ મલ્હારરાવને પોહોંચડાવ્યો. તે સમયે બાજીરાવ પણ સાથેજ હતો. તેઓએ મંત્રણા કરીને ચિમણાજી આપા અને મલ્હારરાવને માળવામાં હુમલો કરવાને મોકલ્યા. દયાબહાદુર આ સઘળા પ્રપંચથી ચેતી ગયા હતા; આ કટોકટના પ્રસંગે સીયર-ઉલ-મુતખેરીનમાં લખ્યા પ્રમાણે દયાબહાદુરે સઘળી હકીકતનું સવિસ્તર ચિત્ર આપી નાણાં અને મદદ મળવાની માગણી કરી તે પત્રમાં અતિ આર્ત્તહૃદયથી લખ્યું હતું કે; "જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી હિંદુસ્તાનની સરહદ અને શત્રુઓના પ્રદેશ વચ્ચે હું મજબુત દીવાલરૂપે થઇ રહીશ; પરંતુ મારા પ્રાણ ગયા પછી મને ભય છે કે મરાઠાઓ આખી બાદશાહી ઉપર પાણીના પુરની માફક રેલાઇ જશે."[૧૧] આ પત્રનો બાદશાહે કંઇ પણ અમલ કર્યો નહિં તોપણ તેથી નિરાશ ન થતાં તેઓએ અંજારપાસે તાંડાનો ઘાટ બંધ કર્યો હતો અને ત્યાં જમીનની અંદર સુરંગો ગોઠવી રાખી હતી. પોતે અંજાર ગામ પાસે મુકામ રાખ્યું હતું. નંદલાલ મંડલોઇની ચેતવણીથી મરાઠાઓનું લશ્કર એકદમ તાંડાના ઘાટથી પાછું ફર્યું; છતાં દયાબહાદુરના સીપાઇઓએ સુરંગોને સળગાવી દીધી, જેથી મંડલોઇના પોતાના કેટલાક કુટુંબીઓ અને કેટલાક જમીનદારો તેમજ મરાઠા સીપાઇઓનો કચ્ચડઘાણ વળી ગયો. દયાબહાદુરે આ હકીકત સાંભળતાંજ તિરલા ગામેથી મંડલોઇને સમજાવવાને ફરી પત્ર લખ્યો. છતાં તેણે તે પત્રની કંઇપણ દરકાર કરી નહિ અને શત્રુઓને મંડુ પાસે ભૈરવ ઘાટનો માર્ગ બતાવીને તે માર્ગેથી નિર્વિઘ્ને આખી સેનાને પ્રસાર કરાવી. ચિમણાજી આપા અને મલ્હારરાવ હોલ્કર આગળ વધતાં તિરલા નજીક પોહોંચી ગયા. દયાબહાદુરની સેનામાં તે સમયે માત્ર ૫૦૦૦ સૈનિકો હતા. ત્યારે મરાઠાઓની સેનામાં ૧૨૦૦૦ સીપાઇઓ હતા. એવડા અસાધારણ અને કસાયેલ લશ્કરને પોહોંચી વળવાનું

૧૧. સીયર-ઉલ-મુતખેરીનનું બ્રિગ્સનું ઇંગ્રેજી ભાષાંતર પૃ-૩૫૪.

તેઓમાં સામર્થ્ય ન હતું, છતાં તેઓના પિતા અને કાકાની પેઠે રણમાંથી પાછા ન જ ફરવું જોઇએ, તેવા તેઓ આગ્રહી હતા. તે સ્થળે ઘોર સંહારક યુદ્ધ થયું. બન્ને પક્ષોનાં અસંખ્ય માણસો કામે આવી ગયાં. છેવટે દયાબહાદુરે બાદશાહને અંતને સમયે લખી જણાવ્યા પ્રમાણે પોતાનું વચન યથાર્થ પાળ્યું અને પોતાનો પ્રાણ બાદશાહીને અર્પણ કરી દીધો. આ વિજયના સમાચાર મળતાં જ બાજીરાવ અને શાહુ રાજાની છાવણીઓમાં અતિ હર્ષ ફેલાઇ ગયો. બાજીરાવે પોતે અને તેના સરદારોએ તેમજ શાહુ રાજાના સરદારોએ ચિમણાજીઆપા ઉપર ધન્યવાદના પત્રોનો વર્ષાદ વર્ષાવી મુકયો.

દિલ્હીમાં બાદશાહને અને તેના પ્રધાન મંડળને દયાબહાદુર મરાયાના સમાચાર મળતાંજ તેઓના હાંજાજ ગગડી ગયા. મરાઠાઓને પાછા હાંકી કાઢવાને તો શું, પરંતુ તેઓનાં આક્રમણોને અટકાવવાની પણ તેઓમાં શક્તિ નહતી. છતાં રાજા જયસિંહ સવાઇની ઉશ્કેરણી અને મદદથીજ મરાઠાઓ એટલું બધું જોર કરી શકયા છે તેની ખાત્રી થવાથી બાદશાહે પોતેજ તેઓની ઉપર અતિ રોષદર્શક પત્ર લખી મોકલ્યો. તુરત મહમદખાન બંગસને દયાબહાદુરની જગ્યોએ નીમીને તેને માળવા તરફ મોટા સૈન્ય સાથે રવાને કરી દીધો. મહમદખાન બંગસે આરંભમાં તો ધામધુમ કરી મૂકી, મરાઠાઓને બે ત્રણ યુદ્ધમાં હંફાવ્યા અને માળવામાંથી વિદાય કરી દીધા. છેવટે જમીનદારો અને તાલુકદારોની બળવાખોરીને લીધે મરાઠા-ઓના વધતા જતા બળ સામે તેનું કંઇ ફાવ્યું નહિ. બાદશાહે એક ખાસ ફરમાન પત્ર મોકલી તેને પાછો બોલાવી લીધો અને તેની જગ્યોએ રાજા જયસિંહની નિમણુક કરી. તે અરસામાં રાજા છત્રસાલનું મૃત્યુ થયું, તેણે બાજીરાવ પેશવાને કૃત ઉપકારના બદલામાં પોતાના રાજ્યનો ત્રીજો ભાગ કાઢી આપ્યો. મરાઠાઓએ આખો માળવા પ્રાંત પવાર-હોલકર અને સિંધિયાએ વેહેંચી લીધો. તે સઘળા સરદારો સાથે બાજીરાવ

છેક દિલ્હીના દરવાજા સુધી ગામડાં લુંટતો અને બાળી નાંખતો પોહોંચી ગયો. રાજા જયસિંહ સવાઇના સલાહથી બાદશાહે તેઓને ત્રીશ લાખ રૂપીઆ આપ્યા, અને ફરીથી બાદશાહી પ્રદેશને કંઇપણ અડચણ ન કરવાની શરત કબુલ કરાવી તેઓને ત્યાંથી પાછા કાઢયા અને માળવા પ્રાંતની સુબેદારી બાજીરાવને આપી ( ઇ. સ. ૧૭૩૬ ) ૧૨



જુઓ પરિશિષ્ટ અંક ૧૮

૧૩. અવિન કૃત ઉત્તર મુગલનો ઇતિહાસ પૃ. ૨૫૩--૫૬

# પરિશિષ્ટ અંક ૨૧

## રાજા દયાબહાદુરના રાવ નંદલાલ મંડલોઇ ઉપરના પત્રો.

### ( પત્ર ૧ તા. ૨૬-૧૧-૧૭૨૯ )

સિદ્ધિ શ્રી ૧૦૮ મહારાજ ધર્મમૂર્તિ રાવ નંદલાલજી, માલવા પ્રાંતના મુખ્ય મુખ્ય સરદાર, સ્વસ્થાન ઇંદોર; જોગશ્રી અવંતિકાથી લેખક દયાબહાદુરના પ્રણામ સ્વીકારશો.

વિનંતી કે–માળવાના રાજા મહારાજા ગિરિધરબહાદુરના કુટુંબમાં માળવાનું પ્રાચીન રાજ્ય ચાલ્યું આવ્યું છે. માળવી સંવત્ ૧૧૩૨ માં દક્ષિણના મરાઠા સરદારો માળવામાં આવ્યા, તેઓએ મોટો વિગ્રહ કર્યો, યુદ્ધો કર્યાં. ઇશ્વરેચ્છાથી રાજા ગિરિધરબહાદુર સારંગપુરના યુદ્ધમાં પરધામ પધાર્યા. તેઓની જગ્યોએ મારે તો આપજ છો, એમ સમજીને દક્ષિણીઓનો બદલો વાળવાના હેતુથી, દિલ્હી જઇને મેં બાદશાહને અરજ કરી અને આ પ્રાંતના સુબેદારનો અધિકાર મેળવી લાવ્યો છું. ત્યારથી મેં કદી પણ આપની આજ્ઞાનો અનાદર કર્યો નથી. મારા સાંભળવામાં આવ્યું છે કે– આપ મારી ઉપર બહુ નારાજ રહો છો. અને મરાઠાઓને માળવામાં લાવી ધણી બનાવવા તથા નિઝામ-ઉલ-મુલ્કનું નિકંદન કાઢી નાખવું, એવી સંતલસ આપ મહારાજા જયસિંહ સવાઇ સાથે કરો છો. એ તમારો વિચાર શું કદી સિદ્ધ થશે ? શું બાદશાહનો પુણ્ય પ્રતાપ ખાંડો થયો છે ? બાદશાહે આ પ્રાંતની સઘળી સત્તા મને સોંપી છે. પચાસહજાર સૈનિકોની સેના તૈયાર છે. રાજા ગિરિધરબહાદુરના આપ પ્રધાન હતા, ત્યારથી આપની સત્તા આખા પ્રદેશ ઉપર વ્યાપ્ત થઇ રહી છે. બાદશાહ પણ આપને રાજા બહાદુરની જગ્યોએ જ માને છે. જ્યારે એમ છે ત્યારે, આપની અવકૃપા મારી ઉપર જે કારણથી થઇ છે, તેના સંબંધમાં લખું છું કે– રાજા ગિરિધર

બહાદુરે જેઓને સરદારો બનાવ્યા છે, તેઓ આપની કૃપાથી બહુ પ્રફુલ્લિત સ્થિતિમાં છે. મેહેસુલ વસુલ કરવા માટે મારે તેઓની ઉપર સખ્તાઇ કરવી પડી. તે કારણથી, આપ, માળવાના સઘળા જમીનદારો અને માળવાની પ્રજાનો મારી ઉપર રોષ થયેલ છે. પરંતુ હવેથી તે બાબતમાં પણ હું આપની ઇચ્છાનુસાર બંદોબસ્ત કરીશ. જે થયું તે થયું, તેની મને ક્ષમા કરો. તાબેદાર ઉપર આપનો જે અભાવ છે, તે કાઢી નાખો; આપણે એક થઇએ અને એક હૃદયથી કામ કરીએ, તો જ દક્ષિણીઓનું વૈર્ય લઇ શકાશે. આપ સમજુ છો. અને તેટલા માટે કાનુગા નરહરદાસજી તથા મયારામ જોષીને મારા તરફથી વકીલાત કરવાનું કામ સોંપી, તેઓને સઘળી હકીકતોથી વાકેફ કર્યા છે. તેઓ આપને સઘળી હકીકત નિવેદન કરશે, તેમજ આ પત્ર વાંચવાથી પણ આપના ધ્યાનમાં આવશે. પ્રત્યુત્તર લખવાની કૃપા કરશો.

તા. ૧૫ જમાદિલ અવલ સન સલ્લાસીન મયા વ અલફ.

( તા. ૨૬-૧૧-૧૭૨૯, શોધક રા. ભાલેરાવ ગ્વાલીયર. )

અનુવાદ-મરાઠી રીયાસત મધ્ય વિભાગ, પૃ. ૩૬૪-૩૬૫

---

## પત્ર ૨ જો

( તા. ૨૩-૩-૧૭૩૧ નો )

સિદ્ધિશ્રી ૧૦૮, ધર્મમૂર્ત્તિ રાવ નંદલાલજી પ્રમુખ સરદાર, પ્રાંત માળવા, સંસ્થાન ઇંદોર. જોગલ. શ્રી અવંતિકાથી સેવક દયાબાહાદુરના પ્રણામ સ્વીકારશો.

ગઇસાલ જમાદિલ અવલ તા. ૧૫ ( ૧૬-૧૧-૧૭૨૯ ) ના રોજનો જે પત્ર આપને કાનુગા નરહરદાસજી અને મયારામ જોષી વકીલ સાથે

મોકલ્યો હતો, તે પોહોંચ્યો હશે. તેઓએ મુખથી પણ સર્વ હકીકત નિવેદન કરી હશે. છતાં આપના હૃદયમાં મારે વિષે જે આંટી પડી ગઇ છે, તેનું સમાધાન આપે કર્યું નહિ. બીજી તરફ આપ શત્રુઓને લાવવા માટે દક્ષિણમાં પત્ર વ્યવહાર કરી રહ્યા છો; આખા માળવા પ્રાંતના જમીનદારોને હાથ કરી, બાદશાહી ડુબવવાની સંતલસ કર્યા કરો છો. તે સર્વ આપ જેવા દાના સરદારને યોગ્ય નથી. આપના મનમાં જે કંઇ ખુંચે છે, તે સઘળું મેં બાદશાહને લખી જણાવ્યું. ત્યાંથી પ્રત્યુત્તર આવ્યો છે કે –" માળવા પ્રાંતનો અધીકાર રાજા ગિરિધર બહાદુરના વંશમાં રહેશે અને રાજા બહાદુરની પ્રણાલી પ્રમાણેજ રાજ્યવહીવટ કરવો. પરંતુ એ રાવ સાહેબ માળવામાંથી બધી ખટપટ બંધ કરી અમારી હજુરમાં શા માટે આવતા નથી ?" એ પ્રમાણે બાદશાહ તરફથી લખાઇ આવ્યું છે, તે આપને વિદિત કરૂં છું. હવે અવિશ્વાસ કાઢી નાંખી, સઘળી ખટપટ દૂર કરો. ખટપટ કરવાથી આપનું કલ્યાણ નથી. આપની ઇચ્છાનુસાર, સઘળા જમીનદારો પાસેથી મેહસુલ વસુલ કરવાનો બંદોબસ્ત ધારાનુસાર કરવામાં આવ્યો છે. તેમાં આજ દિવસ સુધીમાં કંઇપણ ફેરફાર કરવામાં આવ્યો નથી, તેમ હવે પછી પણ કંઇપણ ફેરફાર કરવામાં આવશે નહિ. હજુ પણ આપની ઇચ્છા હશે, તેમજ કરવામાં આવશે. પરંતુ આપ શત્રુઓ સાથે સલાહ કરો છો, તેઓને માળવામાં બોલાવો છો, તેનું શું પરિણામ આવશે, તે આપે વિચાર્યું છે? અમારા સાંભળવામાં આવ્યું છે કે–આપે માળવાનાં નાકાં અને ઘાટો બંધ કર્યા છે અને પચાસહજાર લશ્કર એકઠું કરો છો. તેનું કારણ શું છે ? હું આપને મળવા ઇચ્છું છું. આપ અહીં ઉજ્જયિની પધારો, નહિ તો હું પોતે ઇંદોર આવું.

છ. ૨૫ રમજાન, ઇહિદે સલ્લાસિન મયા વ અલફ

( તા. ૨૩–૩–૧૭૩૧, શોક રા. ભાલેરાવ. )

અનુવાદ–મરાઠી રિયાસત, મધ્યવિભાગ. પૃ. ૩૬૫–૩૬૬

## પત્ર ૩ જો

( તા. ૬–૪–૧૭૩૧ )

સિદ્ધિ શ્રી ૧૦૮, મહારાજ ધર્મમૂર્તિ રાવ નંદલાલજી પ્રમુખ સરદાર, પ્રાંત માળવા, સ્વસ્થાન ઈંદોર. જોગ લ. શ્રી અવંતિકાથી સેવક દયા બહાદુરના પ્રણામ સ્વીકારશો.

વિનંતિ કે, ગઇ તા. ૨૫ રમજાને રોજ આપને મેં એક પત્ર લખી મોકલ્યો છે. તે પત્રમાં આપને રૂબરૂમાં મળવા ઇચ્છા દર્શાવી છે પરંતુ તેનો પ્રત્યુત્તર નહિ આવવાથી આપણો મેળાપ થયો નથી. આથી આપના હૃદયમાં એટલો બધો શલ્ય શો અને શા માટે પેશી ગયો છે, તે સમજાતું નથી. રૂબરૂમાં મળ્યા સિવાય બન્નેનાં હૃદયોની ચોખવટ થઇ શકશે નહિ. આપના હૃદયમાં શું છે તે પત્રદ્વારા પણ આપ જણાવતા નથી. તેથી મારૂં અંતઃકરણ બહુ શંકાશીલ થતું જાય છે. પ્રથમ તો મારી ઉપર આપની નારાજી સ્પષ્ટ જણાય છે. મરાઠાઓ લડવાને તૈયાર થઇ ગયા છે. તેઓને મદદ આપવાને આપ લશ્કર એકઠું કરો છો તેનુ શું પરિણામ આવશે તેનો આપે કંઇ વિચાર કર્યો છે? આપની ઇચ્છા વિરૂદ્ધ માળવામાં કંઇ થયું નથી અને થવાનું નથી. ખુદ બાદશાહને પણ આપનો ભરૂંસો છે અને રાજા ગિરિધર બહાદુરની જગ્યાએ આપને જ ગણે છે. અને તેઓના જેટલું જ આપને માનપાન આપે છે. છતાં આપ એવા શા દબાણમાં આવી પડયા છો? વૈરીઓ સાથે ગુપ્ત પ્રપંચ રમવો, તે આપને ઘટે છે?

તે સઘળું કાનુગા નરહરદાસજી આપને સમજાવીને કહેશે. તે ધ્યાનમાં લાવી, બધી ખટપટ દૂર કરો અને પ્રજાને સુખશાંતિમાં રહેવા દો. એવી મારી વિનંતી છે.

તારીખ ૯ માહે સવાલ ઇહિદે સલ્લાસીન મયા વ અલફ.

( તા. ૬–૪–૧૭૩૧, શોધક રા. ભાલેરાવ )

અનુવાદ, મરાઠી રિયાસત, મધ્ય વિભાગ પૃ. ૩૬૬–૩૬૭

## પત્ર ૪ થો

( તા. ૧૦-૧૦-૧૭૩૧ )

સિદ્ધિ શ્રી ૧૦૮. મહારાજ રાવ નંદલાલજી, સુ. નાલછા. જોગ લ. સુ. તિર્લાથી દયાબહાદુરના પ્રણામ સ્વીકારશો.

માંડવ મુકામેથી તા. ૧૮ મીનો એક પત્ર આવ્યો છે, તેમાં લખ્યું છે કે- રાવસાહેબના જમીનદાર ભાઇભત્રીજાઓએ જ્યારે મરાઠી સેનાની ભરતી જોઇ, ત્યારે તેઓએ તે સેનાને બીજા ઘાટ ઉપર ચઢાવી દીધી અને તેઓ પોતે પ્રતિપક્ષમાં રહ્યા. એમ થયાથી તેઓનો ઘાટ ઉપર ઘાણ નીકળી ગયો. તેઓનાં નામોની વિગત પણ લખાઇ આવી છે. હું આપને પુછું છું કે- એવી આપને માથે શી પીડા આવી પડી છે કે- જેથી આપ મરાઠાઓનું રક્ષણ કરો છો અને આપના ભાઇભત્રીજાઓનો સંહાર કરાવો છો ? તેમજ શત્રુઓના હાથમાં દેશને સોંપી દો છો ? એ શું આપ વાજબી કરો છો ? આપે તેનો કંઇ વિચાર કર્યો છે ? અમારૂં કહ્યું ન માન્યું, તેનું શું ફળ આવ્યું ? પોતાના ભાઇભત્રીજાનો સંહાર અને પોતાના સ્વામીનો દ્રોહ. એ સઘળી બાબતનો વિચાર કરો, પાંચ ડાહ્યા જમીનદારોની સલાહ લો. પણ આપનો પોતાનો માળવા દેશ શત્રુઓને સોંપો નહિ.

ઇશ્વરેચ્છા હશે, તો રાજા ગિરિધરબહાદુરની ગાદી ફરી સ્થાપિત થશે. શું તેઓનો આખો વંશ ડુબી ગયો છે ? આપ તેઓના સ્થાયી પ્રધાન બનશો. બેઠાં બેઠાં જોયા કરશો તો જરૂર એવો સુદિન જોવા ભાગ્યશાલી થશો. પરંતુ શત્રુઓને લાવવાથી અને મહારાજા જયસિંહ સવાઇની સલાહ માનવાથી આપનું કંઇ વળવાનું નથી.

યાદ રાખજો, વખત આવે તે મરાઠાઓ તમારી મદદ ભૂલી જશે અને સ્વચ્છંદે વર્તશે. તેથી આપ તેઓને મદદ કરો માં, તે મારી છેવટની વિનંતી છે.

તા. ૧૯ રબિલાખર સુરસન ઇસન્ને સલ્લાસીન મયા વ અલફ.

( તા. ૧૦-૧૦-૧૭૩૧, શોધક ભાલેરાવ )

અનુવાદ—મરાઠી રીયાસત, મધ્ય વિભાગ, પૃ. ૩૬૭-૩૬૮

---

## પત્ર ૫ મો.

### જયપુરાધિશ મહારાજા જયસિંહ સવાઇનો ઇંદોરના ચૌધરી મહારાવ નંદલાલ મંડલોઇ ઉપરનો પત્ર.

( તા. ૨૬-૧૦-૧૭૩૧ )

સિદ્ધિ શ્રી ૧૦૮, મહારાવ નંદલાલજી પ્રધાન તથા ભાઇ ઠાકોર નરહરદાસજી કાનુંગા, સ્વસ્થાન ઇંદોર, જોગ શ્રી અમરગઢથી લ. મહારાજાધિરાજ શ્રી સવાઇ જયસિંહના પ્રણામ વાંચશો. અહીં સૌ કુશળ છે, ત્યાં પણ તેમજ હશે. શ્રીજીની કૃપા સૌ ઉપર હજો. બીજું લખવાનું કે માળવાની હકીકત આપે લખી મોકલી, તે સઘળી જાણવામાં આવી. તા. ૨૯ રવિલાખરનો પત્ર રાજશ્રી બાજીરાવ પેશવા પ્રધાનનો દક્ષિણમાંથી આવ્યો છે. તેમાં લખ્યું છે કે તા. ૨૧ મીને રોજ (એટલે તા. ૧૨-૧૦-૧૭૨૧ ને રોજ ) આપની ધારણા મુજબ માલવામાં વિજય પ્રાપ્ત થયો, અને દયાબહાદુર સુબા રણમાં કામ આવી ગયા. તે યુદ્ધમાં આપે, ઠાકર નરહરદાસ કાનુંગાએ અને મયારામ વકીલે તન મન ધનથી તેમજ પોતાના ભાઇભત્રીજાઓને મોકલી ઘણી મદદ આપી. પરંતુ માંડવઘાટ ઉપર બાદશાહના સુબા દયારામબહાદુરે ત્રણ સુરંગો લગાવી હતી. અને

પચીસ હજાર માણસોનું લશ્કર એકઠું કરી રાખ્યું હતું. પ્રથમ તો મરાઠાના લશ્કરે જેવો તે ઘાટ ચઢવા માંડયો, તેમાં તેના ઘણા સૈનીકો મરાઇ ગયા. જેઓ ત્યાંથી બચીને આગળ વધ્યા ત્યાંતો ઘાટ ઉપરસુરંગના મોઢાં ઉપર આવી પોહોંચ્યા. તે સમયે શત્રુ સુરંગ ફોડે કે તરત આખુ લશ્કર નાશ પામે, તેવી સ્થિતિ હતી. તેવે અણિને સમયે આપે સુરંગના સમાચાર આપ્યા અને માંડવઘાટનો માર્ગ બદલી ભૈરવઘાટને માર્ગે લશ્કરને ચઢાવ્યું. શત્રુએ જ્યારે સુરંગ ફોડી ત્યારે આપના ભાઇભત્રીજાઓ તેમાં માર્યા ગયા. આપે એટલી બધી મદદ કરી છે કે તેનું વર્ણન થઇ શકે તેમ નથી. એ પ્રમાણે તે પત્રમાં લખાઇ આવ્યું છે તે આપને લખી જણાવવાની જરૂર પડી છે; કારણ કે આપે પોતે તે સઘળી હકીકત વીગતથી લખી મોકલાવી નથી. આપને અનેક ધન્યવાદ ઘટે છે કે– માળવાના સઘળા સરદારોએ માત્ર મારા વચન ઉપર આધાર રાખી પોતાની ફરજ બજાવવાના અને માળવામાં ધર્મના રક્ષણ કરવાના ઉદ્દેશથી માળવામાંથી મુસલમાનોને હાંકી કાઢયા, એ રીતે તમે ધર્મનું રક્ષણ કર્યું અને અમારો મનોરથ સિદ્ધ કર્યો. તે ઉપરથી મેં પેશવાને લખ્યું છે કે–આપની ઇચ્છાનુસાર માળવામાં બંદોબસ્ત કરવો. જેવી બહાદુરીથી આપ મરાઠાઓને માળવામાં લાવ્યા છો તેવીજ રીતે હવે તેઓની સત્તા જમાવવામાં મદદ કરશો. તેઓ પહેલાં માળવામાં આવ્યા હતા, અને ત્યાંથી નાશી જવું પડયું હતું, તેમ આ વખતે ન થાય, એમ તો આપ કરશોજ. ત્રણવાર તેઓ ત્યાં આવ્યા હતા અને ત્રણવાર તેઓને ભાગી જવું પડયું તેવું આ વખતે ન થાય, તે પકકું ધ્યાનમાં રાખશો. બહુ દીર્ઘ દષ્ટીથી કામ લેશો, આપને વિશેષ લખવું પડે તેમ નથી. આપ બહુ શાણા સરદાર છો.

તારીખ ૫ જમાદિલ, અવ્વલ, સનઇસન્ને સલાસીન મયા વ અલફ

[ તા. ૨૬–૧૦–૧૭૩૧ ]

અનુવાદ–મરાઠી રિયાસત, મધ્યમ વિભાગ, પૃ. ૩૬૯

## પત્ર ૬ ઠ્ઠો.

### હોલકરાંચી કૈફિયત.

રજપુતાનાનાં રાજસ્થાનોનો હેતુ એ હતો કે-ગમે તેમ કરીને બાદશાહીનો નાશ કરવો. જયસિંહ સવાઇને મોખરે રાખીને, અને પોતે એક બાજુએ રહીને, દક્ષણી સ્વારો ઉજ્જયિનીમાં મહાકાલેશ્વરનું દર્શન કરવાનું બ્હાનું કાઢીને આવ્યા. એકદમ છતરાયા ન થઇ જવાય, તેવા ઉદ્દેશથી તેઓએ ઇંદોરના જમીનદાર નંદલાલ મંડલોઇને મલ્હારરાવ હોલ્કર પાસે મોકલ્યો. તેની સાથે એવો સંદેશ મોકલ્યો કે-' તમે પરાક્રમ કરવાની ઇચ્છા રાખો છો; તે માટે તમારા પક્ષમાં નાના મોટા સઘળા રાજાઓને સામેલ કરશું. ઉજ્જયિનીમાં બાદશાહનો સુબો દયારામ બહાદુર છે, તેનો પરાભવ કરીને ધાર અને ઉજ્જયિનીમાં સત્તા જમાવીને તમે આગળ ધસો. તે સમયે નાના મોટા સઘળાં રજવાડાઓના વકીલોને તમારી રૂબરૂ મોકલશું. એવી મસલત કરીને નંદલાલ મંડલોઇને રવાને કર્યો. તે પ્રસંગે મલ્હારરાવ અને બાજીરાવ પેશવાએ અંદર અંદર મંત્રણા કરી અને બાજીરાવ પુને ગયો. મલ્હારરાવ હોલ્કરનો ખડી સ્વારીએ નર્મદા નદી ઉતરવાનો વિચાર હતો. એટલામાં નંદલાલ મંડલોઇ બસેંહ સ્વારો સાથે આવી પોહોંચ્યો. સવાઇ જયસિંહે જે સંદેશો કહેવરાવ્યો હતો, તે સઘળો સંદેશો તેણે હોલ્કરને નિવેદન કર્યો, તે સાથે તેમ કરવાથી શા શા લાભો થશે, તે પણ સમજાવ્યું. ત્યારે મલ્હારરાવે આજ્ઞા કરી કે- " ઘાટ ઉતરવાનો જે સૌથી ટુંકો માર્ગ હોય તે અમને બતાવો, જેથી અમે શત્રુની છાવણી નજીક મધ્યાન્હ પેહેલાં પોહોંચી જઇએ."

આ બાજુએ દયાબહાદુરે ધાર નજીક છાવણી નાંખી ઘાટનો મજબુત બંદોબસ્ત કરી નાંખ્યો, પરંતુ નંદલાલ મંડલોઇ અને વઢવાણના જમીનદાર અનુપસિંહે ઘાટ ઉતરવાને માટે એક અતિ અજ્ઞાત માર્ગ શોધી કાઢયો. તેથી દયાબહાદુરનો બંદોબસ્ત નિરર્થક થઇ પડયો.

મરાઠાઓ નર્મદા ઉતરીને સૂર્યોદય પેહેલાં ઘાટ ચઢી ગયા. ઉદાજી પવાર પણ તેજ માર્ગથી હોલકરની સાથે થઇ ગયો. આ સમયે ગ્રીષ્મ ઋતુનો ચૈત્ર માસ હતો. તુરત મરાઠાઓએ "હર ! હર ! મહાદેવ !" ની રણુ હાક કરીને અર્ધ કોશ ઉપરથી દયારામની સેના ઉપર હુમલો કર્યો. રણક્ષેત્ર ઉપર મરાઠાઓએ આખી સેનાનો સંહાર કરી નાંખ્યો; તોપખાનું કબજે કર્યું, તે સાથે પાયદળને તો ઘાસની જેમ કાપી નાંખ્યું. દયા-બહાદુર ૫૦૦૦] સ્વારોને લઇને આવ્યા હતા. તે સ્વારો માર્યા ગયા અને તેઓનો પોતાનો હાથી ઉપરજ શિરચ્છેદ કરવામાં આવ્યો. મલ્હારરાવ હોલકરે ધારમાં વિઠ્ઠોજી બોલેની સરદારી નીચે ૨૦૦૦ સ્વારો રહેવા દીધા અને પોતે ૮૦૦૦ સ્વારો સાથે ઉજ્જયિની જઇને તે શેહેર તાબે કર્યું અને ત્યાં પોતાની સત્તા સ્થાપી. ઉજ્જયિનીમાં તેની સામે થનાર કોઇ હતું નહિ.

આવા મહાન સુબેદારનો એકજ હુમલામાં નાશ થઇ શક્યો, તે દક્ષિણીઓની યુદ્ધ નીતિ કુશળતા, બાજીરાવ પેશવાનું મહદ્‌ભાગ્ય, અને મલ્હારરાવની તરવારના પ્રતાપનું પરિણામ હતું. એટલામાં રજવાડાના વકીલો આવી પોહોચ્યા; તેઓને લઇને મલ્હાવરાવ પુને ગયો. ત્યાં બાજીરાવ સાથે મંત્રણા કરીને વિશેષ બાજી ગોઠવી. બાજીરાવને લઇને તે ત્યાર પછી ફરીથી માળવામાં આવ્યો. ત્યાંથી આગળ વધીને સવાઇ જયસિંહની સલાહ મુજબ તેઓએ દિલ્હીની આસપાસનો સઘળો પ્રદેશ ઉજ્જડ કરી નાંખ્યો. આખા મુલકમાં આગો સળગાવી દીધી, તેનું તેજ સાત માઇલ સુધી પોહોંચ્યું હતું. કુંજપુરા ગામ લુંટી લીધું, ત્યાંથી પુષ્કળ ખજાનો હાથ પડયો. એ રીતે બાદશાહીના સિંહાસનને ડોલાવી દઇ તેઓ ત્યાંથી પાછા ફર્યા. માર્ગમાં સવાઇ જયસિંહ આવી પોહોંચતાં, બાજીરાવ અને મલ્હારરાવ સાથે તેનો ભેટો થયો. જયસિંહ સવાઇ પાસેથી તેઓએ ત્રીશ લાખ રૂપીઆ લીધા અને પછી પોતાના દેશપ્રતિ ચાલ્યા ગયા.

[સરદેસાઇ કૃત. મરાઠી રિયાસત, મધ્યમ વિભાગ, (મરાઠી) પૃ. ૮૭૧-૭૨].

# પરિશિષ્ટ અંક. ૨૨

## પેશવા દફતર પત્ર સંગ્રહ.

### વિભાગ–૧૩

( પત્ર ૯, પૃષ્ઠ ૭ )

### કૃષ્ણાજી હરિનો બાજીરાવ પંત પ્રધાન ઉપરનો પત્ર

જ્યેષ્ઠ વદી–૧૩ [ ૧૬–૬–૧૭૨૬ ? ]

સેવક કૃષ્ણાજી હરિના સાષ્ટાંગ પ્રણામ વિનંતિ એ છે કે:–આપની કૃપા દૃષ્ટિથી અહીં સૌ કુશળ છે. તા. જ્યેષ્ઠ વદી ૧૩ પર્યંત, સુ. સીનર અહીંના વર્તમાન નીચે મુજબ છે :—

આપનો આજ્ઞાપત્ર અંતાજી શિવદેવ સાથે આવ્યો. તે ઉપરથી લશ્કરને રોકીને કેશવ મહાદેવને વરાડ પ્રાંતમાં હું મળ્યો, કેશવ મહાદેવ, ત્ર્યંબક ગંગાધર અને જનાજી ભોંસલે, એ ત્રણે સુબેદારોને હું મળ્યો, તેમાંથી કેશવ મહાદેવે રાઘોજી ભોંસલેને ઉશ્કેરીને કહ્યું કે–રાજ્યની મોહોર રાઘોજીના નામનીજ મોહોર કરાવવી, અને તેને જવાબ આપ્યો કે દરબારશ્રીના હુકુમ પ્રમાણે કરશું. તેઓને તે જવાબ રૂચ્યો નહિ. તેઓએ તો રાઘોજીના નામનીજ મોહોર કરવી, કરવી, એવો આગ્રહ લીધો. તેનો અત્યાગ્રહ જોઇને તેમજ આપ કદાચ નાખુશ થશો, એમ ધારીને અમે તેની માગણી કબુલ રાખી.

વરાડ પ્રાંતમાંથી કુચ કરીને હું ખાનદેશમાં ગયો. ત્યાં બે ચાર મુકામો કર્યાં. કર્ણાજી કોલારિતકર નામનો એક માતબર પટેલ હતો, તેને સોગન ખાઇને સમજાવીને છાવણીમાં બોલાવ્યો. શિરસુદકર નીંબાજી પટેલના કહેવાથી કેશવ મહાદેવ અને રાઘોજી ભોંસલેએ તેનો મધ્ય રાત્રીએ શિરચ્છેદ કર્યો. આ કામને માટે તેઓએ નીંબાજી પાસેથી

પુષ્કળ રૂપીઆ લીધા. આ વિશ્વાસઘાતક કૃત્ય કરવાથી મારે તેઓની સાથે વૈમનસ્ય થયું.

રા. જનાજી ભોંસલેને સાથે લઇને હું રા. અંબાજીપંતની છાવણીમાં એકત્ર થવાને ત્યાંથી વિદાય થયો. અકબરપુર પાસે અમે નર્મદા નદીને ઉત્તર કાંઠે મુકામ કર્યું. દક્ષીણ તીરે કેશવ મહાદેવ અને રાઘોજી ભોંસલેએ મુકામ કર્યું. અમે નદી ઉતરતા હતા, તેવામાં તેઓએ અમારી ઉપર હુમલો કર્યો. નદીમાં લડાઇ શરૂ થઇ. તેઓ નાવમાં બેસીને અમારી પાસે આવી પોહોંચ્યા. રાઘોજી પોતેજ અમારી પાસે આવ્યો. તેની સાથે પાંચ દસ સરતો કરીને અમે અમારી હાર કબુલ કરી. નહિં તો કેશવ મહાદેવ શું કરત, તે કહી શકાતું નથી. બીજે દિવસે ફિરંગોજી સેલકે, માનાજી વાગ, બહીરોપંત ધાયેગુડે, જેઓ વાંકાનેર હતા, તેઓ ત્યાંથી સૈન્ય સહિત અમારી પાસે આવ્યા. તેઓ નર્મદા નદી ઉતર્યા. તેઓ વચમાં પડીને અમને અને કેશવ મહાદેવ તથા રાઘોજીને સમજાવવા લાગ્યા. પરંતુ કંઇ નિકાલ આવતો ન હતો. ત્યારે ફિરંગોજી સેલકે અને માનાજી વાગે અમને કહ્યું કે "તમારે જવું હોય ત્યાં તમે જાઓ અને તેઓને જ્યાં જવું હોય ત્યાં તેઓ જાય."

કેશવ મહાદેવ પાસે શાહુ રાજાએ લખી આપેલ સનંદો હતી, તે અમને તેણે આપી નહિ. અમે માંડવઘાટ ચઢીને ઉપર ગયા. કેશવ અને રાઘોજી પણ તે માર્ગે અમારી પછવાડે આવ્યા. અમે ઇંદોર ગયા, ત્યાં તેઓએ અમારી સાથે તોફાન કર્યું રા. સવાઇ સંતાજી ભોંસલે ખાલસે દેવાસ પ્રાંતથી આવ્યો અને ત્યાં તેઓની સાથે સામેલ થઇને અમારી ઉપર હુમલો કરવાનો તેઓએ વિચાર કર્યો. કુશાજી ગણેશ જે રા. પીલાજી જાધવરાવ તરફથી ઇંદોરનો કમાવીશદાર હતો, તેની પાસે અમે રા. સવાઇ સંતોજી ભોંસલેને મોકલ્યા હતા. તેણે લખી મોકલ્યું કેઃ— "સંતાજી અને માનજી—બન્નેની ફોજ તમારી ઉપર આવે છે, માટે

તમારે નાશી જવું.' તે ઉપરથી કુચ કરીને અમે નવલાઇ પ્રાંતમાં આવ્યા. ત્યાંથી દરરોજ કુચ કરીને તેઓના હુમલાને ચુકાવવાના હેતુથી અંબાજીપંત પાસે જવાનો અમે વિચાર કર્યો. તે માટે ધારના કિલ્લેદારની સાથે મૈત્રી કરી આઠ દિવસ તે કિલ્લામાં અમે રહ્યા.

તે દરમ્યાન કેશવ મહાદેવ અને રાઘોજીને દગો દઇને સંતાજી દયારામ બહાદુરને મળી ગયો. ત્યાં દયાબહાદુરની છાવણી વટાવીને તેઓએ સંતાજી ઉપર હુમલો કર્યો. સંતાજી ધારમાં અમારી પાસે આવ્યો અને તેણે કહ્યું કે;—રાજાનું કાર્ય કરવા બે ચાર દિવસ મુલુકગીરી કરીએ. એ રીતે અત્યાગ્રહ કરવાથી તેને સાથે લઇને અમે આગળ પ્રયાણ કર્યું. ત્યાથી નવલાઇ પ્રાંતમાં ગયા. તેટલામાં દયાબહાદુર અમારી પછવાડે આવ્યા. અમારી અને તેઓની વચ્ચે છ ગાઉનું અંતર રહ્યું હતું. જલ્દી નાશી છુટવું, એવો ઠરાવ કર્યો પરંતુ ભોંસલેની સાથે સંખ્યા બંધ માણસો હોવાથી અમે જલદી નાશી શકીએ તેમ ન હતું. તેથી દયા બહાદુરની પાસે ચાર પ્રષ્ઠિત માણસોને મોકલી સલાહ કરી; થોડા દિવસ તમારે અમારી સાથે રહેવું એવી તેઓએ સરત કરી. દયા બહાદુર સાથે એક માસ અમે ઇંદોર પ્રગણાના ન્હાવા ગામમાં રહ્યા. ત્યાંથી નીકળીને પ્રગણે સારંગપુરના ગામ શાહાજનપુરની નદી ઉપર અમે હુતાશની ગાળી. ત્યાં અંબાજીપંત તાત્યા મંદોસર આવ્યા છે, એવા સમાચાર આવ્યા. તે ઉપરથી રા. જનાજી ભોંસલે અને રંગોવિશ્વનાથને ત્યાં મોકલ્યા. રા. જનોજી ભોંસલે ત્યાં રોકાયા અને રંગોજી પાછો આવ્યો; તેણે સઘળા વર્તમાન કહ્યા, તે ઉપરથી દયા બહાદુરને દગો દઇને ત્યાંથી ચાલ્યા જવું અને અમારા લશ્કર સાથે એકઠા થઇ જવું, એવો અમે વિચાર કર્યો.

એટલામાં જનાજી ભોંસલેએ દયાબહાદુરને ખબર ન પડે તેમ તેઓની છાવણીની બજાર લુંટી. મને સોગન પૂર્વક પણ તેણે કહ્યું કે—"હું અંબાજીપંત પાસે જાઉં છું."

અમે હરરોજ મજલ ઉપર મજલ કરીને બુંદી કોટા તરફ ચાલ્યા. બુંદી કોટામાંથી રૂપીઆ મળ્યા નહિ. ભોંસલેનું લશ્કર હદવિનાનું મોટું હતું. જે રૂપીઆ મળતા, તે સઘળા તેમાંજ ખર્ચાઇ જતા, કંઇ બચાવ થતો નહિ. વર્ષાઋતુ નજીક આવતી હોવાથી કુચ ઉપર કુચ કરીને અમે વરાડ પ્રાંતમાં આવી પોહોંચ્યા. અહીંથી પણ રૂપીઆ મળ્યા નહિ. સીબંદીનો અસંતોષ એટલો બધો હતો કે–તે વિષે વિશેષ લખતો નથી. ખાસ કરીને બંદુકદાર અને બીજા સીપાઇએ તો અમારી ઉપર હલ્લાઓ પણ કરવા માંડયા. જેમ તેમ તેઓને સમજાવ્યા. પરંતુ વર્ષાઋતુ બેશી જવાથી ઘોડાઓને નાળ જડવાના ખર્ચ માટે પંદર હજાર રૂપીઆનું કરજ કર્યું. પરંતુ તેને માટે એક રૂપીઓ પણ મળી શકયો નહિ. શાહુકારોનું દેવું હજુ બીલકુલ પત્યું નથી. આ સઘળી આફતો વર્ણવી જાય તેવી નથી. કેશવ મહાદેવે બહુ કરી. પેહેલેથી અમારે કરજ તો હતું, તેમાં તેના વર્તનથી વધારે કરજ કરવું પડયું. માળવા પ્રાંતમાં કોઇ સ્થળેથી રૂપીઆ મળ્યા નહિ. નાના ગામડાંમાંથી પણ કંઇ મળ્યું નહિ. એવી મુસીબત પડી. ખેર ? એ સર્વનો ખ્યાલ કરી પનિહાર કરવાને સ્વામિ ( શાહુ રાજા ) સમર્થ છે. રાજશ્રી સંતાજી ભોંસલેને સ્વામી ( શાહુરાજા )ના હાથનાં કેટલાંક પ્રામાણિક પત્રો બતાવી તેઓને અમારી છાવણીમાં લઇ આવ્યા. દેવલ ગામથી તેઓ શાહુ રાજા પાસે ગયા. અમે સીનર આવ્યા. કારણ કે–લશ્કરના સીપાઇઓ અને લેણદારો અમને બહુ સતાવતા હતા. તે માટે જ તેઓને સમજાવી રસ્તે પાડયા. સંતાજી સાથે કેશવ મહાદેવ પણ આવેલ છે. તેઓએ કેટલીક ખટપટ કરવા માંડી. તેટલાજ માટે અમે આ વિનંતિપત્ર આપને લખ્યો છે. અમાવાસ્યા પછી અમે એકાદ બે દિવસમાં આપને આવીને મળશું. કેટલાક ખબર જનાજી ભોંસલેએ આપની સેવામાં નિવેદન કર્યા હશે. અમે પણ જલદી આવી પહોંચીએ છીએ. જૂના કાળનો હું આપનો નોકર છું. આપ શિવાય અમારી પીઠ થાબડનાર બીજું કોણ છે ? આપ શિવાય મારે બીજા કોઇનું શરણ નથી. એજ વિનંતિ.

શ્રીમંત રાજશ્રી ( ચિમણાજી ) આપા સ્વામીની સેવામાં સાષ્ટાંગ પ્રણામ. વિનંતિ કે-ઉપરના પત્ર ઉપરથી આપને સર્વ હકીકત વિદિત થશે. અમે જેમ બને તેમ જલદી આપનાં દર્શન કરવા આવીએ છીએ. તોપણ અમને પોતાના માનીને અમને ઉત્સાહિત કરશો, એવી આશા છે. વિશેષ શું લખવું ? અમે આપના આજ્ઞાધારક સેવક તેમજ કુટુંબી છીએ. અમારી પીડ થાબડી અમારી સેવા આપને અંગીકૃત કરવી ઘટે છે. એજ વિનંતિ.

---

## ( પત્ર નં. ૨૭ પૃ. ૨૬ )

### પીલાજી જાદવનો બાજીરાવપંત ઉપરનો પત્ર

તા. ૧૦ રમજાન [ તા. ૩-૧-૧૭૨૯ ? ]

રાજશ્રી ચિમણાજીપંત આપાની સેવામાં. સકલગુણસંપન્ન, અખંડિત લક્ષ્મી અલંકૃત......સ્નેહાંકિત પીલાજી જાધવના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ વિનંતિ કે—અહીં સર્વ કુશળ છે; ત્યાંના કુશળ સમાચાર લખશો.

આપે પત્ર મોકલાવ્યો તે પોહોચ્યો. તે ઉપરથી સઘળા વર્તમાન જાણવામાં આવ્યા. તે પત્રમાં આપે લખ્યું છે કે "દયાબહાદુર આમઝારા ( અંજાર ) નો ઘાટ બંધ કરી અંજાર ગામે છાવણી નાંખી પડયા હતા. ત્યાંથી તે ઘાટ ઉતરીને માંડવ ઘાટ ચઢીને ગેલીયાવરી ગામે આવી પોહોંચ્યા. ત્યાં તેઓની સાથે યુદ્ધ કરવાની જરૂર પડી. ત્યાં રાજશ્રી સ્વામીશ્રી ( બાજીરાવ ) ના પ્રતાપથી તેઓનો પરાભવ કર્યો. તેઓના મોટા મોટા સરદારોનો ઘાણ કાઢી નાંખ્યો, તેમજ તેઓની છાવણી લુંટી લીધી. અઢાર મોટા હાથીઓ હાથ કર્યા. વિગત હવે પછી લખીશ."

તે હકીકત જાણી બહુ સંતોષ થયો છે. વડીલોનાં પુણ્યો આપને સતત મદદ કરવા જોઇએ તેટલાં સમર્થ છે.

અહીંના વર્તમાન નીચે મુજબ છે. રાજશ્રી દાવલ સોમવંશીનો આ મુલુકમાં અમલ બરોબર જામે; તેટલા માટે અમે બીડ, આબેડ, પાથરી, એ ગામોએ થઇને અવઢીઆ ગામ પાસે વાસીમ ગામ આવ્યા છીએ. હવે દેવગઢ ( જૈતપુર ) ને ડાબે પડખે અને ચાદ્દે ગામને જમણે પડખે રાખીને ગઢને રસ્તે જઇશું. તે ખબર તમને જાણવા લખ્યા છે. વિશેષ ખબર રાજશ્રી બાજીરાવ્ પંત પ્રધાનના પત્ર ઉપરથી જાણશો. વિશેષ શું લખવું. ? એજ વિનંતિ.

સંપાદકનું ટીપ્પણઃ—બાજીરાવની સાથે પીલાજી જાધવ હતો. ધારની પશ્ચિમે અંજારની ગાળી પાસે દયાબહાદુરના પરાભવના ખબર જાણી તેણે ઉપરનો પત્ર ચિમણાજી આપાને લખ્યો છે. બાજીરાવ અને તે પોતે હવે કયાં જવાંનો છે અને શું કરવાના છે. તેના પણ ખબર આપ્યા છે. ગિરિધર બહાદુર અને દયાબહાદુર જેઓ એક બીજાના પીત્રાઇ ભાઇઓ થતા હતા અને વારા ફરતી માળવાના સુબા હતાં તેઓની ઉપર ચિમણાજી આપાએ હુમલો કર્યો અને એક માસની અંદર એટલે ગિરિધરબહાદુરને તા. ૨૫–૧૧–૧૭૨૮ ને રોજ અને દયાબહાદુરને તા. ૨૫–૧૨–૧૭૨૮ ને રોજ મારી નાંખ્યા એમ ઉપરના પત્ર ઉપરથી જણાય છે. આ પરાક્રમથી બાજીરાવ અને તેના ભાઇની પ્રતિષ્ઠામાં અનહદ વધારો થયો.

---

## પ્રકરણ ૧૮ મું.

### ઉપસંહાર.

ઇસ્વીસનનો ૧૮ મો સૈકો હિંદુસ્થાનના યુગાંતરનો કાળ હતો. તે પહેલાં લગભગ ૭૦૦ વર્ષોથી હિંદુ પ્રજાને, હિંદુરાજાઓને, હિંદુસમાજને તેમજ હિંદુધર્મને મુસલમાનોની અસહ્ય યાતનામાંથી પ્રસાર થવું પડયું હતું. વસ્તુતઃ ઇ. સ. ૭૧૨ માં બગદાદના અરબ ખલીફ તરફથી મહેમદ કાસીમે સિંધ પ્રાંત જીતી લીધો, ત્યારથી હિંદુસ્થાનના ભીષણ યમયાતના કાલના શ્રીગણેશ મંડાયા હતા. આવી સ્થિતિની સઘળી જવાબદારી હિંદુસ્થાનનાં અસંખ્ય દેશી રાજ્યોના નિરંકુશ અને આપખુદ સત્તાધારી રાજાઓનેજ શિર હતી. તેઓ માત્ર પોતાનાજ અંધ સ્વાર્થીર્થે-જર, જમીન અને જોરની લાલસાથીજ પરસ્પર નાના મોટા વિગ્રહો કર્યા કરતા હતા. અને દેશની વિદ્યાકલાની સમૃદ્ધિમાં પ્રગતિ કરવામાં કેવળ પ્રતિબંધક થઇ પડતા હતા. છેક વૈદિક કાલથી તે બુદ્ધના કાલ સુધીમાં અનેક નાના મોટા સમર્થ રાજાઓ થઇ ગયા છે, પરંતુ તેમાંના કોઇપણ રાજાએ આખા દેશને અથવા દેશના-મોટા ભાગને એકરાજછત્ર નીચે મૂકી એકરાષ્ટ ભાવ ઉત્પન્ન-કરવાને પ્રયત્ન કર્યો

નથી. બૌદ્ધિક સમયમાં અશોક, ત્યાર પછી સમુદ્રગુપ્ત અને ત્યારપછી હર્ષવર્ધન જેવા બે ચાર રાજાઓએ આખા હિંદુસ્થાનનું અથવા તેના મોટા ભાગનું મહાસામ્રાજ્ય સ્થાપવાનો ઉદ્યોગ કર્યો હતો. તેઓ કેટલેક અંશે પોતાના મનોરથોમાં સફળ પણ થયા હતા. પરંતુ પાછળથી તેઓના અનુયાયીઓએ તેઓએ અતિ પરિશ્રમે પ્રાપ્ત કરેલી સંપ્રાપ્તિના ચૂરેચૂરા કરી નાંખ્યા હતા. યદ્યપિ પાછળના કાળમાં પણ કેટલાક નાનાં મોટા રાજ્યો બળવાન્ હતાં, તેઓના કેટલાક રાજાઓ પ્રતાપી અને વીર્યશાલી હતા, પ્રજામાં પણ ધાર્મિક સંસ્કારિતાને લીધે સાહસિકતા, ઉદારતાદિ ગુણોની ખામી ન હતી, તેમજ પરંપરા પ્રાપ્ત વિદ્યાને સુરક્ષિત રાખવાનો બ્રાહ્મણોનો શ્રમ સ્તુતિપાત્ર હતો; એ સઘળું હતું, છતાં માત્ર પ્રત્યેક મનુષ્ય પોતાનો અને પોતાના કુટુંબનોજ સ્વાર્થ સાધવાનું પોતાનું જીવન કર્તવ્ય છે. એમ સમજતો હોવાથી, કોઇપણ સમયે રાષ્ટ્ર ભાવના અથવા સમાજ સંગઠન થવાનો પ્રસંગ આવી શક્યો નહિ. માત્ર વ્યક્તિ સાધનાથી જ જીવનના પરમલક્ષ્ય મોક્ષની સિદ્ધિ થઇ શકે, તેવી હિંદુધર્મની મજબુત માન્યતાનું તે કદાચ અનિવાર્ય પરિણામ હોઇ શકે.

ગમે તેમ હોય, પણ, હિંદુસ્થાનની બહારના બીજા પ્રદેશો રાષ્ટ્ર સંગઠનો કરી આત્મબળ વધારતાં જતાં હતાં, તેજ સમયે હિંદુ પ્રજા અનેક ધાર્મિક, સામાજીક અને રાજકીય કલહો કરી નિર્બળ થઇ જતી હતી. એ નિર્બલતા એટલી બધી પરાકાષ્ઠાએ પોહોંચી હતી કે મુસલમાનો દેશમાં પ્રવેશ કરતાંની સાથેજ એક બાળકની રમતની જેમ આખો દેશ વશ્ય કરવાને સમર્થ થયા હતા. મુગલ બાદશાહોમાં અકબરે હિંદુ મુસલમાનોનું પરસ્પર ઐક્ય કરવાના પ્રયાસો કર્યો હતા; કંઇક અંશે તેના પ્રયાસો ફળીભૂત પણ થયા હતા. છતાં મેવાડના રાણા પ્રતાપસિંહ જેવા વીર રાજાને હિંદુધર્મનું, હિંદુસ્વાતંત્ર્યનું અને હિંદુસમાજનું પરિરક્ષણ કરવાને પોતાની સકળ સંપત્તિનો ભોગ આપવો પડયો હતો, તેને સંતાપવામાં

અકબરે પોતાની કીર્તિને અક્ષય કલંક લગાડયું હતું. ત્યાર પછી શાહે-જહાંએ એક ઉદાર બાદશાહની જેમ ઉદાર રાજનીતિ ચલાવવાનો પ્રયત્ન કર્યો હતો. તે બે બાદશાહોની સમાધાની ભરેલી રાજકાર્ય દક્ષતાથી હિંદુપ્રજાને કંઇ શાંતિ મળી હતી, અને તે પૂર્વના બાદશાહોએ કરેલ અત્યાચારો વિસ્મૃત થવા લાગ્યા હતા.

પરંતુ અકબરે જે વિશાળ હૃદયની રાજનીતિનો પાયો નાંખ્યો હતો અને શાહજહાંએ તેના ઉપર જે સુંદર ઇમારત ચણી હતી, તે ઇમારતનો તેનાજ પુત્ર ઔરંગજેબ ક્ષણ માત્રમાં નાશ કરી નાંખ્યો. યદ્યપિ ઔરંગજેબ જેવો સમર્થ, વિદ્યાવિલાસી, કડક આચાર પાળનાર, દૂરદર્શી અને સંધિ તથા વિગ્રહ ઉભયની કળાઓનો વિશારદ, બીજો કોઇપણ બાદશાહ હિંદુસ્થાનમાંતો શું, પણ બીજા દેશોમાંથી પણ મળવો મુશ્કેલ છે, છતાં તેનામાં રાજલોભ અને ધર્મઝનુન એટલાં બધાં ભયંકર અને વિકાળ રૂપમાં વિકસિત થયાં હતાં કે તેના જેવા ક્રૂર અને સડસા કર્મો કરનાર બાદશાહો મળવા પણ તેટલાજ વિકટ છે. પોતાના ભાઇઓનો દગાથી વિનાશ કરી પોતાના પિતાને કારાગ્રહમાં પુરી દેવા જેવાં અધમ કર્મો તો તેનાથીજ થઇ શકે. આખી બાદશાહીને મજબૂત ટેકો આપી ટકાવી રાખનાર જોધપુરના રાજા જસવંતસિંહે, અફઘાનીસ્તાનમાં બાદશાહીનાજ સંરક્ષણ માટે પ્રાણ ગુમાવ્યા પછી તુરતજ તેના રાજયને ખાલસે કરવાની, અને તેમ કરીને આખા રજપુતાનાની શત્રુતા વ્હોરી લેવાની ધૃષ્ટતા તો તેજ કરી શકે. જેણે પોતાના ભાઇઓને અને પિતાને દગો દીધો હોય, તેને પોતાના પુત્ર કે અધિકારીઓ ઉપર વિશ્વાસ કયાંથીજ આવે? ગમે તેના પડછાયાથી તે ભડકતો હતો અને જે જે અધિકારીઓએ તેની મનોવાંછના પૂર્ણ કરવાને તનતોડ મહેનત કરી હતી, તેઓને પણ તે ઉપર ચઢાવીને પછાડતો હતો. તેમ થવાથી તેની આસપાસનાં, કુટુંબીજનો તેમજ સઘળા સરદારો અને અધિકારીઓ તેનાથી કાયર થઇ ગયા હતા.

દક્ષિણનાં સ્વતંત્ર મુસલમાન રાજ્યોને પણ તે સહન કરી શક્યો નહિ, અને પોતાના શત્રુઓની મદદ લઇને પણ તેણે તેનાં રાજ્યો ખાલસે કર્યાં હતાં. જે સમયમાં **પરસ્પર ગમનાગમનનાં** આજનાં જેવાં સાધનો વિદ્યમાન નહતાં, તેવા સમયમાં આવડો મોટો દેશ એક રાજછત્ર નીચે શી રીતે રહી શકશે, તેનો તેના જેવા વિચક્ષણ પુરૂષને ખ્યાલ પણ આવ્યો ન હતો.

હિંદુ ધર્મ અને હિંદુ સમાજનું તો જડમૂળથી નિકંદન કાઢી નાંખવાને તેણે પ્રતિજ્ઞા લીધી હતી. પરમ કૃપાલુ પ્રભુએ તે સમયે મહારાષ્ટ્રમાં શિવાજી જેવા અંશાવતારી વીરને, રજપુતાનામાં રાણા રાજસિંહને, બુંદેલખંડમાં છત્રસાલ જેવા પ્રતાપી રાજાને ઉત્પન્ન ન કર્યા હોત તો આજે હિંદુસમાજ અને હિંદુધર્મ માત્ર કથાવશિષ્ટ રહેલ હોત. મહારાષ્ટ્રમાં રામદાસ સ્વામી અને તુકારામ, બુંદેલખંડમાં પ્રાણનાથ પ્રણામી અને પંજાબમાં ગુરૂ ગોવિંદસિંહ જેવા સમર્થ ભગવદ્વિભૂતિમાન્ સત્વોએ એ દેશમાં અવતરવાની કરૂણા ન કરી હોત તો ઉપર્યુક્ત સમર્થ રાજાઓ પણ ઔરંગઝેબની ભીષણતાને અસર કરવાને અશક્ત થઇ જાત. છતાં સખેદ સ્વીકારવાની જરૂર પડે છે કે– ત્યાર પછી રાજાઓ તેમજ સંતપુરૂષોમાંથી પણ દેશનો ઉદ્ધાર કરી શકે, ધર્મનું રક્ષણ કરી શકે અને સમાજને છિન્નભિન્ન થતાં અટકાવી શકે તેવો કોઇ પુરૂષ ઉત્પન્ન થયો નહિં.

ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબનું મૃત્યુ થયું, તે સમયેજ બાદશાહી ઇમારત ઉપર તીક્ષ્ણ કુઠારોના અનેક પ્રહારો થઇ ગયા હતા. ઔરંગઝેબ તે પરિસ્થિતિને મૃત્યુને બીછાને સુતાં સુતાં સમજી શક્યો હતો. પરંતુ તે સમયે બાજી હાથથી ગઇ હતી અને બાદશાહીને ટકાવી રાખવાનો ઉપાય રહ્યો ન હતો.

ઔરંગજેબના મૃત્યુ પછી પિતાનું અનુકરણ કરીને તેના પુત્રો અંદર અંદર લડી પડયા; પરિણામે બહાદુરશાહને રાજલક્ષ્મી વરી. બહાદુરશાહ પિતાના જેવો ધર્માંધ અને ક્રૂર નહતો. અકબર અને શાહજહાંના કંઇક ગુણો તેને વારસામાં મળ્યા હતા. પરંતુ તેને બાદશાહીની વ્યવસ્થા કરવાની ઇશ્વરે તક્જ આપી નહિ. તેનું આયુષ્ય પુરૂં થતાંજ તેના પુત્રો પણ પોતાના પૂર્વજોની નીતિને અનુસર્યા. ઇરાની મુગલ ઝુલ્ફીકર અલીખાનની ચતુરાઇથી જહાંદરશાહ બાદશાહી મેળવવા ભાગ્યવાન્ થયો. પરંતુ હવે મુગલબાદશાહીના દિવસો ભરાઇ રહ્યા હતા, તેવા પ્રસંગને માટે તો જહાંદારશાહ જેવા મૂર્ખ, લંપટ, ક્રૂર અને સ્વચ્છંદી બાદશાહજ લાયક હતો. એક વર્ષ પછી તેનાજ ભત્રીજા ફરૂખશીયરે તેની પણ તેવીજ દુર્દશા કરી નાંખી અને સૈયદભાઇઓની તેમજ રાજા છબીલારામ બહાદુરની મદદથી દિલ્હીના મયુરાસન ઉપર વિરાજવાને ભાગ્યદેવીએ તેને સમર્થ કર્યો.

ફરૂખસીયર પણ શક્તિશાલી પિતાના લાડકવાયા પુત્રની જેવોજ મંદબુદ્ધિ, વિષયાસક્ત, સ્વેચ્છાચારી અને ભીરૂહૃદય નીવડયો. ઔરંગજેબની વિશ્વાસઘાતક રાજનીતિને લીધે રાજ્યના અધિકારીઓમાં અનેક પક્ષો પડી ગયા હતા. બહાદુરશાહના સમયમાં તે પક્ષોએ સ્પષ્ટ સ્વરૂપ પ્રકટ કર્યું ન હતું. સૈયદભાઇઓની ઉચ્છ્રંખલતા અને મદાંધતાને લીધે સઘળા પક્ષોએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. એક તરફ ઇરાની અને તુરાની મુગલોના પક્ષ હતો, બીજી તરફ સૈયદભાઇઓનો હિંદુસ્થાની પઠાણોનો પક્ષ, અને ત્રીજી બાજુએ રજપુત રાજાઓનો પક્ષ હતો. ત્રણે પક્ષો એકબીજાનો વિનાશ કરવાની જ ખટપટો કર્યા કરતા હતા.

દુર્દૈવે છબીલારામ અને તેના કુટુંબીઓને પોતાનું સત્વ બતાવવાને તેવો સમયજ સાંપડયો. ફરૂખસીયરના પિતા અઝીમ-ઉશ શાનની માત્ર

કૃપાદૃષ્ટીથીજ દયાળબહાદુર બાદશાહના સેનાપતિની પદવી સુધી પોહોંચ્યા હતા. લાહોરના યુદ્ધમાં તેઓએ પોતાના સ્વામીને તે ઉપકારનો ચક્રવર્ધી વ્યાજ સાથે બદલો આપ્યો હતો. છબીલારામની રાજકીય પ્રવૃતિ શરૂ થાય છે ત્યારથી જ તેઓનામાં દીર્ઘદૃષ્ટી, કાર્યદક્ષતા અને વીરોચિત શૌર્યનું એક સાથે દર્શન વિના રહેતું નથી. તેઓની ફોજદારીનો કોરા મહાલ દિલ્હીથી બહુ દૂર ન હતો, છતાં તેઓએ જહાંદરશાહના ઝંઝાવાત જેવા રાજકાર્યભારમાં લેશ માત્ર પણ ભાગ લીધો ન હતો. પોતાના ઉપકારક સ્વામીના પુત્રને સાહાય્ય આપવાનો સમય આવ્યો કે તુરત કંઇપણ વિલંબ કર્યાવિના તેઓ તેને તનમન અને ધન અર્પણ કરવા દોડી ગયા હતા. તેઓનીજ રણકુશળતાને લીધે ફરૂખશીયરે આગ્રાના યુદ્ધમાં વિજય મેળવ્યો હતો. ફરૂખશીયર તેઓની કિમ્મત પૂરેપૂરી સમજી શકયો હતો. પરંતુ સૈયદભાઇઓથી તે સહન થઇ શકયું નહિ. બાદશાહે તેઓને પોતાની સમીપ રાખવાને માટે પ્રધાન મંડળમાં દીવાનની જગ્યો આપી હતી.; સૈયદો તેજ કારણથી બાદશાહની સામે થયા. આગ્રાના સુબેદાર તરિકે પણ તેઓને રહેવા દીધા નહિ અને છેવટે અલ્હાબાદ પ્રાંતમાં પણ તેઓને શાંતિ થવા દીધી ન હતી.

સૈયદ અબ્દલાખાન અને સૈયદ હુસેનઅલીખાનના પૂર્વજો બગદાદથી હિંદુસ્થાનમાં આવીને પત્યાલામાંથી યમુના નદીના પ્રદેશમાં વશ્યા હતા. સમય જતાં તેઓ સઘળી રીતભાતમાં હિંદુસ્થાનીજ થઇ ગયા હતા. તેઓના સ્વભાવ બગદાદના આરબો કરતાં અફઘાનીસ્તાનના પઠાણોને વધારે મળતો આવતો હતો. રણક્ષેત્ર ઉપર શત્રુના ગમે તેવા ભયંકર મારાની કંઇપણ દરકાર કર્યાવિના તેઓ નીડરતાથી સામે પગલે ઝંપલાવતા હતા. પરંતુ પોતાનાં કૃત્યોનું શું પરિણામ આવશે, તે જોઇ શકવાની તેઓમાં લેશ પણ શક્તિ ન હતી, ત્યારે હિંદુસ્થાન જેવા વિસ્તીર્ણ દેશની બાદશાહીની સુવ્યવસ્થા કરવા જેવી બુદ્ધિસત્તા તો કયાંથીજ હોય ?

તેઓના સમયમાં શિવાજી કે રાજાસિંહ જેવા સમર્થ પુરૂષો રહ્યા ન હતા. છતાં ઔરંગઝેબની હયાતીથીજ મરાઠાઓ એટલું બધું જોર કરી ગયા હતા કે તેઓ નિર્વિઘ્ને બાદશાહીના સરહદના પ્રદેશોને પાયમાલ કરી શકયા હતા.

ફરૂખશીયરના પિતા અઝીમ–ઉશ–શાની કૃપાથીજ બડાભાઇ અબદલ્લાખાન અલ્હાબાદની સુબેદારીએ અને છોટાભાઇ હુસેન અલીખાન પટણાની સુબેદારીએ પોહોચી શકયા હતા. ફરૂખશીયરને મદદ કરવામાં તેઓએ પોતાની ફરજ બજાવવા ઉપરાંત વિશેષ કંઇ કર્યું ન હતું. છતાં વિજય મળતાંજ ફરૂખશીયરને પોતાના ગુલામની સ્થિતિમાં રાખવાને આરંભથીજ તેઓએ ખટપટ કરવા માંડી. ફરૂખસીયરની આસપાસ તે સમયે નિઝામ–ઉલ–મુલ્ક અને તેના કાકા મહમદ અમીખાન જેવા બુદ્ધિશાળી મુગલોનો એક મજબુત પક્ષ બંધાયો હતો, છતાં સૈયદોએ તેઓને પણ દાબી દીધા હતા. રજપુતાનાના રાજાઓમાં તેઓને હંફાવી શકે તેવા જોધપુરના રાજા અજીતસિંહ અને જયપુરના રાજા જયસિંહ સવાઇ વિદ્યમાન હતા. પણ રજપુતોની કુલ પરંપરાના સ્વભાવ પ્રમાણે કોઇ પણ રાજામાં પડોશના રાજાનો ઉત્કર્ષ જોઇ શકવાની હૃદય વિશાળતાની આશા કયાંથી રાખી શકાય. સૈયદોએ પ્રથમ મારો અજીતસિંહ ઉપર કર્યો, ત્યારે કોઈ પણ રજપુત રાજાએ તેને સાહાય્ય કરી નહતી. પરિણામે તેને અપમાન ભરેલી હાર કબુલ કરવી પડી, અને પોતાની કુંવરીને ફરૂખશીયર બાદશાહને પરણાવવાની તેને ફરજ પડી, યદ્યાપિ રાજા જયસિંહ સવાઇ ફરૂખશીયરની હયાતી સુધી તેના પક્ષમાં રહ્યો હતો. છતાં પોતાના ભાઇ વિજયસિંહ અને પોતાના બનેવી બુંદીના રાજા બુદ્ધસિંહનું નિકંદન કાઢી નાંખવાના ઉદ્યોગમાંથી બાદશાહને કંઇપણ મદદ આપવાને તેઓમાં સામર્થ્ય રહ્યું ન હતું. સૈયદભાઇઓએ પોતાની રાજનીતિથી આખી બાદશાહીમાં એટલી બધી બેદિલી ફેલાવી દીધી હતી કે, બાદશાહીના

સઘળા ભાગો ઉપરઉપરથી સંધાયેલા જેવા જણાતાં હતાં, છતાં વસ્તુતઃ એક બીજાથી છૂટા પડી ગયા હતા.

આખી બાદશાહીના સ્વતંત્ર ભોક્તા થવાના લોભને વશ્ય થઇને તેઓએ પોતાના જીવદાતા ફરૂખસીયરનું ખુન કર્યું, અને રમકડાં ન રમાડતા હોય, તેમ જનાનામાંથી એક પછી એક છોકરાઓને લાવી તખ્ત ઉપર બેસાડી દેતા હતા. છેવટનું રમકડું મહમદશાહપણ તેઓથી કાયર કાયર થઇ ગયો હતો. તેવી પરિસ્થિતિનો લાભ લઇને મુગલ અમલદારો જોર કરી ગયા; નિજામ-ઉલ-મુલ્કે દક્ષિણમાં દોડી જઇ બળવો ઉઠાવ્યો અને ત્યાંના સુબેદારોનો અને બાદશાહી લશ્કરનો કચ્ચરઘાણ કાઢી નાંખ્યો. છેવટે મુગલોએ રચેલ પ્રપંચ જાળમાં બન્ને ભાઇઓ સપડાઇ ગયા અને બાદશાહ સહિત આખી બાદશાહી બંડખોર નિજામ-ઉલ-મુલ્કના પક્ષકારોના હાથમાં આવી.

ફરૂખસીયર અને તેના પક્ષનો વિનાશ કરવા માટે સૈયદભાઇઓએ બાદશાહીના કટ્ટર શત્રુ મરાઠાઓની મદદ લીધી હતી. પ્રથમ પેશવા બાલાજી વિશ્વનાથને સૈયદ હુસેનઅલીખાન મરાઠાઓની એક નાની સેના સાથે દિલ્હી લઇ ગયો. આ પ્રસંગે મરાઠાઓ બાદશાહીનું પાણી માપી શક્યા. મરાઠાઓએ કરેલી મદદના બદલામાં બાદશાહના સહી શિક્કા સાથે સૈયદ ભાઇઓએ શાહુ રાજાને દક્ષિણના સઘળા પ્રાંતોમાંથી ચોથ અને સરદેશમુખી લેવાનો હક્ક લખી આપ્યો, અને શિવાજીએ મેળવેલા પ્રદેશ ઉપર શાહુની સ્વરાજ્ય તરિકેની સત્તા સ્વીકારી. તેજ ક્ષણથી મરાઠાઓ ચોથ અને સરદેશમુખીને નિમિત્તે માત્ર દક્ષિણમાંજ નહિ, પણ પડોશના માળવા અને ગુજરાત પ્રાંતોમાં પણ લુંટફાટ કરવા લાગ્યા.

સૈયદોએ એ પ્રમાણે માત્ર મરાઠાઓને બળવાન બનાવીને બાદશાહીના પાયા ગડગડાવી નાંખ્યા, એટલુંજ નહિ પણ ઉત્તરોત્તર

ચાલતી આવતી બાદશાહોની ભૂલો માફક એક મોટી વિઘાતક ભૂલ કરી. છેક અકબરના સમયથી યુરોપની સાહસિક અને પૃથ્વીક્ષુધાતુર પ્રજાઓએ યુરોપની બહારના દેશોમાં જઇને સ્વાભિલાષાઓ પ્રાપ્ત કરવાનું શરૂ કર્યું હતું. પોર્ટુગીઝ, ડચ, ડેન્સ અને ફ્રેંચોને પગલે ચાલીને ઇંગ્લંડની એક વ્યાપારી ટોળીએ ઇસ્ટ ઇંડીઆ કંપનીનું નામ ધારણ કરી ઇ. સ. ૧૬૦૦માં હિંદુસ્થાનમાં પ્રવેશ કર્યો. તે કંપનીના મહત્વાકાંક્ષી પુરૂષોએ સુરત, મદ્રાસ, કલકત્તા અને મુંબઇમાં થાણાં જમાવ્યાં. ખુદ જહાંગીરબાદશાહે પોતે તે કંપનીને સુરતમાં વ્યાપાર કરવાના ખાસ હક્કો આપ્યા છતાં શાહાજહાંના રાજકાળસુધી તેઓની પ્રવૃત્તિ ધ્યાન ખેંચે તેવી નહતી. ઔરંગજેબના સમયમાં બંગાળાના સુબેદાર સાથે તેઓએ બંડ ઉઠાવ્યું. છતાં ઔરંગજેબ દક્ષિણમાં મરાઠાઓને દાબી દેવાના કામમાં રોકાયો હતો તેથી તેને તેઓનું બળ નષ્ટ કરવાને અવકાશ મળ્યો નહિ. ઉલ્ટું, તેનાજ પુત્ર આજમશાહે કલકત્તાની આસપાસનાં કેટલાંક ગામો તેઓને આપ્યાં અને વગર જકાતે ત્યાં વ્યાપાર કરવાનો પરવાનો કરી આપ્યો. ત્યાર પછી મુંબઇમાં તો તેઓએ એક સ્વતંત્ર રાજસત્તા જમાવી, છતાં ઔરંગજેબ તેઓનું વધતું જતું સામર્થ્ય જોઇ શક્યો નહિ. ઇ. સ. ૧૭૧૫ માં ફરૂખશીયર બાદશાહને ભગંદરનો વ્યાધિ થઇ આવ્યો. તે સમયે કંપની તરફથી બંગાળાના સુબા વિરૂદ્ધ કેટલીક ફરીયાદો કરવાને એક પ્રતિનિધિમંડળ આવ્યું હતું. તે મંડળમાં શસ્ત્ર વૈદ્ય વિલ્યમ હેમીલ્ટન પણ હતો. હેમીલ્ટને ફરૂખશીયરને આરામ કર્યો, તેથી બહુ ખુશી થઇ જઇને વજીર સૈયદ અબ્દલ્લાખાને ઇ. સ. ૧૭૧૭ માં તેઓની હુગલી નદીના વ્યાપાર ઉપરની જકાત માફ કરાવી અને મદ્રાસ પાસે કેટલીક જમીન પણ અપાવી. આ ફરમાન મળ્યા પછી અંગ્રેજો બંગાળામાં એટલું બધું જોર કરી ગયા કે, છેવટે ઇ. સ. ૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધમાં બંગાળાના નવાબનો પરાજય કર્યો અને ત્યાર પછી ઇ. સ. ૧૭૬૪ માં બક્ષરના યુદ્ધમાં બંગાળાના નવાબ મીરજાફર,

અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાખાન અને દિલ્હીના બાદશાહ શાહઆલમની સંયુક્ત સેનાને હરાવીને આખો બંગાળાદેશ કબજે કર્યો. ત્યાર પછી બાદશાહીની અવનતિની ગતિનો વેગ એકદમ વધી પડ્યો અને અંગ્રેજો આખી બાદશાહી સ્વાહા કરવા ભાગ્યશાળી થઇ શક્યા. દિલ્હીની બાદશાહીની રંગભૂમિ ઉપર સૈયદોની પછી મુગલો આવ્યા. નિઝામ–ઉલ–મુલ્કનો કાકા મહમદ અમીનખાંનને મહમદશાહ બાદશાહે વજીરાત આપી. નિઝામ જેટલી તેનામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની લાલસા નહતી. પરંતુ દુર્દૈવે તેનું આયુષ્ય લાંબું ટકી શક્યું નહિ. ઇશ્વરે તેને લાંબુ આયુષ્ય આપ્યું હોત તો કદાચ મુગલ બાદશાહીનો એટલી બધી ત્વરાથી અંત ન આવત. મહમદશાહ બાદશાહ પોતાની નિર્બળતા સમજતો હતો. પરંતુ નિઝામને પરાસ્ત કરે તેવો કોઇ પણ અધિકારી હવે રાજ્યમાં રહ્યો ન હતો. તેને સંતોષવો એ એકજ ઉપાય હતો. તેને તેણે દક્ષિણમાંથી બોલાવી વજીરાત આપી, પરંતુ તેનું ધ્યાન તો દક્ષિણદેશ પચાવી પાડવામાંજ હતું, તેથી બાદશાહની સામે થઇ તે દક્ષિણમાં ચાલ્યો ગયો. પાછળ રહેલા મહમદઅમીનખાનના પુત્ર કમરૂદ્દીનખાન અને ખાનદૌરાન સમસમુદ્દૌલાખાન તો કેવળ નિર્માલ્યજ હતા. એવી પરિસ્થિતિનો લાભ લઇને નિઝામે એક તરફ મરાઠા સરદારોને અંદર અંદર લડાવ્યા અને બીજી તરફથી બાજીરાવ પેશવાને માળવા અને ગુજરાત જીતી લેવાને ઉશ્કેર્યો. નિઝામે ગુંથેલી જાળમાં બાજીરાવ જેવો બુદ્ધિશાળી વીરપુરૂષ પણ ફસાયો. માળવા અને ગુજરાત પ્રાંતો તો જીતી શકાયા, પણ પોતાના જ ઘરમાં એટલી બધી ફાટફુટ થવા દીધી કે જેથી મરાઠાઓની સત્તા કોઇપણ સ્થળે સારી રીતે જામી નહિ.

તેવી અરાજક અને અવ્યવસ્થિત સ્થિતિમાં છબીલારામનું જીવન નિર્માણ થયું હતું. કોઇપણ મુસલમાન બાદશાહે ક્ષત્રીઓ સિવાય હિંદની બીજી કોઇપણ જાતિના પુરૂષને સુબેદારીની જોખમદાર જગ્યા

આપી નહતી. અઝીમ-ઉશ-શાને દયાળબહાદુરની યોગ્યતા જોઇનેજ તેને સેનાપતિનું કામ સોંપ્યું હતું. ત્યારપછી છબીલારામ, ગિરિધર બહાદુર, ભવાનીરામ બહાદુર અને દયાબહાદુરના સમયમાં સ્વાર્થાંધ, દગાખોર અને રાજદ્રોહી રાજપુરૂષોથી બાદશાહીનું વાતાવરણ છવાઇ રહ્યું હતું. ઔરંગઝેબે જેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકી સેનાધિપતિનું જોખમ ભરેલું કામ સોંપ્યું હતું, તે ઝુલ્ફીકરખાનની દૃષ્ટિ પણ દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની હતી. ઔરંગઝેબ મૃત્યુ પામ્યો કે તુરત તેણે તેના પુત્ર આજમશાહને સમજાવીને શાહુને ઔરંગઝેબના કેદખાનામાંથી છોડાવી મહારાષ્ટ્રનું રાજ્ય સોંપાવ્યું હતું. તે આજમશાહને પણ તેણે જાજઉના રણક્ષેત્ર ઉપરજ દગો દીધો હતો. નિઝામ-ઉલ-મુલ્કના રાજદ્રોહની કંઇ હદજ નહતી. બાદશાહની ગમે તેટલી કૃપાદૃષ્ટિ હોવા છતાં તેણે વારંવાર દક્ષિણમાં નાશી જઇ બાદશાહીની સામે બંડો ઉઠાવ્યાં હતાં; મરાઠાઓને ઉશ્કેરી તેઓની દ્વારા બાદશાહીને છિન્ન ભિન્ન કરાવી નાંખી હતી. છેવટે ઇ. સ. ૧૭૩૮ માં નાદીરશાહ સાથે ગુપ્ત સંદેશો ચલાવી તેને દિલ્હી ઉપર હુમલો કરવાને ઉશ્કેર્યો હતો; પોતાના પ્રતિસ્પર્ધી ખાનદૌરાન સમસમુદ્દોલાખાન તથા સાદતખાનનું તેજ પ્રસંગે કાસળ કઢાવી નાંખ્યું હતું. નાદીરશાહને દિલ્હી લુંટવાની તેણેજ સલાહ આપી હતી. સીયર-ઉલ-મુતખેરીનના કર્તાએ તેનાં સઘળાં કૃત્યોનું સવિસ્તર વર્ણન કર્યું છે. ×

રજપુત રાજાઓમાં તે સમયે ઉદયપુરના રાણાઓ માત્ર રાજ્ય સાચવી તટસ્થ બેસી રહ્યા હતા. જોધપુરના મહારાજા જયસિંહસવાઇએ બહુ આગળ પડતો ભાગ લીધો હતો. રજપુતાનાના કવિઓ અજીતસિંહની ગમે તેટલી પ્રશંસા કરતા હોય, પણ તેનામાં તેના પિતાના ચારિત્ર્યનું

× જુઓ મોડર્નરિવ્યુ, ઇ. સ. ૧૯૧૪ નો નવેંબરનો અંક, પૃ. ૫૨૩-૫૨૯

એકપણ લક્ષણ હતું નહિ; ક્ષત્રિય રાજાઓમાં જેવી સ્વમાનની લાગણી હોવી જોઇએ, તેવી લાગણી પણ હતી નહિ. સૈયદો સાથે મળી જઇ ફરૂખસીયરની દુર્દશા કરવામાં ભાગ લેવાથી, તેણે પોતાના જીવન ઉપર શાશ્વત કલંક લગાડયું હતું. એટલુંજ નહિં, પણ ત્યારપછી તેની પ્રવૃત્તિઓમાં વીરતા કે વિશાળતા જેવું કંઇ જણાયું નથી. તેના મૃત્યુના સંબંધમાં પણ ઇતિહાસકારોએ તેની ઉપર લંપટપણાનો આરોપ મૂક્યો છે. રાજા જયસિંહ સવાઇ જેવો વિદ્યાવિલાસી, વિદ્વાનોનો દાતા, જયપુર જેવા નમુનદાર નગરને બંધાવનાર અને વસાવનાર છેક ગ્રીસ અને રોમ સુધી વિદ્વાનોને મોકલી જ્યોતિર્વિદ્યાનો ઉદ્ધાર કરનાર પુરૂષમાં ક્ષત્રિયનાં ગુણોનો અભાવ જોઇને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. રણક્ષેત્ર ઉપર તેઓએ કદીપણ વીરતા દર્શાવી નથી. ક્ષત્રીઓની જેમ સામે પગલે ચાલી, તેણે શત્રુઓને હંફાવવાનું એકપણ કૃત્ય કર્યું નથી. અખિલ જીવન પ્રપંચ અને વિશ્વાસઘાત કરવામાંજ ગાળ્યું છે. તેઓની સહાય્યથીજ, તેઓની ઉશ્કેરણીથીજ મરાઠાઓ માળવા અને ગુજરાતને તાબે કરી દિલ્હીના દરવાજા સુધી પોહોચી ગયા હતા, છતાં તેઓ તેજ સમયે બાદશાહ અને બાદશાહના કાર્યભારીઓનો જાણે સાચો મિત્ર છે, એવું મનાવવાને સઘળી યુક્તિ પ્રયુક્તિઓ કર્યા કરતા હતા. રાજા છબીલારામના પણ તેઓ અંગત મિત્ર હતા, ગિરિધરબહાદુરની સાથે પણ તેવીજ મિત્રતા તેઓએ જાળવી રાખી હતી. છતાં માત્ર સ્વાર્થાંધતા ને લીધેજ માળવામાં ગિરિધરબહાદુર, ભવાનીરામબહાદુર અને દયા બહાદુરની દુર્દશા કરાવવામાં તેઓએ તનતોડ મહેનત કરી હતી.

તેઓએ માળવાના જમીનદારોને ઉશ્કેર્યા ન હોત, બાદશાહને ખરી હકીકતથી વાકેફ રાખ્યા હોત, મરાઠાઓની સાથે કંઇપણ સંબંધ રાખ્યો ન હોત તો મરાઠાઓ ગમે તેટલા બળવાન્ હતા, છતાં બાદશાહીની હદમાં પ્રવેશ કરી શકયા ન હોત. તેનું પરિણામ તો તેઓને પોતાને, તેઓના રાજયને અને આખા રજપુતાનાને સહન કરવું પડયું છે. મરાઠાઓએ

મેળવાના કામમાંથી પરવાર્યા પછી રજપુતાનાનાં એકેએક રાજ્યને સતાવવામાં અને લુંટવામાં બાકી રાખી ન હતી.

મરાઠાઓ ગમે તેટલા બળવાન હતા, છતાં વ્યવસ્થા કરવાની તેઓમાં બીલ્કુલ શક્તિ ન હતી. શિવાજીએ સ્થાપિત કરેલી રાજનીતિના તેનાજ પુત્ર શંભાજીએ ચૂરેચૂરા કરી નાખ્યા હતા. ત્યારથીજ રાજ્યના સરદારો અને મુત્સદ્દીઓ વચ્ચે પરસ્પર દ્વેષ અને કલહનાં બીજો રોપ્યાં હતાં. રાજારામને ઔરંગજેબના ત્રાસથી છેક કર્ણાટકમાં જઇને આશ્રય લેવો પડ્યો હતો, તેવા સંયોગોમાં તેણે સહાસીક મરાઠા સરદારોને બની શકે તેવી રીતે શત્રુના પ્રદેશની પાયમાલી કરવાના પરવાના આપ્યા હતા. મહારાષ્ટ્ર દેશ એટલો બધો ફળદ્રુપ અને વિશાળ નથી કે મરાઠાઓનાં ઉભરાઇ જતાં ટોળાં અને ટોળાંઓનો તેમાંથી નિર્વાહ થઇ શકે. ગમે તે પ્રકારે દ્રવ્ય મેળવવું, તે વિના કંઇ છૂટકોજ ન હતો. તેજ કારણથી તેઓ શત્રુના મુલુકમાં ચારે તરફ લુંટો કરતા હતા. બાજીરાવબલ્લાળ બહુ બુદ્ધિશાળી, શૂરવીર અને કાર્યદક્ષ હતો. છતાં મરાઠાઓનાં ક્ષુધાતુર ટોળાંઓની અનિષ્ટ પ્રવૃતિઓ અટકાવવાનું તેમજ જુદાજુદા મરાઠાસરદારોની રાજલોભવૃતિનું ઐકય કરવાનું તેનામાં સામર્થ્ય ન હતું તે સમયે રાજ્યમાં ચારપક્ષો પડી ગયા હતા. સંભાજીના ભાઇ રાજારામની સ્ત્રી તારાબાઇ રાજારામ પછી પોતાના પુત્રનો ગાદીનો હક્ક છે એમ સમજતી હતી. તેને રાજ્યના કેટલાક અમલદારોએ ટેકો આપ્યો હતો. તારાબાઇની જેમજ રાજારામની બીજી સ્ત્રી રાજસબાઇમાં અને તેના પુત્ર સંભાજીમાં તેટલોજ રાજ લોભ હતો, શાહુને ઔરંગજેબના કારાગૃહમાંથી તો મુકિત મળી, પરંતુ આ ઘરના કલેશે તેને ગભરાવી નાંખ્યો હતો, તેના બીજા પિત્રાઇ રાઘોજી ભોંસલે વગેરે ભોંસલેવંશના સરદારોનો એક બીજો પક્ષ પડી ગયો હતો; ત્રીજો પક્ષ સેનાપતિ દાભાડે અને ગાયકવાડનો હતો. અને ચોથો પક્ષ પેશવાનો એટલે બાજીરાવના પોતાનો હતો. શાહુમાં તે ચારે પક્ષોને દાબમાં

રાખવાની અને દાબમાં રાખી તેઓની ઉશ્કેરાઇ જતી પ્રવૃત્તિઓ રાજ્યના જ હિતમાં વાપરવાનું શક્તિ હોત તો આજે હિંદુસ્થાનની જે દશા થઇ છે, તે કદાચ થવા નં પામત. બાજીરાવ બ્રાહ્મણ હોવાથીજ બીજા ત્રણે પક્ષો તેની ઉપર દ્વેષ રાખ્યા કરતા હતા. છતાં બાજીરાવના પક્ષમાં પવાર, હોલ્કર, સિંધિયા જેવા સમર્થ મરાઠા સરદારો પણ હતા. તે મરાઠા સરદારોનું લક્ષ રાજ્યનું હિત સાધવા કરતાં પોત પોતાનાં સ્વતંત્ર રાજ્યો સ્થાપવા તરફજ હતું. તેવી પરિસ્થિતિમાં નિઝામ-ઉલ-મુલ્કના, દાવપેચમાં બાજીરાવ સપડાઇ ગયો. પરિણામ એ આવ્યું કે મહારાષ્ટ્રના રાજ્યના બે ભાગો પડી ગયા. સંભાજીએ કોલ્હાપુરમાં જૂદી ગાદી સ્થાપી; તેણે પુનાની કે સતારાની ગાદીને ટકાવી રાખવાને લેશ માત્ર પણ દરકાર કરી નહિ. જેમજેમ બાજીરાવ અને તેના સરદારો ઉત્તરમાં આગળ વધતા જતા હતા. તેમ તેમ તેની ક્ષુધા વધારેને વધારે તીવ્ર થતી જતી હતી. પેશવાદફતર પત્ર સંગ્રહ ( વિભાગ ૧૩ ) ઉપરથી સ્પષ્ટ જણાય છે કે-ગિરિધરબહાદુરના મૃત્યુ પછી માળવામાંથી ગમે તે પ્રકારે પૈસા મેળવવાની તેણે વારંવાર હૃદયને ઉશ્કેરી નાંખે તેવી માગણીઓના પોતાના ભાઇ ચિમણાજીઆપાને પત્રો લખ્યા છે. મહારાષ્ટ્રના ઇતિહાસકારો તેની રાજનીતિનો હિંદુપત બાદશાહી સ્થાપવાની તેના હૃદયમાં તીવ્ર ઇચ્છા હતી, એમ કહીને ગમે તેટલો બચાવ કરતા હોય, પરંતુ તેનું એક પણ કૃત્ય એવું નહતું કે જેથી હિંદુ રાજાઓનું, હિંદુપ્રજાનું અને પોતાનાજ ઘરમાંજ હિંદુ મુત્સદી અને સરદારોનું સંગઠન થઇ શકે. પોતાની પડોશમાં અને પોતાના ઘરમાંજ નિઝામે જે આગ સળગાવી હતી, તેની તરફ લક્ષ ન આપતાં, તેના જેવા મહા પ્રપંચી શત્રુની સલાહ પ્રમાણે વર્તવાથીજ, હિંદુઓની સ્વતંત્રતા મેળવવાની સુવર્ણ તક તેણે ગુમાવી હતી.

બાદશાહીની સામે બંડ ઉઠાવ્યા કરતાં નિઝામનેજ જડમૂળથી ઉખેડી નાંખવાનો ઉદ્યોગ કર્યો હોત, તો બાદશાહ અને તેના કાર્યભારી-ઓની તેને પૂરેપૂરી મદદ મળી હોત. ગિરિધરબહાદુર જેવા રણશૂર,

હતો. રાજનીતિકુશળતામાં પણ તેઓ પોતાના કાકાથી ઉતરે તેવા નહતા. જે સમયે નિઝામ–ઉલ–મુલ્ક અને રાજા જયસિંહ સવાઇએ માળવાની આખી પ્રજાને બંડખોર બનાવી દીધી હતી, તે સમયે ગિરિધરબહાદુરે તેની સુબાગીરી સ્વીકારી હતી. પોતાનું કામ સંભાળી લેતાંજ તેણે સ્વલ્પ સમયમાં પ્રજાનું મન જીતી લીધું હતું અને ઉશ્કેરાયેલા જમીનદારોને વશ કર્યા હતા. તેઓની જ્યાં સુધી હયાતી હતી ત્યાં સુધી નંદલાલ મંડલોઇ જેવા કાવતરાંખોરનું પણ કંઇ ફાવી શક્યું નહતું. તે તેઓની કુશલ મુત્સદ્દીગીરીનો જ્વલંત દૃષ્ટાંત છે.

ચારિત્ર્યમાં છબીલારામ તેમજ ગિરધરબાહાદુર અદ્વિતિયજ હતા. મુસલમાનો હિન્દુસ્તાનમાં આવ્યા, તે પહેલાં હિન્દુ સમાજમાં વિષયલંપટતા અને ભોગવિલાસ જેવા દુર્ગુણોનું અસ્તિત્વ નહતું તેમ તો નહતુંજ; પરંતુ પ્રમાણમાં તેવા દુર્ગુણોની વ્યાપ્તિ બહુ ઓછાભાગમાં હતી. ખાસકરીને વ્યભિચાર પ્રતિનો આખી સમાજમાં એટલો બધો તિરસ્કાર હતો કે વ્યાભિચારી સ્ત્રી પુરૂષોનાં છડે ચોક ખુનો કરવામાં આવતાં હતાં અને મુસલમાનો તો વ્યાભિચાર અને ભોગવિલાસને મર્દાઈનાં લક્ષણોરૂપ ગણતા હતા; તેથી તેઓ આ દેશમાં આવ્યાપછી જેમ જેમ હિન્દુસમાજ તેઓના સમાગમમાં વધારે અને વધારે આવતી ગઇ, તેમતેમ તેને તે બન્ને દુર્ગુણોનો ચેપ લાગવામાંડ્યો.

રાજા છબીલારામના સમયમાં તે દુર્ગુણો ઉભય સમાજોમાં પરાકાષ્ટાએ પહોંચ્યા હતા. તેઓની સાથે સરખાવી શકાય તેવો તે સમયે બાદશાહીનું સમગ્ર સુકાન ધારણ કરનાર વજીર સૈયદ અબ્દુલ્લાખાન હતો. તે એટલો બધો લંપટ હતો કે મુસલમાન ઇતિહાસકારો પણ તેની સ્થળેસ્થળે નિંદા કર્યા વિના રહ્યા નથી. તેણે પોતાના સ્વામી ફરૂખસીયરના અંતઃપુરમાંથી અતિ સુંદર યુવતીઓને બલાત્કારે પકડાવી મંગાવી તેમને પોતાના અંતઃપુરમાં ધકેલી દીધી

હતી; એટલુંજ નહિ પણ તેણે પોતેજ ત્યાર પછી જેને બાદશાહ બનાવી દીધો હતો તે રૂપી ઉદાર જાતની બેગમ ઉપર મોહી પડયો હતો અને તેનું અપમાન કર્યું હતું.

મહારાષ્ટ્રના સરદારોમાં ગિરિધર બહાદુરનો સમકાલીન અને સમકક્ષ બાજીરાવપેશવા હતો. રાજાછત્રસાલના દરબારમાં નાચનારી વેશ્યા ઉપર તે એટલો બધો મોહી પડયો હતો કે તેણે તેને પોતાની ઉપપત્ની બનાવી હતી, અને તેના છંદમાં તે એટલો બધો ફસાઇ ગયો હતો કે તેના સઘળા સ્નેહીઓ તથા સંબંધીઓ તેની ઘૃણા કરવા લાગ્યા હતા; ખુદ શાહુ રાજા પણ તેનાં વર્ત્તનથી અત્યંત અપ્રસન્ન રહેતા હતા અને તેને વારંવાર ઠપકો આપ્યા કરતા હતા. સમાજમાં તેમજ દરબારમાં તેની એટલી બધી નિર્ભત્સના થયા છતાં તેની તેને કાંઇપણ અસર થઇ નહતી, ઉલટું તેણે મસ્તાનીમાં ઉત્પન્ન થયેલ પુત્ર સમશેર બહાદુરને બુન્દેલખંડમાં પોતાની જાગીરમાંથી બાંદા પ્રગણું કાઢી આપ્યું અને તેને તેનો નવાબ બનાવ્યો. રાજા છબીલારામ અથવા તેના કુટુંબીઓમાં આવું વર્તન હોત તો મુસલમાન ઇતિહાસકારો તેનો કંઇ પણ ઉલ્લેખ કર્યા વિના રહ્યા હોત નહિ. સઘળા ઇતિહાસકારોએ તેઓની પ્રસંગે પ્રસંગે પ્રશંસા કરી છે. આગ્રાના બળવા પછી તેઓને સૈયદોની સામે થવું પડયું, તે માત્ર પોતાના અને પોતાના કુટુંબના બચાવની ખાતરજ તેમ કરવાની તેઓને જરૂ પડી હતી; પણ તેથી ખુદ બાદશાહ તરફની વફાદારીમાં તેઓને તિલમાત્ર પણ ઊણપ આવી નહતી, એમ છેવટે દિવાન રતનચન્દે ગિરિધર બહાદુર સાથે જે શાંતિ, સ્નેહ અને ઔદાર્યથી સલાહ કરી હતી, તે ઉપરથી પ્રતીત થયા વિના રહેતું નથી.×

---

×સરદેસાઇકૃત મરાઠી રિયાસત, મધ્યમ વિભાગ. પૃ. ૪૩૪-૪૩૮.